સ્વ૦ ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા-પુ૦ ૩

# સુશીલાનો દેવ

મૂળ લેખક
પ્રો૦ વામન મલ્હાર જોશી

અનુવાદક
ગોપાળરાવ ભાગવત

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ

સ્વ૦ ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા-પુ૦ ૩

# સુશીલાનો દેવ

મૂળ લેખક

પ્રો૦ વામન મલ્હાર જોશી

અનુવાદક

ગોપાળરાવ ભાગવત

પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

અમદાવાદ



સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ

| જન્મ | અવસાન |
| --- | --- |
| વૈશાખ સુદ ૨, ૧૯૧૭ | માગશર સુદ ૬, ૧૯૮૮ |

# નિવેદન

અમારા વડીલ સ્વ. સાંકળચંદ નરસિંહદાસ ગાંધીના સ્મરણમાં શરૂ કરેલી આ માળાનું બીજું પુસ્તક 'નીતિશાસ્ત્રપ્રવેશ' આજથી લગભગ બે વર્ષ ઉપર પ્રગટ કર્યું ત્યારે જરા પણ ખ્યાલ ન હતો કે એના ત્રીજા પુસ્તક તરીકે એ જ પુસ્તકના લેખક શ્રી. વામન મલ્હાર જોશીએ લખેલી પ્રમાણબદ્ધ, રૂપાળી, આહ્લાદક અને ઉદ્બોધક મરાઠી નવલકથા 'સુશીલેચા દેવ' નો ગુજરાતી અનુવાદ પ્રગટ કરવાનું સદ્ભાગ્ય અમને મળશે. આ અનુવાદ આ માળા માટે અમને સોંપવા બદલ અમે શ્રી. ગોપાળરાવ ભાગવતના આભારી છીએ.

આ પુસ્તકને અંગે બીજી પણ આનંદદાયક ઘટના એ છે કે તેની પ્રસ્તાવના તેમજ તેના લેખક શ્રી. વામનરાવ જોશીનો પરિચય શ્રી. કાકાસાહેબ પાસેથી અમે મેળવી શક્યા છીએ. આ પુસ્તકની પ્રસ્તાવના, શ્રી. કાકાસાહેબે પોતાને ખૂબ કામ ઉકેલવાનું હોવા છતાં, અમારે માટે ખાસ વખત કાઢી લખી મોકલી છે તે સારુ અમે એમના અત્યંત ઋણી છીએ.

અમારી માળાના હેતુ વિશે માળાના પ્રથમ પુસ્તક ‘ભૂખમરાનો ઉપાય ’માં નિવેદન કર્યું છે. એ હેતુ દૃષ્ટિમાં રાખીને જ અમે માળા માટે પુસ્તકો મેળવવાનો પ્રયત્ન કરીએ છીએ. આ પુસ્તક સમાજ-જીવનનાં અનેક અંગોની ચર્ચા કરે છે અને સમાજ સમક્ષ વિચારવા માટે નવી દૃષ્ટિ રજૂ કરે છે. આના વાચનથી વાચકોને વિચારવાનું નવું ભાથું મળશે તો આ પુસ્તક માટેની અમારી મહેનત અમે સફળ માનીશું.

પુસ્તકનાં કાગળ, છપાઈ અને સુશોભનો ઉપરથી તેની કિંમત અંકાતી નથી; પણ તેની અંદર રજૂ થયેલા વિચારવસ્તુ ઉપરથી તે અંકાય છે. અમે આશા રાખીએ છીએ કે વાચકો આ દૃષ્ટિએ આ પુસ્તકનું મૂલ્યાંકન કરશે.

આ પુસ્તક બહાર પાડવામાં અમને મદદ આપનાર શ્રી. નગીનદાસ પારેખ, શ્રી. શંકરદત્ત શાસ્ત્રી તથા શ્રી. દત્તુભાઈ મહાનો અમે આ સ્થળે આભાર માનીએ છીએ.

અંતમાં, આ ગુજરાતી અનુવાદની પ્રસિદ્ધિથી પોતાને થયેલો આનંદ વ્યક્ત કરતું ‘ આનંદ–પ્રદર્શન ’ લખી મોકલવા માટે, પુસ્તકના મૂળ લેખક શ્રી. વામન મલ્હાર જોશીનો આભાર માની અમે વિરમીએ છીએ.

વિજ્યાદશમી : ૧૯૯૫
અમદાવાદ

મણિલાલ સાંકળચંદ ગાંધી

# આનંદ-પ્રદર્શન

લેખકને પોતાના પુસ્તકમાંથી અર્થની પ્રાપ્તિ ન થાય તો પણ એની પ્રસિદ્ધિમાં તેને એક પ્રકારનો આનંદ તો થાય છે જ. અને એ પુસ્તક જ્યારે બીજી ભાષામાં ઊતર્યાના સમાચાર મળે છે ત્યારે એ આનંદ દ્વિગુણિત થાય છે. આજે મારી 'સુશીલાનો દેવ' એ નવલ-કથાનું ગુજરાતી ભાષાંતર પ્રગટ થાય છે, એ જાણી મને આ જ પ્રકારનો આનંદ થાય છે. એ નવલકથાએ મરાઠી વાચકોને આનંદ આપ્યો છે તેમ એ ગુજરાતી વાચકોને પણ આનંદ આપે છે, એવું જ્યારે હું જાણવા પામીશ ત્યારે મારા આ આનંદમાં વિશેષ વધારો થશે.

મરાઠી ઉપરથી

વા. મ. જોશી

# અનુક્રમણિકા

*

# ઋણસ્વીકાર

પ્રો. વામનરાવ જોશીની આ ત્રીજી નવલકથા ગુજરાતી ભાષામાં ઊતરે છે. સ્વ. પ્રો. હરિલાલ માધવજી ભટ્ટે 'આશ્રમહરિણી' પંદરેક વર્ષ પહેલાં ગુજરાતીમાં ઉતારી હતી; અને દશેક વર્ષ પહેલાં 'રાગિણી'નો ગુજરાતી અનુવાદ મારે હાથે થયો હતો. આજે 'સુશીલાનો દેવ' ગુજરાતી જનતા સમક્ષ રજૂ થાય છે.

વિસાપુર તુરંગમાં રાખેલા રાજકેદીઓને લેખનસાહિત્ય મળેલું તેમ મને પણ મળ્યું હતું; ત્યાંનું નિયત કરેલું કામ કર્યા પછી નવરાશ પણ ઘણી રહેતી. 'સુશીલાનો દેવ' મરાઠીમાં વાંચ્યા પછી એને ગુજરાતીમાં ઉતારવાની ઘણા વખતની ઇચ્છા હતી. જેલસાથી શ્રી. નગીનદાસ પારેખે પણ એ ઇચ્છાને જોર આપી અનુવાદ થયા પછી એક વાર જોઈ જવાની સંમતિ આપી હતી. એ જ અરસામાં પ્રો. બ. ક. ઠાકોરે 'સુશીલાના દેવ'નો પરિચય આપતો લેખ કોઈક નિયતકાલિકમાં લખેલો, તે વાંચવામાં આવેલો. પ્રો. વામનરાવ જોશીએ અનુવાદ કરવાની પરવાનગી નિરપેક્ષ રીતે આપી હતી. આ બધી બાબતો ભેગી થઈ ને અનુવાદનું કામ કરવાની ઇચ્છા કૃતિમાં ઊતરી, ને થોડા જ વખતમાં આ અનુવાદનું હસ્તલિખિત તૈયાર થયું.

જેલમાંથી છૂટીને બહાર આવ્યો, પણ સંજોગોને વશ થઈ મારે આફ્રિકા આવવું પડયું. મને હતું કે અનુવાદનું હસ્તલિખિત મારા પાછા આવતાં લગી પેટીમાં જ પડયું રહેશે. પણ મિત્રોના પ્રયાસોથી એ હસ્તલિખિત આજે મુદ્રિત સ્થિતિમાં દેખા દે છે. પૂ. કાકાસાહેબે એની પ્રસ્તાવના તેમજ પ્રો. જોશીનો પરિચયાત્મક લેખ લખી આપીને આ અનુવાદને સુંદર બનાવવામાં ફાળો આપ્યો છે. ભાઈ નગીનદાસે પ્રૂફો વાંચી જઈ મારી ભાષાની ક્ષતિઓને બને તેટલી દૂર કરવાનો પ્રયત્ન કર્યો છે, ને શ્રી. ગાંધી બન્ધુઓએ પ્રકાશનની જવાબદારી સ્વીકારી પોતાની સાહિત્યપ્રીતિનો પરિચય આપ્યો છે.

'सुशीलेचा देव'ને ગુજરાતીમાં ઉતારવાની ઇચ્છા થઈ ત્યારથી તે આજે વાચકોના હાથમાં આવે છે ત્યાર લગીનો તેનો આ સંક્ષિપ્ત ઇતિહાસ છે. એ ઇતિહાસ મારે કેટકેટલી વ્યક્તિઓના ઋણનો સ્વીકાર કરવાનો છે, તે વાચકોને સ્પષ્ટ રીતે દર્શાવશે. ફરીથી સૌનાં નામનો વિગતવાર ઉલ્લેખ કરવાને બદલે સમુચ્ચયે સૌના ઋણનો અન્તઃકરણપૂર્વક સ્વીકાર કરું છે.

પ્રો. જોશીની બીજી બે નવલકથાઓ—'इन्दुकाळे व सरला भोळे' અને 'विस्तवाशी खेळ'—ને પણ ગુજરાતી ભાષામાં ઉતારવાની ઇચ્છા છે—જો આ અનુવાદ ગુર્જર જનતાના સત્કારને પાત્ર થશે તો.

અનુવાદને બન્યો તેટલો સારો કરવાનો મેં પૂરો યત્ન કર્યો છે; છતાં રહી ગયેલી ભૂલો બતાવનાર ભાઈબહેનોનો હું આભારી થઈશ.

નાઈરોબી,
૧૨–૯–'૩૯

ગોપાળરાવ ભાગવત

# युगधर्मनो भगवान

શ્રી. વામનરાવ જોશી મારા માનીતા મિત્ર છે. 'આશ્રમહરિણી', 'રાગિણી', વગેરે એમની નાનીમોટી નવલકથાઓ વાંચીને હું ખુશખુશ થઈ ગયો હતો. વડોદરામાં અમે મળતા ત્યારે અનેક વિષયોની ચર્ચા કરતા. વામનરાવ બહુશ્રુત છે, વિદ્વાન છે, રસિક છે; એમની વાતોમાં તેમજ લખાણોમાં ઉત્તમ ટંકશાળી ભાષા, સારાસારા વિચારો, મજાની દલીલો, અને બુદ્ધિને ખોરાક હમેશાં મળવાનાં. એવા માણસનાં વખાણ કરતાં આપણે ધરાતા નથી, પણ એ જ વખાણ લાંબા વખત સુધી ચાલે એટલે વખાણ કરી કરીને માણસનું મોઢું ભાંગી જાય છે, અને પછી બાસૂદી પછી જેમ માણસ ચટણી કે આદુ ખાય છે તેમ માણસ દોષો જોવા નીકળે છે. આટલાં જેનાં વખાણ આપણે કરીએ છીએ તેના દોષો પણ શોધવા જોઈએ એમ માણસને થઈ જ જાય છે.

હું જ્યારે જેલમાં હતો ત્યારે વામનરાવે 'सुशीलेचा देव' નામની નવલકથા મને વાંચવા મોકલી. જેલની નવરાશ અને વામનરાવની કૃતિ. બીજે જ દિવસે વાંચીને ખતમ કરી. પછી પોતાની વાસરીમાં એ નવલકથા વિષે લખવા બેઠો. મનમાં હતું કે જેટલું વિરુદ્ધ લખાય તેટલું લખવું.

એ વખતની એ નોંધ હમણાંહમણાં મેં મારા એક મિત્રને જોવા મોકલી. તેમણે એ એક માસિક પાસે મોકલી દીધી. મને ખબર પડી કે બાણુ હાથમાંથી છૂટી ગયું છે. એ પોતાનાં ઘાતકી કર્મ કર્યા વગર રહે નહિ. મેં એ નોંધ ઉપર એક નોંધ લખી. આખું લખાણુ સૌમ્ય કરવાનો પ્રયત્ન કર્યો, પણુ એ મલમપટ્ટી કેટલી કામ આવવાની હતી ? આજે પસ્તાઉં છું કે એવું એકાંગી લખાણુ મેં મારી કલમમાંથી જવા દીધું.

એ જ ચોપડીના આ ગુજરાતી અનુવાદ માટે પ્રસ્તાવના લખવાની મને તક મળી છે એટલે હવે થઈ ગયેલી જૂની ભૂલ સુધારી શકાય છે. ભાષાંતર જોઈ જવાનો વખત મને મળ્યો નથી, પણુ તે સારું હશે એ વિષે મને શંકા નથી. મૂળે વામનરાવની શૈલી, ખાસ કરીને આ ચોપડીમાં, સજ્જનના હૃદય જેવી સરલ છે. પ્રકૃતિનાં વર્ણનો, સ્વભાવનાં ચિત્રો, સ્થાનિક રિવાજોના કે રહેણીકરણીના ઉલ્લેખો આમાં બહુ ઓછા છે. આ નવલકથાની શૈલી બંદૂકની ગોળી જેવી સીધી સોંસરી છે. મતલબ સાથે મતલબ, આડીઅવળી લપ એમાં ન મળે. આજના જમાનાના વાચકો માટે આવી જ શૈલી સર્વોત્તમ ગણાય. આવી શૈલીના લખાણુનું ભાષાંતર કરવામાં મુશ્કેલી ઓછી, અને ભાષાંતરકાર બન્ને સમાજમાં અને બન્ને સાહિત્યમાં જ્યારે ઓતપ્રોત હોય ત્યારે ભાષાંતર વિશે શંકા લાવવાનું કારણુ જ નથી. વળી મરાઠી અને ગુજરાતી, એ બે ભાષાઓ એકબીજાની એટલી તો નજીક છે કે ભાષાંતર કરવું એટલે ફેંટો ઉતારી પાઘડી પહેરવા જેટલું સહેલું છે; માત્ર ઉપર કહ્યું તેમ ભાષાંતરકાર સવ્યસાચી હોવો જોઈએ.

'સુશીલાનો દેવ' એ નવલકથા લખાઈ તે વખતે સમાજ-સત્તાવાદનો પ્રચાર આજના જેટલો થયો ન હતો. એ મત પરત્વે આપણે ત્યાં રાજકીય પક્ષ પડ્યા ન હતા, અને એના સિદ્ધાંતના શાસ્ત્રાર્થ પણુ થયા ન હતા. આજે તો આ નવી દુનિયાનું એક અલાયદું સાહિત્ય

તૈયાર થવા લાગ્યું છે, એવે વખતે 'સુશીલાનો દેવ' નવાજૂના બન્ને વિચારના અને જમણુડાબા બન્ને પક્ષના લોકોને પ્રિય થઈ પડશે એ વિશે મને શંકા નથી. બાલપણની ભોળી ભક્તિથી માંડીને મોટપણમાં તર્કનું સહરા વટાવ્યા પછી કેવળ ધ્યેયનિષ્ઠા સુધી ઈશ્વર વિશે જે જે કલ્પનાઓ માણસ સેવે છે તેનું આછું ચિત્ર અહીં આપેલું છે. ઈશ્વર, ધર્મ, સમાજરચના, સત્યનિષ્ઠા, અહિંસાવાદ, સામાજિક અન્યાય અને તે દૂર કરવાના ઉપાયો, બધા જ વિષયોનો અહીં વિચાર થયો છે, અને તે એટલી હળવી શૈલીથી કે કેવળ બે ઘડીના વિનોદને અર્થે જ જેઓ નવલકથા હાથમાં લે છે તેમને માટે પણ અહીં એકે પ્રકરણ નીરસ કે ટાળવા જેવું લાગવાનું નથી. જરાક ચર્ચા લંબાઈ, વિષય ઊંડાણમાં ઊતર્યો કે વામનરાવને તરત એનું ભાન થાય છે, અને તેઓ તરત બીજે રસ્તે વળી જાય છે.

આ નવલકથા પાછળ પ્રચાર છે, અને નથી. એનું કારણ લેખકના સ્વભાવમાં જ છે. દરેક વિષયની બધી બાજુઓ જોયા તપાસ્યા વિના વામનરાવને જંપ વળે નહિ. એ એમનો સ્વભાવ છે, અને એમાં જ વાચકોને લાભ છે.

આ નવલકથાના ગુજરાતી વાચકોમાં જેઓ સનાતની છે, જેઓ કેવળ બુદ્ધિવાદી છે, જેઓ સમાજસત્તાવાદમાં માનનારા છે અને જેઓ નવજીવનના સાહિત્ય ઉપર ઊછરેલા છે, તે બધાને મારી વિનંતિ છે કે તેઓ આ વાર્તા વિષેનો પોતાનો ગમોઅણગમો લખી કાઢે અને તેનાં કારણો નોંધવા માંડે. તેમ કર્યા પછી જ તેમને ખબર પડશે કે વામનરાવનું લખાણ કેટલું સમતોલ અને ન્યાયપૂર્ણ છે.

નવા જમાનાના નવા લોકો વિષે સદ્‌ભાવ પેદા કરવાનું કામ આ નવલકથાદ્વારા એટલું તો સરસ થવાનું છે કે મારી ખાતરી છે કે ગુજરાતમાં આ નવલકથા અને એના વિદ્વાન સહૃદય લેખક બન્ને ઘણા લોકપ્રિય થશે.

સામાન્ય નવલકથાઓમાં જે પ્રસંગોનું લાંબુંલાંબું વર્ણન મળે તે બધા અહીં ટાળવામાં આવ્યા છે. અને તેથી નવલકથાઓનું અખંડ પારાયણ કરનાર લોકોને પણ આ નવલકથામાં નવીનતા અને તાજાપણું મળશે, અને વિચાર હોય કે ન હોય, સમાજની સ્થિતિ વિશે વિચાર કરવાની પ્રેરણા મળશે.

પુનર્વિવાહ, સ્ત્રીસ્વાતંત્ર્ય, ઈશ્વરના અસ્તિત્વ વિષે સંશયકલ્લોલ, તાત્ત્વિક વિચારોનાં ઝોલાં, ન્યાયીપણાની પ્રીતિ અને ઈશ્વરની સુધારેલી આવૃત્તિ કાઢવા જેટલી ઈશ્વર વિષે ઘેલછા, એ વામનરાવની ખાસિયત છે. સ્રીસ્વાતંત્ર્યની મૂર્તિ ઊભી કરવા માટે શ્રી રવીન્દ્રનાથે ચિત્રાંગદા ચીતરી. પણ તે મધ્યયુગીન કામુકતાના વાતાવરણમાં અટવાઈ ગઈ. વામનરાવની ઉત્તરા અથવા રાગિણી અને પ્રસ્તુત સુશીલા આજના જમાનાની છે, અને પોતાનું સ્વતંત્ર સ્રીત્વ અખત્યાર કરવા માગે છે. વામનરાવે એમનું સ્રીત્વ નષ્ટ નથી થવા દીધું, એમાં એમની કલાનો ઉત્કર્ષ છે. સુશીલાનું ચિત્ર હૃદયંગમ છે. એનો ક્રમવિકાસ પણ ઘણી ખૂબીથી બતાવવામાં આવ્યો છે. એ આખી ચોપડી વાંચ્યા પછી પહેલું પ્રકરણ ફરી એકવાર જોઈ જવા જેવું છે.

ટેનિસનની ‘ એનોક આર્ડન ’ કવિતાની વામનરાવના મન ઉપર ઊંડી અસર થઈ લાગે છે. એ કવિતાની છટા ‘ આશ્રમહરિણી ’માં તો સ્પષ્ટ છે જ, પણ ‘ સુશીલા ’માં પણ એ જ છાયા દેખા દીધા વગર રહેતી નથી. અત્યંત પવિત્ર પ્રેમ એકસામટો બે ઠેકાણે બેસી શકે છે, એમ સિદ્ધ કર્યા વગર એમને સંતોષ થતો નથી. માત્ર એ ચિત્ર એમને બહુ સુંદર રીતે ચીતરતાં આવડે છે એ વાત કબૂલ કર્યે જ છૂટકો.

બાળપણના અનુભવો રેખાંકિત કરવામાં લેખકની સ્વભાવોક્તિ, સહૃદયતા અને કલ્પકતા અસાધારણ રીતે પ્રતીત થાય છે.

નવલકથાનાં પાત્રોનું વિવેચન ન કરાય એમ નથી, પણ એ ચોપડીની પ્રસ્તાવનામાં જ એ બધું કરવું અસ્થાને ગણાય. પાશ્ચાત્ય લોકો નવલકથા માટે પ્રસ્તાવનાઓ પણ સહન કરતા નથી.

કલાની દૃષ્ટિએ કાફનું પાત્ર ગળે ઊતરે એમ નથી. ગૌણ પાત્રો જો વિસ્તારથી ચીતરવાં ન હોય તો એમને એટલાં ઉઠાવદાર અથવા ભભકવાળાં ન બનાવવાં જોઈએ.

આ નવલકથામાં વિભૂતિતત્ત્વને ઝાઝું સ્થાન નથી. ઘડિયાળના કાંટાને જેમ આખું ચક્ર ફર્યા છતાં પોતાનું કેન્દ્ર છોડવું ગમતું નથી, તેમ વામનરાવ પોતાનાં પાત્રોને સૂક્ષ્મ વિચારક અને ટેકીલાં બનાવતા છતાં સામાન્ય લેવલથી ઉપર ચડવા દેતા નથી.

સરવાળે આ નવલકથા રૂપાળી, પ્રમાણબદ્ધ, આહ્લાદકારક અને ઉદ્બોધક થઈ છે. જનતાના વિચારોને ચાલના આપવાનું પોતાનું કામ એ સરસ રીતે કરશે.

વર્ધા,
૧૧–૧૦–'૩૯

काका कालेलकर

उपन्यास-सम्राट

# वामन मल्हार जोशी

વામન મલ્હાર જોશીનું નામ જ્યારે તેઓ 'વિશ્વવૃત્ત' માસિકના સહતંત્રી હતા ત્યારે મેં સાંભળેલું. 'આશાની નિરાશા અને નિરાશાની આશા' નામના લોકમાન્ય ટિળકના એક લેખ વડે જ એ માસિકનો પ્રારંભ થવાથી તેના પ્રત્યે અમ વિદ્યાર્થીઓના હૃદયમાં વધારે આદર-ભાવ હતો. ત્યારપછી કોલ્હાપુર સરકારની કિન્નાખોર નીતિને કારણે રાષ્ટ્રીય કેળવણીના અધ્વર્યું પ્રોફેસર વિજાપુરકર અને વામન મલ્હાર જોશી ઉપર 'ખૂનમાં મદદ કરવાના' ગુના બદલ મુકદ્દમો ચાલ્યો. વાત માત્ર એટલી જ હતી કે લાહોરના પંડિત શ્રી. સાતવળેકરનો 'વૈદિક પ્રાર્થનાઓની તેજસ્વિતા' નામનો લેખ આ તંત્રીદ્વયે 'વિશ્વ-વૃત્ત'માં પ્રકટ કર્યો હતો!

આથી વિશેષ મૂર્ખાઈભરેલા મુકદ્દમાની કલ્પનાએ કરી શકાતી નથી. છતાં પણ મહારાષ્ટ્રની લોકવાર્તાઓનો સંગ્રહ કરી પ્રસિદ્ધિ મેળવનાર કિંકેડસાહેબે બન્ને તંત્રીઓને અને મુદ્રકને ખાસી સજા કરી હતી. આજે યાદ આવે છે કે શ્રી. સાતવળેકરના લેખમાં શંખાસુરનો અર્થ મહામૂર્ખ બતાવતાં અનેક રાજાઓ મહામૂર્ખ હોય છે એવા

આશયનું કથન લેખકે પોતે અથવા તંત્રીમંડળના કાર્યાલયમાંથી કોઈએ કર્યું હતું. તે સારુ, શ્રી. વિજાપુરકરને સાબરમતી જેલમાં અને વામન મલ્હારને હૈદ્રાબાદ જેલમાં રાખવામાં આવ્યા હતા. નિયમાનુસાર સજા ભોગવી જ્યારે વામન મલ્હાર છૂટ્યા ત્યારે તેમની પાછળ દેખરેખ રાખવા માટે એક છૂપો પોલીસ મૂકવામાં આવ્યો હતો. આ સિપાઈ તેમને કેદમાંથી છૂટેલા હોવા છતાં મરજી પ્રમાણે કંઈ જવા-આવવા દેતો નહિ. અને જ્યારે વામન મલ્હારે તેનો હુકમ ન માન્યો ત્યારે તેણે તેમને સખત મારઝૂડ કરવામાં પણ કસર રાખી નહોતી. આ વાત મેં મારા મિત્ર અને મહાસભાના આજના જનરલ સેક્રેટરી (શ્રી. જીવતરામ કૃપાલાની) પાસેથી જાણી. મહારાષ્ટ્રના એક દેશભક્ત જેલમાંથી છૂટે છે એમ સમજી તેમનું સ્વાગત કરવા તેઓ ગયેલા અને તેમણે આ બનાવ પોતાની આંખે પ્રત્યક્ષ જોયેલો. જીવતરામ જેવા યુવકો માટે તો આવા બનાવો સ્વરાજ્યની દીક્ષારૂપ ગણી શકાય. બ્રિટિશ સામ્રાજ્યનું પશુબળ આ પ્રમાણે ત્રણ બદામના પોલીસ સિપાઈમાં આરૂઢ થઈ આપણા પરમ માનનીય દેશસેવકોની શી દશા કરે છે તે બાબતનો પ્રત્યક્ષ ચિતાર જોયા પછી આપણને બીજું સૂઝી જ શું શકે!

આ પછી વામનરાવનું નામ મેં 'આશ્રમહરિણી'ના લેખક તરીકે સાંભળ્યું. રાષ્ટ્રીય શિક્ષણના એક ઉત્કટ પ્રયોગમાં મેં પણ કંઈક ભાગ લીધેલો હોવાથી મારામાં વામનરાવ જેવા સમર્થ રાષ્ટ્રીય કેળવણી-કારની કૃતિ વિષે પ્રેમ અને આદરભાવ વર્તે એ સ્વાભાવિક જ હતું. સાથે સાથે કબૂલ કરવું જોઈએ કે 'આશ્રમહરિણી' નવલિકા જેટલી નાની છે તેટલી જ તે સુંદર પણ છે. તેના પહેલા ભાગમાં આશ્રમજીવન અને વિદ્યાર્થીઓની મુગ્ધ માનસકલિકાના પ્રથમ ઉન્મેષનું વર્ણન એટલું તો મનોહર છે કે તેમાં જ વામનરાવની પછીની બધી શક્તિઓનું પૂરેપૂરું દર્શન થઈ શકે છે. જ્યારે ગુરુકન્યા મુગ્ધ ભાવે પિતાને પૂછે છે કે: 'બાપુ, તપ કોને કહે છે?' ત્યારે બાઈબલમાં વર્ણવેલો 'સત્ય કોને

કહે છે?' એવો કૌતુકપૂર્ણ પણ નાસ્તિકતાથી ભરેલો, રોમન ગવર્નર પાઈલેટનો પ્રશ્ન યાદ આવ્યા વિના રહેતો નથી. જે સ્ત્રીજાતનો અવતાર અનેક મહર્ષિઓનું તપોબળ નષ્ટ કરવા માટે જ થયેલો છે તેની જ આ નાની સરખી આવૃત્તિ સર્વથા મુગ્ધ ભાવે જ્યાં 'તપ કોને કહે છે' એમ પોતાના પિતાને પૂછે છે ત્યાં તે પ્રસંગ ખરેખર પરમ રમણીય છે. આ જ પ્રમાણે આશ્રમબાળકોનું ઠસ્સાથી કહેવું કે 'સ્ત્રીઓ સુંદર છે તેથી શું થયું? આપણે તેમની વાત શા માટે માનીએ?' આ પ્રસંગ એક બાજુએ કણ્વના આશ્રમની યાદ અપાવે છે તો બીજી બાજુએ ઋષ્યશૃંગની. લેખકે 'આશ્રમહરિણી'ને બધી રીતે પૌરાણિક કથાનક સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ છેવટે 'આશ્રમહરિણી' ટેનિસનના 'Enoch Arden' નામના કાવ્યની શૈલીએ પહોંચી ગઈ છે. લેખકને ખાસ પરિસ્થિતિમાં પુનર્વિવાહની જરૂરિયાત સિદ્ધ કરવાનું વાતાવરણ ઊભું કરવું હતું.

તે વખતે મારો મત પુનર્વિવાહને ઘણે અંશે વિરુદ્ધ હોવાને લીધે આ પ્રમાણે નવલિકાની મદદથી અને પૌરાણિક વાતાવરણને બળે પુનર્વિવાહનો આવો પ્રચાર કરવો અને તે પણ આવી અસરકારક રીતે એ મને જરાએ ન ગમ્યું. અને તેથી જ મેં 'આશ્રમહરિણી'ની સખત સમાલોચના કરવાનો નિશ્ચય કર્યો. પણ વિવેચના કરવાની દૃષ્ટિએ હું જેમજેમ આ કથાનું નિરીક્ષણ કરતો ગયો, તેમ-તેમ મને તેની સુંદરતા વધારે ને વધારે જણાવા લાગી. એટલે સુધી કે અંતે મારે સાચા દિલથી સંતોષ માનવો પડ્યો કે આ પુસ્તક વિષે કંઈ પણ ન લખવું એ જ તેની યોગ્ય વિવેચના છે અથવા પૂરતો વિરોધ છે. વામનરાવે કેટલીય સાહિત્યકન્યકાઓને જન્મ આપ્યો છે, છતાં તેમની 'આશ્રમહરિણી' જેમ સૌથી જ્યેષ્ઠ તેમ સૌથી શ્રેષ્ઠ પણ છે.

પણ મહારાષ્ટ્રને વામનરાવનો યથાર્થ પરિચય તો 'રાગિણી' દ્વારા જ થયો, અને તેમની કીર્તિનું કારણ પણ તેમની 'રાગિણી' જ છે. આ

નવલકથા મહારાષ્ટ્રના કાલ્પનિક સાહિત્યમાં વિવેચન અને શૈલી બન્ને દૃષ્ટિએ ક્રાન્તિ ઉત્પન્ન કરનાર નીવડી. એનાં સંસ્કારી પાત્રો કાવ્યશાસ્ત્ર-વિનોદનાં એવા તો આનંદદાયક ફુવારા ઉડાવે છે કે સમગ્ર જીવન એકદમ નન્દનવન સમું બની જાય છે. એ નવલમાં વામનરાવની તત્ત્વચર્ચા અને વાદપટુતા બન્ને તેના ઉત્કૃષ્ટ રૂપમાં જોઈ શકાય છે.

વાસ્તવિક રીતે જોઈએ તો વામનરાવનું અસલ સ્વરૂપ તત્ત્વ-જ્ઞાનના એક પ્રોફેસર તરીકે આપણી આગળ પ્રકટ થાય છે. તેઓ દાર્શનિક તત્ત્વોની શોધ કરવામાં અત્યંત પ્રવીણ છે. તેમની સામે ગમે તે વિષય મૂકો તેઓ સૌથી પહેલાં આ બાબતોનો નિર્ણય કરવામાં અગ્રેસર થશે કે આનો કેટલી દૃષ્ટિએ વિચાર થઈ શકે, આને કેટલી બાજુઓ હોઈ શકે અને આનાં અંગપ્રત્યંગનાં કેટકેટલાં અનુકૂળ–પ્રતિકૂળ પ્રમાણો હોઈ શકે રસ્કિનના મત પ્રમાણે 'મનુષ્ય વધારેમાં વધારે એટલું જ કરી શકે છે કે કોઈ પણ વિષયના સંબંધમાં બુદ્ધિપૂર્વક શંકા ઉત્પન્ન કરવી અને તેને એવી રીતે રજૂ કરવી કે સાંભળનારને રુચે, અને આટલું કરી શકવું એ જ્ઞાનની પ્રગતિમાં નાનીસૂની મદદ નથી.' (આ લખતી વખતે મારી સામે રસ્કિનના શબ્દો નથી. પા સૈકા પહેલાં વાંચેલી વાતોનું સ્મરણ જો બરાબર મનાતું હોય તો કંઈક આવા જ વિચારો રસ્કિને કોઈક સ્થળે રજૂ કર્યા છે.)

મહાકવિ ગટેએ પોતાની 'વિલ્હેલ્મ માયસ્ટર' નામની કૃતિમાં એએક સ્રીપાત્રોનું ઘણું જ મનોહર અંકન કર્યું છે. આ જ કારણે જર્મન રાષ્ટ્ર ગટે પ્રતિ હમેશાં કૃતજ્ઞતાની લાગણી અનુભવે છે. મહારાષ્ટ્રે પણ 'રાગિણી' અને 'ઉત્તરા' જેવી શાલીન કન્યાઓ ભેટ આપવા માટે વામનરાવના સદૈવ કૃતજ્ઞ થવું જોઈએ.

'રાગિણી' ના બીજા ભાગનું વાતાવરણ પહેલાના કરતાં એકદમ જુદું જ છે. પહેલા ભાગમાં આદર્શોનું જે ઉડ્ડયન છે, તે જીવનમાં

ટકી શકતું નથી. આદર્શ એક રીતે ગગનવિહાર છે. જ્યારે જીવન છે પૃથ્વી પરનો સંચાર. જાણે આ જ વિચારે તેમણે બીજા ભાગની રચના એકદમ બદલી નાંખી છે. કેટલાક વિવેચકોનું મંતવ્ય છે કે બીજા ભાગમાં તેમની પ્રતિભાની પાંખો સંધ્યાસમયનો થાક અનુભવે છે. પણ મને તો એવું જણાયું નથી.

'આશ્રમહરિણી'ના કથાનકમાં 'Enoch Arden'ની પ્રેરણા ઉછીની લેવા વિષે આલોચના થવાના કારણે 'રાગિણી'ના ઉત્તરાર્ધમાં વામનરાવ સાવધાન થઈ ગયા છે. જ્યારે આ કથાનકની મહારાષ્ટ્રીય ટોળીને જંગલી લોકોએ કેદ કરી કહ્યું કે 'ધર્મપરિવર્તન કરો, નહિ તો અમે તમને ઊના તેલના કઢાયામાં તળી કાઢીશું' ત્યારે પોતાના બુદ્ધિબળે તેમણે કઈ રીતે છૂટકારો મેળવ્યો તેનું વર્ણન કરતાં વામનરાવે પોતાના એક પાત્રને મોઢે કહેવડાવ્યું છે કે 'આવા દુસ્તર પ્રસંગે પહેલાં વાંચેલી અમુક નવલકથાનું મને સ્મરણ થઈ આવ્યું. અને તેમાં વર્ણવેલી યુકિતનું અનુસરણ કરવાથી અહીં કામ સરી શકે છે એવો મેં મારા મનમાં નિર્ણય કર્યો.' બીજામાંથી લીધેલી પ્રેરણાનો આ પ્રમાણે કુશળતાપૂર્વક સ્વીકાર કરવાથી સાહિત્યિક કૃતિચૌર્યના દોષભાગી નથી થવું પડતું.

નવલકાર વામનરાવે તત્ત્વજ્ઞાની વામનરાવને છુપાવી દીધા છે. નહિ તો 'નીતિશાસ્ત્રપ્રવેશ'ના કારણે જ તેમની વિશેષ ખ્યાતિ થઈ શકતી હતી. નીતિશાસ્ત્ર પરત્વે આટલો સુબોધ, સુભગ અને મનોરંજક ગ્રન્થ દેશી ભાષામાં તો ક્યાંય મારા જોવામાં નથી આવ્યો. તત્ત્વજ્ઞાની થયા પછી માણસે અત્યંત ન્યાયનિષ્ઠ થવું જોઈએ, આ આદર્શનો વામનરાવે એટલી ઉત્કૃષ્ટતાથી નિર્વાહ કર્યો છે કે પોતાના સિદ્ધાંતપક્ષ કરતાં પૂર્વપક્ષની રચના જ તેમના હાથે સુંદર બને છે. અને હું માનું છું કે તેમની લોકપ્રિયતાનું મૂળ કારણ આમાં જ રહેલું છે. જેમ સંસારને શ્રમશીલ (કષ્ટસહિષ્ણુ) સેવકો

પ્રિય હોય છે, દાનવીર લોકો પ્રિય હોય છે અને સત્કાર્ય કર્યા પછી તેના શ્રેયની ચિન્તા ન કરનાર બેદરકાર લોકો પણ પ્રિય હોય છે, તેમ વિપક્ષીઓને ઉદારતાપૂર્વક અને શક્તિસંપન્ન પીછીથી સુસજ્જિત કરનાર લોકો પણ પ્રિય હોય છે. કહેવાય છે કે વિપક્ષીઓ વિષે વામનરાવનું દાક્ષિણ્ય જોઈ લોકમાન્ય ટિળકે તેમને કહ્યું હતું કે સમાચારપત્રોના તંત્રીઓ માટે આ સ્વભાવ દોષરૂપ છે. તંત્રીએ તો ન્યાયાધીશની નહિ પણ લડાઈખોર વકીલની ભૂમિકા સંપાદન કરવાની હોય છે.

લૉર્ડ મોર્લીએ ક્યાંક કહ્યું છે કે 'કોઈ વિષયનાં સાધક-બાધક પ્રમાણોની યોજના કરી બન્ને બાજુએ વ્યૂહ રચવા એ આપણા વિદ્વાનો માટે એક રમત વાત છે. પણ રાજ્યભાર માથે ઉપાડી લીધા પછી સાધક-બાધક પ્રમાણોનો વિચાર કરી અન્તે જ્યારે નિશ્ચયાત્મક નિર્ણય આપવો પડે છે ત્યારે શેરશેર લોહી સુકાઈ જાય છે.' પણ આ પ્રમાણે અનેક વાર શેરશેર લોહી આપવા વામનરાવ તૈયાર નથી જણાતા. એડિસનનો સર રૉર્જર ડી૦ કાવ્હરલે પોતાનું અજ્ઞાન છુપાવવા જેમ વારંવાર કહે છે કે Much might be said on both sides (બન્ને પક્ષો વિષે ઘણું કહી શકાય એમ છે), અને નિર્ણય આપવાની વાત કોરાણે મૂકી દે છે, તેમ વામનરાવ પણ નિર્ણય જાહેર કરવાનો પ્રસંગ ઘણું કરીને ટાળ્યાં કરે છે. પણ તેનું કારણ અજ્ઞાનથી બિલકુલ ઊલટું છે. તેમને દરેક વિષયની બધી બાજુઓ સમાન રૂપે પ્રત્યક્ષ જેવી જણાતી હોવાને લીધે તેમનું તીવ્ર જ્ઞાન જ તેમને અંતિમ નિર્ણય આપવા દેતું નથી, અને સાથેસાથે તેમના પ્રેમપૂર્ણ તેમજ મધુર સ્વભાવની અહિંસાવૃત્તિને લીધે મિત્રમંડળીના કથન પ્રમાણે તેઓ જીવનવ્યવહારમાં પણ ઘણે ભાગે મૃદુ—નમ્ર છે.

મારા મનમાં પણ અનેક વાર એક વિકલ્પ ઉદ્ભવ્યો છે કે વામનરાવ આ રીતે પ્રત્યેક વિષયના અંગપ્રત્યંગનું પ્રતિપાદન કરે છે તે જ્ઞાન તેમના વિશાળ અને ચોક્કસ ગ્રન્થાવલોકનનું પરિણામ છે કે

તેમના તત્ત્વજ્ઞસુલભ મનનનું ? ત્યારે અંતઃકરણ એમ જ કહે છે કે જો ગ્રન્થપરિશીલન કરતાં તેમનું મનન અધિક હોત તો કદાચ તેમની બુદ્ધિ વિશેષ નિશ્ચયાત્મક થઈ શકત. પણ જે મનુષ્ય ગુણગ્રહણશીલ છે અને જેની ચિત્તવૃત્તિમાં મુખ્યત્વે માર્દવ છે તેમાં ગ્રાહકવૃત્તિ ( receptivity ) અને કદરદાની ( appreciativeness ) વધારે હોવાં જ જોઈએ.

*        *        *

દરેક આગળ વધતી ભાષા માટે અનુવાદોની જરૂર હોય છે જ. માટે વામનરાવ જેવા સાહિત્યનિપુણ તત્ત્વચિંતક માટે પણ કલમનો આ ક્ષેત્રમાં પ્રયોગ કરી જોવો સ્વાભાવિક હતું. તેમનો આ ક્ષેત્રનો અનુભવ પણ કંઈક મનોરંજક છે. 'વિશ્વવૃત્ત'ના પ્રતાપે કોલ્હાપુર જેલમાં રહેતા ત્યારે જેલના કામરૂપે ત્યાંના છત્રપતિએ તેમને 'દશકુમાર-ચરિત'નો અનુવાદ કરવાની આજ્ઞા આપી હતી. જોકે આ ગ્રન્થની ભાષા અપ્રતિમ છે અને સંસ્કૃતના શાસ્ત્રીઓ તથા વિદ્વાન વ્યાકરણ-વિશેષજ્ઞો આ ગ્રન્થ ઉપર હમેશાં વારી જાય છે, છતાં પણ કથાનકની દૃષ્ટિએ આ ગ્રન્થ કચરાપેટીમાં ફેંકવા જેવો છે. વામનરાવે આને બદલે બીજા કોઈ સારા ગ્રન્થ માટે પ્રાર્થના કરી જોઈ પણ એપિક્ટેટસને (Epictetus) આથી સારું કામ ક્યાંથી મળી શકે ? આ પછી તો સિંધ-હૈદ્રાબાદ જેલમાં જતાં તેમને ભાગે ઘંટી દળવાનું, દોરડાં વણવાનું અને જોડાનાં તળિયાં તૈયાર કરવાનું કામ આવ્યું હતું. આગળ જતાં જ્યારે તેમણે સ્વેચ્છાએ સમાચાર-પત્રની ચક્કીનું કામ અપનાવ્યું ત્યારે મનોવિનોદ રૂપે તેમના હાથે 'સોક્રેટિસના સંવાદો'નો ઘણો જ મધુર અનુવાદ થયો અને તેને માટે તેટલી જ ઉત્તમ ચરિત્રા-ત્મક ભૂમિકા પણ લખી શકાઈ. જ્યારે મારા નાના દીકરાએ મરાઠીનો કોઈ ઉત્તમ ગ્રન્થ મારી કને વાંચવા માગ્યો ત્યારે મેં તેને તેની વધતી જતી બૌદ્ધિક ક્ષુધાની તૃપ્તિ માટે પૌષ્ટિક ભોજનરૂપે 'સોક્રેટિસના સંવાદો'

વાંચવા આપ્યા અને તેને તે બહુ જ ગમ્યા. આ પ્રમાણે બીજા એક ગુજરાતી યુવકે થોડુંક મરાઠી શીખ્યા પછી વાંચવા માટે મરાઠીનો કોઈ સારો ગ્રન્થ સૂચવવા કહ્યું ત્યારે મેં તેને 'નીતિશાસ્ત્રપ્રવેશ'નું નામ આપ્યું. આ ગ્રન્થ વાંચવાથી તેના હૃદયમાં મરાઠી સાહિત્ય વિષે આદરભાવ જાગ્યો અને હમણાં તે જ્યારે મને મળવા પૂને આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે મારા અહીં આવવાનો ઉદ્દેશ કેવળ આપને મળવા પૂરતો જ નથી પણ બની શકે તો વામનરાવજીનાં દર્શન કરવાનો છે. મારે માટે પૂનાની આ પવિત્ર પુણ્યયાત્રા છે.

એક વાર જ્યારે વામનરાવ અમુક સમય માટે વડોદરા જઈ રહ્યા હતા ત્યારે અમે તેમને વારંવાર અમારે ત્યાં બોલાવતા. તેમને બોલાવવા એટલે કાવ્યશાસ્ત્રવિનોદની ચર્ચાનો આનંદ લૂંટવો. આ પ્રસંગ પહેલાં હું પોતાનાં સ્ત્રીપુત્રને છોડી તેમને મારો પત્તો સુધ્ધાં ન આપતાં અમુક સમય માટે હિમાલયમાં જઈ વસ્યો હતો. તેથી 'રાગિણી'ના વિભિન્ન પ્રસંગોની મીમાંસા કરવામાં અમને કંઈક વિશેષ આનંદાનુભવ થતો હતો. એક વાર મેં વામનરાવને કહ્યું કે 'તમે ક્યાંક્યાંની યાત્રા કરી છે તે તો હું નથી જાણતો પણ તમે કાશી નથી ગયા એ તો હું નિશ્ચયપૂર્વક કહી શકું છું!' તેમણે જવાબ આપ્યો: 'તમારું કહેવું તદ્દન સાચુ છે. પણ તમે આ અનુમાન શા ઉપરથી કર્યું?' મેં જવાબ આપ્યો: 'તમારી 'રાગિણી'નું એક પાત્ર ટાંગામાં બેસી ઠેઠ દુર્ગાઘાટ સુધી ગયું છે. આથી મેં એ અનુમાન કર્યું. કારણ કે દુર્ગાઘાટને માર્ગે એટલી તો વાંકીચૂંકી અને સાંકડી ગલીઓ છે કે ત્યાં ઘોડાગાડી જઈ શકતી જ નથી.' આ સાંભળી વામનરાવે કહ્યું: 'રાગિણી'નો આ ભાગ લખતી વખતે મારી પાસે શ્રી. ઘોરપડેનું 'યાત્રાવર્ણન' હતું. તેમાંથી દુર્ગાઘાટનું નામ લઈ મેં આમાં જોડી દીધું!' વિખ્યાત વિદ્વાન રોમે રોલાં પણ ઘણે ભાગે સમાચારપત્રોની કાપલીઓ ઘણી જ સંભાળપૂર્વક સંગ્રહી રાખે છે અને તેનો પોતાની કૃતિઓમાં આબાદ ઉપયોગ કરે છે. પ્રતિભાશાલી લેખક ક્યાંથી કંઈ

વસ્તુ લેશે અને તેનો શો ઉપયોગ કરશે તે કોણ કહી શકે? તેમનો હાથ તો જાણે એક જાતના પારસમણિ જેવો હોય છે.

બીજા નવલકારો કરતાં વામનરાવમાં એક બહુ મોટું અંતર જણાય છે. નવલકારની એક વાર ખ્યાતિ થઈ કે પછી તેને રૂપિયાની ટંકશાળ ખોલવાનું મન થઈ જાય છે. અને તેથી જ તે એક પર્છી બીજી આતશબાજીની જેમ પોતાની રચનાઓનો ચમત્કાર બતાવ્યે જાય છે. રૉબર્ટ લુઈ સ્ટીવન્સનના કથન પ્રમાણે, સાહિત્ય-ક્ષેત્રની ખ્યાતિ સ્ત્રીઓનાં સૌન્દર્ય જેવી હોય છે. યૌવન ટકતાં સુધી લોકો તે પર મુગ્ધ બને છે, માટે તે તકે જ વહેતી ગંગામાં હાથ ધોઈ લેવા જોઈએ. કોઈ વ્યક્તિની ઘણા દિવસો સુધી ભક્તિ કરી શકવાની ભાવના મનમાં ઉદ્‌ભવતાં જ માત્ર આટલા જ કારણે લોકો પોતાના પ્રિય લેખકને મૂકી બીજાની આરાધના કરવા મંડી જાય છે. માટે જ ખ્યાતિરૂપ મેઘની છાયા ટકી છે ત્યાં સુધી તેનો લાભ અવશ્ય લેવો જોઈએ. પણ વામનરાવ વિષે આમ કહી શકીએ નહિ. હું તો માનું છું કે તેઓ એક જ સરખી બે નવલો કદીય ન લખી શકે. તેમની કલાભિરુચિ નિરન્તર વધતી જ રહે છે. કહેવાય છે કે તેમની ‘ નલિની ’ એટલી સારી કૃતિ નથી ગણાઈ, પણ હું તો હજુ સુધી તે વાંચી જ શક્યો નથી. આ સ્થિતિમાં મારી દૃષ્ટિએ હું ‘ રાગિણી ’ પછી ‘ સુશીલાનો દેવ ’ વિષે જ અભિપ્રાય આપી શકું છું.

આ નવલકથામાં વામનરાવ ઉચ્ચ કોટિનું કળાવિધાન સાધી શક્યા છે. આમાં વર્ણનવિસ્તારની સાથેસાથે શૈલીના ઠસ્સાને પણ દૂર કરી કેવળ સ્વભાવચિત્રણ, સંવિધાન–ગ્રથન, મનો–વિશ્લેષણ વગેરે બાબતોનો સમારેલો ગળ એમણે વાચકો સામે ધર્યો છે. આ નવલમાં વામનરાવ કેવળ લોકરંજક ન રહેતાં સમાજના વિચાર–ધુરીણ બન્યા છે. ઈશ્વરવિષયક ઠેઠ બાલિશ અને પૌરાણિક કલ્પનામાંથી નીકળી બુદ્ધિવાદની ખીણ વટાવી તેઓ એવી સમતલ ભૂમિએ પહોંચ્યા છે કે જ્યાં કેવળ ધ્યેય જ ઈશ્વર છે.

'સુશીલાનો દેવ' આ નવલકથાએ ચિન્તનશીલ મહારાષ્ટ્રમાં ખળભળાટ મચાવી મૂકયો. પણ સર્વસાધારણ જનતામાં તે વિશેષ આકર્ષક થઈ ન કહેવાય. પરન્તુ તે દોષ વામનરાવનો નથી પણ જનતાનો છે, કારણ કે જે તીવ્ર વેગે તેમનો સાહિત્યનો આદર્શ આગળ ને આગળ ધપ્યે જાય છે તેની સાથે લોકો દોડીને પણ સાથ ટકાવી શકતા નથી.

સામાન્ય શ્રેણીના લેખકો જનતા સમક્ષ પરીક્ષાર્થે ઊભા રહે છે. પણ વામનરાવ જેવા પ્રતિભાશાલી સિદ્ધહસ્ત કલાધરોની સમક્ષ તો જનતાની જ પરીક્ષા થાય છે. 'સુશીલાનો દેવ'માં વામનરાવે સામાજિક જીવનની અનેક કલ્પનાઓ તોળી આદર્શ સમાજનું ચિત્ર અંકિત કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ વામનરાવ કદીય કોઈ આદર્શના મિશનરી (પ્રચારક) નથી થઈ શકતા. તેમના જીવનમાં વીરતાનો ઝળકાટ છે. પણ તેમના તત્ત્વજ્ઞાન માટે તે વધારે અનુકૂળ નથી જણાતો. આ જ કારણે તેમના જેવો નીડર રાજકાજકુશળ માણસ માત્ર સામાજિક પરિસ્થિતિનો નિરીક્ષક, વાચનલોલુપ જનતાનો પ્રેરક અને મહારાષ્ટ્ર મહિલાઓનો અધ્યાપક બની સંતોષ માની લે છે. નહિતર જે સહાનુભૂતિથી અને કોમળ હાથે 'ઈંદુ કાળે અને સરલા ભોળે' નામની તેમની નવી નવલકથા લખાઈ છે તે સહાનુભૂતિનો પરિપાક થયે તેમણે કેવળ મહારાષ્ટ્રને જ નહિ બલકે અખિલ ભારતવર્ષને બતાવી આપ્યું હોત કે નિજ જીવનમાં ધ્યેયનિષ્ઠાને લીધે આવનાર આપદાઓમાં કેટલો ઉદાત્ત રસ રહેલો છે. વામનરાવ ખરેખર જન્મથી જ ધ્યેયોપાસક વીર છે. જો તેમણે પોતાના ત્રીજા ભાઈની જેમ ભારતસેવાનો માર્ગ સ્વીકાર્યો હોત તો જરૂર તેઓ રાષ્ટ્રીય મહાસભાના એક અગ્રગણ્ય સેવક બન્યા હોત, અને પ્રશ્નની દરેક બાજુની મહત્તા પારખવાની શક્તિને લીધે તેઓ કેવળ રાજનીતિજ્ઞ જ નહિ બલ્કે રાષ્ટ્રપુરુષ પણ બની શકયા હોત.

અત્રે કેવળ સંસ્મરણો આપવાં એટલો જ ઉદ્દેશ હોવાથી મારે વામનરાવના રાજનૈતિક, સામાજિક અને શિક્ષણવિષયક સિદ્ધાન્તોની ચર્ચા અહીં નથી કરવી તેમજ તેમના લેખનનૈપુણ્ય વિષે પણ કોઈ સાંગોપાંગ વિવેચન નથી કરવું. હમણાં જ એક દિવસે હું પૂના જઈ તેમને મળ્યો હતો. તે દિવસે વામનરાવ પોતાની કૃતિઓના ગુણદોષની તદ્દન તટસ્થ વૃત્તિથી તેમજ સર્વથા સહજ રીતે ચર્ચા કરવા તૈયાર જણાયા.

વામનરાવ જેવા તત્ત્વચિંતક, સાહિત્યરસિક, શિક્ષણપરાયણ અને સમાજહિતૈષી પુરુષ એક રીતે સામાજિક જીવનના એક મોળવણ (leaven) જ કહી શકાય. કલાનું સ્વાતંત્ર્ય અને નીતિનું સામ્રાજ્ય બન્ને સ્વીકૃત હોવાને લીધે તથા સાહિત્યકલાનો અત્યુચ્ચ આદર્શ તેમના દ્વારા પળાતો હોઈ તેઓ સહેજે મહારાષ્ટ્રના એક સાહિત્યસમ્રાટ લેખાયા છે.

**काका कालेलकर**

*

# [ ૧ ] શાણાઓનેય મૂંઝવે એવી સમસ્યા

સુશીલા એ સાચે જ સુશીલા (સારા શીલવાળી) છે કે નહિ, તે હું કહી શકતો નથી. 'સુશીલા' શબ્દનો શબ્દકોશનો કે વ્યવહારનો અર્થ સમજવો એ સહેલું છે; પણ તાત્ત્વિક રીતે અર્થ નિશ્ચિત કરવો એ કાંઈક અઘરું છે. એને વિષે લોકાપવાદ ઘણા હતા અને હજીયે છે. કેટલાક લોકો તેને 'ચટકચાંદની' કહે છે; પણ તેના પતિને તેનાં તેજ અને પવિત્રતા આકાશના તારાનેય લજવે એવાં દિવ્ય લાગે છે. મશ્કરા લોકો એને 'દિવ્ય' જ માને છે, પણ તે જુદા અર્થમાં! તેનું બોલવું મિત્રોને માર્મિક લાગે છે; પણ તેના શત્રુઓને તે જ મર્મભેદક લાગે છે. તેનું મન મોટું છે,—આકાશથીયે મોટું છે, એમ એના સ્નેહીજનો કહે કે તરત જ તેની નિંદા કરનારા ને દોષ જોનારા કહેવા લાગે છે: "સાચું છે, એના મનરૂપી આકાશમાં એક જ નહિ, પણ અનેક ચકલા, અનેક રાજહંસો વિહાર કરે છે; એટલે એનું મન મોટું હોય જ ને?" તે લપ્પનછપ્પન, છક્કાપંજા, સંતાકૂકડી કે ઢોંગમાં જરાય સમજતી નથી, એમ તેના મનમાં ઊંડે ઊતરી ચૂકેલો તેનો એક સ્નેહીજન કહે છે. મસ્તાનીના ગૌરવર્ણને વિષે

કહેવાયું છે કે તેણે પાનનું બીડું ખાધું હોય, તો પાનના બીડાનો લાલ રંગ તેના ગળામાંથી નીચે ઊતરતો ચામડીની આરપાર દેખાતો, તેમ સુશીલાના મનોવિકાર તેના ચહેરા ઉપર એકદમ દેખાય છે. એટલું એનું મન શુદ્ધ અને નિષ્કપટ છે. એના મિત્રો અને ભક્તોનો એને વિષે આવો મત છે. પણ કેટલાક લોકો તેને મસ્તાનીની જ ઉપમા આપે છે; પણ તે જુદી જ ભાવનાથી. આજના 'સુશિક્ષિતો'ની, તેમના 'સુશિક્ષણ'ની તે કેટલીક વાર મશ્કરી ઉડાવે છે; જનસેવા-વ્રતની અને એવા વ્રતનિષ્ઠ લોકોની વાતો કરતી વખતે એ તેમને ઊધડા લેતાં જરાય અચકાતી નથી; જગતના ધર્મોની અને ધર્મતત્ત્વોની, નીતિનિષ્ઠાની અને નીતિને લગતા વિચારોની, વિદ્યાની અને વિદ્વત્-કીર્તિની તે મજાક કરે છે; છતાં કેટલાંક ધર્મનિષ્ઠ, નીતિનિષ્ઠ વિદ્યા-ભિમાની વિદ્વાનો અને વિદુષીઓ પણ તેને માન આપે છે. તેનાં છેક નિકટનાં સંબંધીઓ કહે છેઃ "એ તો માથાની જૂ પણ કોઈને મફતમાં નથી આપે એવી;—એ વળી કેવી રીતે સમાજસેવા કરવાની છે? બધાય ઢોંગ છે!" પણ આની સાથે પોતાનાં જીવ અને કીર્તિ જોખમમાં નાખી એક વાર તેણે અતિશય ઉત્સાહથી બહેકી ગયેલા એક જુવાનને કુશળતાથી બચાવ્યો એવી એક આખ્યાયિકા એને વિષે સંભળાય છે. આ બધાનો સાર એ કે સુશીલા એક સમસ્યા છે.

'જગતની સમસ્યા કદાચ ઉકેલી શકાય; પણ આના મનની સમસ્યા ઉકેલાવાની નથી,' એવું સુનંદ નામનો એનો મિત્ર અને ભક્ત કોક વાર કહે છે, તે જ સાચું લાગે છે. પણ એને વિષે મત નિશ્ચિત કરતાં પહેલાં એ કોણ, ક્યાંની, એણે શું કર્યું વગેરે હકીકત આપણે આદિથી અંત લગી સાંભળી લઈએ. સદ્ભાગ્યે એના છેક બાલપણથી માંડીને આજ લગીની પૂરેપૂરી માહિતી સુનંદ વગેરે તેના મિત્રો દ્વારા અને તેની દ્વારાય આ લેખકને મળી છે. તેણે જે આત્મ-ચરિત્ર અંશતઃ લખ્યું છે, તે જ લેખકને વાંચવા માટે મળી શક્યું છે. વળી આ લેખકે લખેલું લખાણ છાપખાનામાં જતાં પહેલાં સુશીલાએ

વાંચ્યું અને ઠેકઠેકાણે સુધાર્યું છે. તેથી આ ચરિત્ર વિશ્વાસપાત્ર છે, એમ માનવામાં હરકત નથી. સુશીલાએ લેખકના લખાણમાં જ, ફક્ત લેખક વાંચે એટલા માટે કેટલીક ટિપ્પણીઓ લખી છે અને કેટલાક શેરાય કર્યા છે. તેમાંનું કેટલુંક (તેની પરવાનગી છે એમ માનીને) આગળ આપવામાં આવશે. આ બધું વાંચીને વાચકો સુશીલાને વિષે જાતે જ અભિપ્રાય બાંધે. એક નાની શી વાત તેઓ ધ્યાનમાં રાખે કે આ કથામાં નામ અને ગામ બદલ્યાં છે. શા માટે બદલ્યાં છે તે સુજ્ઞ વાચકોને કહેવાની જરૂર નથી.

# [ ૨ ] બાલનાયિકા

આ નવલકથાની નાયિકાના ચરિત્રમાં વર્ણન કરવા જેવો પહેલો પ્રસંગ એક દિવસે બપોરના ચાર વાગે બન્યો. ‘સવાર ઊગતી હતી’ કે ‘સંધ્યા આથમતી હતી’ આવા વાક્યથી શરૂઆત કરી શકાત તો સારું હતું; કારણ તેમ થાત, તો હસીહસીને આગમન કરનારી ઉષાદેવીનું અથવા ‘રક્તબિંબ’ સૂર્યનારાયણનું વર્ણન કરી શકાત; અને સૂર્ય કે ઉષા અથવા સંધ્યાદેવી ગુસ્સે થવાથી કે રિસાયાથી અથવા શરમાયાથી કે અનુરક્ત થવાથી તે વખતે જે લાલાશ એમાંના કોકના ગાલ ઉપર દેખાય છે, તેને ઉદ્દેશીને ઉત્પ્રેક્ષાદિ અલંકારોવાળું રસિક વર્ણન કરવાની તક મળી હોત!

નિશ્ચિત પદ્ધતિ અનુસાર સૃષ્ટિદેવતાનું વર્ણન કરવાની સરસ તક ભલે ન મળી; આપણે આપણી સુશીલાનું જ વર્ણન કરીશું. તે આ વખતે બગીચામાં બેઠી હતી. તેની આસપાસ ત્રણચાર પુરુષ વ્યક્તિઓ હતી, છતાં તે શરમાતી ન હતી. પણ તેથી તો વર્ણન કરનારા લેખકને મોટી મુશ્કેલી આવી પડી હોય એમ લાગે છે! તે માથે છેડો ઓઢી લઈ માથું ઢાંકવાનો પ્રયત્ન કરતી ન હતી, કારણ

તે વખતે તેની પાસે છેડો જ ન હતો, ઘાઘરીય ન હતી. તે વખતે તે દશઅગિયાર મહીનાની નાની શી છોકરી હતી. એના વાળ સીધા હતા કે ગુચ્છાદાર તે હજી નક્કી ન હતું; પણ તે અસ્તવ્યસ્ત હતા એ ચોક્કસ. સ્વાભાવિક રીતે જ તે કાળા હતા; પણ ધૂળ ઊડ્યાને કારણે અનિર્વચનીય ભૂખરા વર્ણવાળા થઈ ગયા હતા, એ સત્ય-કથનને માટે કહેવું જોઈએ. તેનું નાક સીધું અને કોરી કાઢ્યું હોય તેવું સુંદર હતું; પણ હજી તે એકેય નવલકથાની નાયિકા પૂર્ણપણે બનેલી ન હોવાથી આ એક વસ્તુ કબૂલ કરવામાં કશો વાંધો નથી કે તે ગોરું ને પીળું નાક આંખની મેશને લીધે અંશતઃ કાળું થયું હતું, અને કાબરના કાળાપીળા ચહેરાનું સ્મરણ કરાવતું હતું. ઓઠ નવલકથાના વર્ણન માટે નહિ, પણ સાચેસાચ રાતા હતા; કારણ એના પિતાએ થોડા જ વખત પહેલાં તેને પાનના બીડાનો ડૂચો ખવડાવ્યો હતો! તેના મુખમાંથી નીકળતા રસને લીધે ઓઠની નીચેનો ડાબી બાજૂનો ભાગ અને આખી હડપચી લાલચોળ થઈ ગયાં હતાં અને લાલરંગી ખાલસા દક્ષિણ હિંદ અને પીળી નિઝામ-શાહીનો નાનો શો નકશો જ ત્યાં હાજર થયો હોય, એવો ભાસ થતો હતો. નાયિકાની આંખો 'પાણી'દાર હોવી જ જોઈએ, અને તેથી તે પાણીય તેની આંખમાં બેશક હતું—વરસાદનું પાણી હોય છે તેવું જ; પણ જરા ક્ષારવાળું હતું એટલું જ; કારણ આ વખતે તે થોડું-થોડું રડતી હતી! ઓઠ નીચેના ભાગને દક્ષિણ હિંદુસ્તાન ગણાવ્યો, એટલે ઉપલા ભાગને ઉત્તર હિંદુસ્તાન કહેવો જ જોઈએ. આંખોમાંથી નીકળેલી ગંગાયમુનાની યમુના જ કાળી ન હતી; ગંગા પણ મેશને લીધે કાળી બની ગઈ હતી. સરસ્વતી નદી આ ઉત્તર હિંદમાં ક્યાંક લુપ્ત થઈ નાસિકાક્ષેત્રનાં બન્ને દ્વારો વાટે બહાર નીકળી આવી હતી. ત્યાં ગંગાયમુનાની સાથે તેનો જે ત્રિવેણી સંગમ થયો હતો, તે કાશી વગેરે જાત્રાનાં ધામમાંના ખાબોચિયાનાં તીર્થ જેવો જ શુદ્ધ હતો એમ કહેવામાં કશી હરકત નથી. તેના શરીર ઉપર વસ્ત્ર ન

હતું એ ઉપર જણાવ્યું છે. ઘરેણાં બે ત્રણ હતાં. ગળામાં એક તાવીજ, વાળમાં ગૂંથેલું અને કપાળે લટકતું એક * પીપળપાન અને કાનમાં બે ઝીણીઝીણી કડીઓ. નાકમાં હજી કશું ન હતું. પગમાં રૂપાની ઘૂઘરીવાળી નાની લંગરી હતી.

આવી આપણી આ બાલનાયિકાને પાછલે બારણે આંગણામાં તુલસીવૃંદાવનની પાસે બેસાડી બાળુ, સુનંદ અને રાવબા નામના ત્રણ છોકરા ત્યાંના નાના શા બગીચામાં બોરસલ્લીનાં ફૂલ ચૂંટતા હતા. બાળુએ બોરસલ્લીનાં કેટલાંક ફૂલ તેના નાનકડા હાથમાં આપ્યાં અને તેને કેડે બેસાડીને તુલસીક્યારાની પાસે તે લઈ ગયો. ત્યાં જઈ 'દેવબાપા' એ શબ્દો તે બોલ્યો. તરત જ સુશીલાએ તે ફૂલ તુલસી ઉપર ફેંક્યાં અને બન્ને હાથ જોડી કપાળ પાસે ધરી રાખ્યા. પછી તેને લઈને તે બીજા છોકરાઓની પાસે ગયો. ફરીથી તેના તે નમસ્કારનો આનંદ માણવા ખાતર તેણે 'દેવબાપા કર' એમ સુશીલાને કહ્યું. તરત જ તેણે બન્ને હાથ જોડીને તેને જ નમસ્કાર કર્યા. એટલામાં રાવબા ત્યાં આવ્યો અને તેણે 'દેવબાપા' કહ્યું. એટલે તેણે તેને નમસ્કાર કર્યા. ફરીથી સુનંદે 'દેવબાપા' કહેતાં જ તેણે બાપુને જ નમસ્કાર કર્યા. આ જાતની નમસ્કારની આવી કસરત જોઈને તે નાના છોકરાને અને તેનેય કેટલો બધો આનંદ થતો હતો! તેની મા પાછલા બારણાની ઓટલી ઉપરથી પોતાની કન્યાનું એ કૌતુક જોઈને આનંદિત થતી હતી; પણ ઉપરઉપરથી તેણે બાળુને હાંક મારીઃ 'બસ કર તારું હવે આ કૌતુક; વારેવારે એનું એ શું કર્યા કરવું?'

આ શબ્દો બાળુને કાંઈક લાગી ગયા. તેની કાંઈ તે સગી બહેન ન હતી, કે સંબંધીય ન હતી; માત્ર પાડોશીની છોકરી, એને ખૂબ ગમતી તેથી જ તેને તે લેતો. પણ એનું નસીબ એવું આડું હતું કે તેને લઈને તે જરા વાર ફેરવે કે બેસે કે તરત જ થોડી વારે કોઈ ને

---

* પીપળપાનના આકારનું અને સોનાના પતરાનું બનેલું એક નાનું ઘરેણું.

કોઈ કારણસર એ રડવા લાગતી. એમ એના રડવાની જવાબદારી તેની ઉપર આવતી અને ઠપકોય તે બિચારાને ખાવો પડતો! આજ તો સુશીલા રડતી ન હતી, ઊલટી લહેરમાં હતી; છતાં તેની માએ તેને સૌમ્ય ને ભલે ઉપરઉપરથી હોય છતાં ગુસ્સાના શબ્દો કહી ઠપકો આપ્યો જ હતો. કેટલાક લોકોનાં નસીબ જ પાધરાં નથી હોતાં; બીજું શું?

બાળુને તે વખતે ફૂલ ચૂંટવાં હતાં તેથી તેણે તે બાલિકાને તુલસીક્યારા પાસે ભૂમાતાના ખોળામાં મૂકી, ને બીજા છોકરાઓની સાથે તે ફૂલ વીણવા લાગ્યો. થોડી વારે રાવબા બોલ્યો: 'બાળુ, આપણે મોઈદંડા રમીએ.' સુનંદ અને બાળુ 'હમણાં નહિ, સુશીલાને કદાચ મોઈ વાગી બેસશે' એમ કહીને રમવાની ના પાડવા લાગ્યા. પણ રાવબાનો વધારે આગ્રહ જોઈને તેને નાખુશ કરવાનું તેમને ઠીક લાગ્યું નહિ. તેથી સુશીલાને મોઈ ન વાગે એટલા ખાતર તેને તુળસીક્યારાની એક બાજુ ઓથમાં મૂકીને તેઓ રમવા લાગ્યા. પાછલે બારણે જગ્યા થોડી હતી, ને તેમાંય બન્ને બાજુએ નાનો શો બગીચો હતો. પણ તે સાતઆઠ વરસની અંદરનાં બાળકોને એવડી શી એ જગ્યા મોઈદંડા માટે પૂરતી હતી! રાવબાને એક વધારાનો દાવ આપ્યો અને સુનંદ અને બાળુ સામા પક્ષના થયા. રાવબાએ પહેલાં ઇચ્ચિયું, પણ તેની મોઈ ઝિલાઈ ગઈ. તરત જ તે બોલી ઊઠ્યો: 'આ પહેલો દાવ ભગવાનનો!' સુનંદને એ ગમ્યું નહિ; પણ નાની શી વાતનો કજિયો ન જોઈએ એમ માની તે 'આ પહેલો દાવ દેવબાપાનો' એમ બોલ્યો ને સુશીલા ભણી જોઈને હસ્યો. 'દેવબાપા' શબ્દ સાંભળતાં જ સુશીલાએ નમસ્કારની કસરત કરીને સૌને હસાવ્યા. રાવબાએ ફરીથી ઇચ્ચિયું ને પછી દાવ ધીમેધીમે રંગમાં આવ્યો. રાવબાએ વધારાના દાવના ગણીને ૮૭ જકુ કર્યા હતા. બાળુ અને સુનંદના મળી ૮૯ થયા હતા. ૧૦૦ જકુની હોડ હતી એટલે પહેલા સો જકુ કોણ કરે છે તે જોવાનું હતું. દાવ રાવબાનો હતો. તેણે

જોસમાં આવી એક ફટકો એવો માર્યો કે તે કમનસીબે, ઘૂંટણિયાં ભરતી, જરા બાજુએ ખસેલી, સુશીલાને જ વાગ્યો. સ્વાભાવિક રીતે તેણે રુદન શરૂ કર્યું. આ જોઈ ને રાવબા જે નાઠો તે પાસેની પોતાની અગાસી ઉપર જઈને બેઠો. સુશીલાની મા ઘરમાં પૂંજો વાળતી હતી તે હાથમાં સાવરણી સાથે સીધી ત્યાં આવી, ને સુશીલાને કેડે બેસાડી 'શું થયું? કોણે મારી?' એમ તેને પૂછવા લાગી. પણ તે શો જવાબ દે? તેને બોલતાં જ ક્યાં આવડતું હતું? સુનંદે બનેલી વાત જેવી બની હતી તેવી કહી સંભળાવી. ત્યારે લક્ષ્મીબાઈએ 'ક્યાં ગયો એ રાવબા?' એમ પહેલાં પૂછ્યું. પણ તેને અલોપ થયેલો જોઈ ને એ ક્રુદ્ધ માતા બાળુ અને સુનંદ ઉપર જ પોતાના મોઢાની ચળ ઉતારવા લાગીઃ 'તો ય હું ત્યારની કહ્યા કરું છું કે બાળુ, તું એને લઈશ નહિ. ભલે લીધી તો લીધી, પણ એને સાચવવી કે નહિ?—તેય નહિ. તેને પડખે બેસાડીને મોઈદંડા રમવાનું શરૂ કર્યું!—મૂઆના એ મોઈદંડા જ આખો દહાડો ચાલ્યાં કરે છે. લાવ એ તારો દંડો જ બાળી નાખું. નહિ તો તારી પીઠ પર જ ચોઢું. કહીએ તો ખોટું દેખાય, પણ આ સુનંદ તો નંદી જેવો જ છે. ને આ બાલિયો એની સોબતે ચઢીને આખો દિવસ વકટલેંડ કર્યા કરે છે! પાડોશી સાથે છોકરાં ઉપરથી કજિયો ન કરવો એ ખરું, પણ આવાં છોકરાં પાડોશમાં હોય તો પછી કજિયો ન થાય તો થાય શું?......'

સુશીલાને મોઈ નહિ જેવી વાગી હશે, પણ આ શબ્દબાણ બાળુ અને સુનંદને બરાબર વાગી ગયાં. ને છોકરા ગુનેગારની જેમ એક ખૂણામાં ઊભા હતા એટલામાં સુશીલાના પિતા વિનાયકરાવ ત્યાં આવ્યા. આવીને 'શું થયું મારી સુશીલાને?' એમ કહી તેમણે સુશીલાને ખૂબીથી ચૂપ કરી દીધી. 'દેવબાપા કર, દેવબાપા કર' એવા પ્રેમપૂર્ણ સ્વરે આગ્રહ કરીને તેમણે સુશીલા પાસે દેવબાપાને નમસ્કાર કરાવ્યા. સુશીલાને શાંત થયેલી જોઈ બાળુ અને સુનંદ આનંદિત થયા. સુશીલા પણ તેમના ભણી હવે આનંદિત ચહેરે

જોવા લાગી. પણ લક્ષ્મીબાઈના કડક શબ્દોને લીધે એ છોકરાઓ તેની પાસે ન જઈ શક્યા. તે ત્યાંથી જાતને બચાવી ઘરમાં જવા લાગ્યા, એટલામાં 'અહંહં—અહંહં' એમ ખોંખારી રાવબાએ 'દેવબા–આ–આ-પ્પા' એ શબ્દ લહેકો કરી ચાળા પાડતો હોય એમ વિકૃત રીતે બોલી સૌનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યું. વિનાયકરાવ અને લક્ષ્મીબાઈ વળીને તેના તરફ જુએ ત્યાં તો એ ભીંતની આડશમાં છુપાઈ ગયો. કોઈ દેખાયું નહિ એટલે તેઓએ પોતાનાં મોઢાં ફેરવી લીધાં, ત્યાં તો રાવબાએ ફરીથી ધીમે રહીને માથું ઊંચું કરી 'દેવબાપા' એ શબ્દ લાંબે સ્વરે મોટેથી ઉચ્ચાર્યો. તરત જ સુશીલાએ સરકસના માંકડાની જેમ બન્ને હાથ જોડીને નમસ્કાર કર્યા. વિનાયકરાવને રાવબા ઉપર ગુસ્સો તો આવ્યો હતો. પેટની દીકરીએ આપેલો એ 'દેવબાપા'નો અપ્રાસંગિક જવાબ જોઈ એ ગુસ્સામાંય તેમને હસવું આવ્યું. લક્ષ્મીબાઈ ખિજાયાં હતાં, તેય શાંત થયાં! બિચારા બાળુ અને સુનંદ ખસિયાણા પડી ગયા હતા. પણ હવે તેઓય અર્ધસ્ફુટ સ્મિતદૃષ્ટિથી સુશીલા ભણી જોતા જોતા ઘરભેગા થઈ ગયા. રાત્રે તેમને સુશીલાના 'દેવબાપા'નાં અને રાવબાના 'દેવબા–આ–આ–પ્પા'નાં સ્વપ્ન આવ્યાં હોય તો કશી નવાઈ નહિ.

વાચકો! આપણે પણ પોતપોતાના 'દેવબાપા'નું સ્મરણ કરી આ બાલનાયક–નાયિકાનું પછી શું થયું હશે તેનાં કાલ્પનિક ચિત્રો દોરી ક્ષણભર વિસામો લઈએ.

## [ ૩ ] સ્પેન્સર કહે છે "......"

"પણ વિનાયકરાવ, આ સુશીલાને તેની બીજી વરસગાંઠને દિવસે ઘાઘરી પહેરાવી છે ને પોલકું કેમ નથી પહેરાવ્યું? અમારા રાવબાને હું કદી ઉઘાડો નથી રહેવા દેતો."

"પહેરાવશે એની મા. એ તરફ હું ધ્યાન નથી આપતો," સુશીલાના પિતા વિનાયકરાવ બોલ્યા: "ને સાચું જ પૂછતા હો, તો આવડી નાની શી છોકરીને હમેશાં પોલકાં પહેરાવવાની જરૂરે શી છે?"

"જરૂર શી છે, એમ પૂછો છો?" ગિરિધરરાવે આશ્ચર્યથી પૂછ્યું. "તમે બી. એ., એલએલ. બી. છો. તમે સ્પેન્સરનું 'શિક્ષણ'– Education–એ પુસ્તક વાંચ્યું નથી?"

"વાંચ્યું છે, પણ એનો આ વાત સાથે શો સંબંધ છે?"

"સ્પેન્સર કહે છે—" ગિરિધરરાવે મોટું ગહન તત્ત્વ કહી રહ્યા હોય એવા અભિમાનપૂર્ણ અભિનય સાથે કહ્યું. "સ્પેન્સર કહે છે કે બાળકો જે ખોરાક ખાય છે તેનો ઉપયોગ તેમને ત્રણ રીતે થાય છે. એક જઠરાગ્નિને ખાદ્ય આપી શરીરને ઉષ્ણતા પૂરી પાડવી; બીજો નવાં હાડકાં, સ્નાયુ વગેરે બનાવનારાં દ્રવ્યો પૂરાં પાડવાં; અને ત્રીજો

મહેનતને લીધે જે દ્રવ્યો નષ્ટ થયાં હોય તે ફરીથી ઉત્પન્ન કરવાં."

"હા, એ વાત હું જાણું છું," વિનાયકરાવ શાંત સ્વરે બોલ્યા.

ગિરિધરરાવ દેશપાંડે હાઈસ્કૂલના હેડમાસ્તર હતા અને વિનાયકરાવ સાથે હમણા થોડા વખતથી જ પરિચય થયો હતો. પણ ગિરિધરરાવની સ્પેન્સરનો આધાર આપી ગમે તે વખતે ગમે તે બોલવાની ઇચ્છા, અને સામાન્ય વાતને ગહન તત્ત્વ માની તે લોકોને ગળે ઉતારવાની પોતાની પવિત્ર ફરજ હોવાનું તેમનું ભાન, તેમની સાથેના થોડા દિવસના પરિચય છતાં પણ વિનાયકરાવથી અજાણ્યાં રહ્યાં ન હતાં. તેથી થોડીક તેમની મજાક થાય અને પોતાની ચર્ચા કરવાની હોંશ પણ પૂરી થાય એવા હેતુથી તેમને ખીજવવા માટે પોતે શાંત રહી, સુશીલાને ખોળામાં બેસાડી તે બોલ્યાઃ "તમારા સ્પેન્સરે કહેલા ત્રણ ઉપયોગોનું આજે પુનરાવર્તન થયું એ વાત ખરી; પણ આટલા ઉકળાટમાંય સુશીલાએ પોલકું પહેરવું જ જોઈએ એવો સિદ્ધાંત આમાં ક્યાં આવે છે?"

"એ સિદ્ધાંત ક્યાં આવે છે એ હું તમને બતાવી દઉં. સાંભળો. કપડાં પહેર્યાં હોય તો શરીરની અંદર રહેલી ઉષ્ણતા બહાર જતી અટકે છે, ને ઉષ્ણુતારક્ષણનું એ કાર્ય થવાથી ખોરાક પ્રમાણમાં એટલો ઓછો ખવાય છે."

એટલામાં બાળુ ત્યાં આવ્યો ને સુશીલાના અને બધાના હાથમાં પેંડા મૂકી 'સુશીલાની વરસગાંઠ છે એટલે એની બાએ આપ્યા છે' એમ કહી તે પાછો અંદર ગયો. સુશીલાએ થોડોક પેંડો ખાધો ને તેટલાથી જ તેના ગાલ ફૂલ્યા ને લાળ ગળવા લાગી. લાળ લૂંછીને વિનાયક-રાવ બોલ્યાઃ "ખોરાક ઓછો ખવાય એ જ કારણસર કપડાં પહેરાવવાનાં હોય તો સુશીલાને ખોરાક બચાવવાની બાબતમાં આવી કરકસર કરવાની જરૂર નથી."

"તેને જરૂર ન હોય તેથી શું? બીજાને દાખલો બેસાડવા માટે

તમારે તેને કપડાં પહેરાવવાં જોઈએ. હું તો શિક્ષકનો ધંધો લઈને જ બેઠો છું. પણ તમારા જેવાનાં દૃષ્ટાંતો પણ શિક્ષણનું કામ પરોક્ષ રીતે કરે છે, એ દેખીતી રીતે સાદો પણ લોકોને ઝટ ન સમજાઈ જાય એવો સિદ્ધાંત તમારા જેવા ભૂલી જશે તો કેમ ચાલશે?" આ વાકચ બોલતી વખતે પોતાનું હેડમાસ્તરપણું સફળ થયું છે, એક શિક્ષક પણ વકીલ જેવાને મહાત કરી શકે છે, અને શિક્ષકનું પવિત્ર ને સમાજોપયોગી કાર્ય કરતો હેડમાસ્તર કાંઈ સામાન્ય વ્યક્તિ નથી, એ વાત પોતે વિનાયકરાવને બરાબર સમજાવી છે—આવી વિચાર-પરંપરાથી ગિરિધરરાવે પોતાની જાતને ક્ષણભર તો ધન્યવાદ આપ્યા. પણ આ ધન્યવાદ વધારે વાર ટકચા નહિ; કારણ વકીલ વિનાયકરાવ તરત જ બોલ્યા: "પણ અત્યારે દશ વાગે, ઉકળાટ આટલો સખત હોવા છતાં, સૃષ્ટિના નિયમથી વિરુદ્ધ જઈને કપડાં પહેરવાં એ યોગ્ય છે ખરું? તમારો સ્પેન્સર તો સૃષ્ટિનિયમોને વેદવાકચોથી—બાઈબલ-વાકચોથીય અદકા ગણે છે. સમાજના કૃત્રિમ નિયમો તેને બિલકુલ પસંદ નથી. અમારી સુશીલા પ્રત્યક્ષ સૃષ્ટિદેવતા છે. એને ટાઢ વાય કે તરત જ એ કપડાં માગે છે; બફારો થાય કે કપડાં કાઢી નાખે છે—તો આ સાક્ષાત્ નિસર્ગદેવતાને દોષ દેનારા આપણે —તમે-અમે કોણ?"

"પણ શિષ્ટાચાર જેવી કોઈ ચીજ છે કે નહિ?" ગિરિધરરાવે પહેલો મુદ્દો છોડીને કહ્યું.

"પોતાની જાતને તમે સ્પેન્સરના ભક્ત કહેવડાવો છો અને શિષ્ટાચારને મહત્ત્વ આપો છો? તમારો ગુરુ તો નિસર્ગનિયમો સિવાય બીજું કશુંય વંદનીય માનતો નથી," વિનાયકરાવ બોલ્યા. તે આગળ બોલવા જતા હતા ત્યાં તેમની મૂર્તિમતી નિસર્ગદેવતા સુશીલાએ વચ્ચે જ કહ્યું: "દાદા, તમે વધો છો (વઢો છો)?" આ તોતલા બોલ સાંભળીને વિનાયકરાવ હસ્યા ને હેડમાસ્તર ગિરિધરરાવના કઠોર, રૂક્ષ અને શિસ્તજડ ચહેરા પર પણ સ્મિતની છટા દૃષ્ટિગોચર થઈ.

"છોકરી આપણી ચર્ચામાં શું સમજે?" તે બોલ્યા અને પોતાનું સ્પેન્સરનું ટટ્ટુ તેમણે આગળ હંકાર્યું. "પોશાક શીતોષ્ણમાંથી શરીરને બચાવવા માટે જ છે એમ નથી; શરીરને શણગારવામાંય તે ઉપયોગી છે. જંગલી લોકો પણ પોતપોતાની રીતે શરીરને શણગારે છે."

"પણ શણગારની કલ્પનાઓ જુદીજુદી હોઈ શકે, એ સિદ્ધાંત તમારા સ્પેન્સરના સમાજશાસ્ત્રમાં છે કે નહિ?" વિનાયકરાવે પૂછ્યું. પણ તરત જ એક શ્લેષનું સ્મરણ થયાથી સ્મિત કરીને તેમણે કહ્યું: "સુશીલ જેમ અલંકાર વિના શોભી ઊઠે છે, તેમ અમારી સુશીલાય પોલકા વિના શોભે છે. મોગરાની કળીને શોભાયમાન બનાવવા કોઈ રંગ થોડો જ લગાડે છે?"

ગિરિધરરાવની શિસ્તપ્રિય પ્રકૃતિને આ શબ્દો રુચ્યા નહિ. વિનાયકરાવ જ્યારે ગંભીર વિષયચર્ચા કરવાનું મૂકી પોતાની દીકરીને ચૂમીઓ લેવામાં જ મશગૂલ થયા, ત્યારે તે ગિરિધરરાવને 'अब्रह्मण्यम्' થઈ ગયું હોય. એમ લાગ્યું. કાંઈક ગરમ સ્વરે તે બોલ્યા: "તમારા શાસ્ત્રમાં 'કપડાં લજ્જારક્ષણ માટે હોય છે,' એ સિદ્ધાંત અમાન્ય હોય એમ લાગે છે. કપડાં નહિ હોય તો માણસ પશુ સમો બની જશે ને તેના મનોવિકાર અદમ્ય અને અનિયંત્રિત થઈ જશે."

"એ રીતે જોવા બેસીએ, તો—" વિનાયકરાવે પણ ગરમ અવાજને ગરમ અવાજનો પ્રતિયોગી સહકાર આપી કહ્યું: "એમ જ જોવા જઈએ તો સારાં કપડાં વધારે શ્રૃંગારભાવ જગવે છે, એવો મારો મત છે. એમ ન હોત તો રંગબેરંગી સાડીઓ તરફ આપણું ધ્યાન ખેંચાત જ નહિ. ને તમે ગુસ્સે ન થશો—પણ કેટલાક સંશોધકોનો તો અભિપ્રાય એવો છે કે જંગલી સ્ત્રીપુરુષોમાં લતાનાં પાન, પુષ્પ-ગુચ્છ, વગેરે સુંદર વસ્તુઓ જુદાજુદા અવયવો ઉપર ધારણ કરી શરીરને શણગારવાનો જે રિવાજ છે, અને શિક્ષિત અને સંસ્કારી

લોકોમાંય વસ્ત્રો અને અલંકારો ધારણ કરવાનો જે રિવાજ છે તે રિવાજ જે પ્રેરણામાંથી ઉત્પન્ન થયો છે તેનું મૂળ કાર્ય શૃંગારભાવનાને ઉત્તેજવાનું છે; લજ્જારક્ષણ કરવાનું નથી. ને એટલું જ નહિ, પણ લજ્જાય શૃંગારિક આકર્ષણ માટે છે એવું પણ એક જણ કહે છે, તો પછી—"

"તમારી આગળ હાથ જોડું છું, ભાઈસાહેબ!" ગિરિધરરાવે બહારથી હસીને અંદરનો ગુસ્સાનો ચઢેલો પારો છુપાવવાનો પ્રયત્ન કર્યો. તે બોલ્યા: "ત્યારે હું હવે જઈશ, આજે તમે ઠીક વકીલાત કરવા મંડ્યા છો. અમારા જેવા ભોળા શિક્ષક આવી દલીલબાજી સામે કેવી રીતે ટકી શકે?" આમ બોલી તેમણે પાઘડી માથે ચડાવી. ત્યાં તો લક્ષ્મીબાઈ ઘરમાંથી બારણામાં આવ્યાં ને ત્યાંથી જ બોલ્યાં: "તમારા રાવબાને આજે અમારે ત્યાં જમવાનું કહ્યું છે. યાદ તો છે ને?"

"આજે કેમ જમવા બોલાવ્યો છે?" ગિરિધરરાવે પૂછ્યું.

"હમણાં તમને બાળુએ પેંડા આપ્યા કે નહિ? તે વખતે તેણે તમને કાંઈ કહ્યું નહિ? ને આ (વિનાયકરાવ ભણી જોઈને) અહીં હતા ને? એમણેય કશું ન કહ્યું? સાચેસાચ આ પુરુષોએ તો હદ કરી છે! પેંડા આપ્યા, પણ શા નિમિત્તે આપ્યા તેય આમણે ન કહ્યું!"

"એમણે તો કહ્યું હતું, ભાભી! હું જ ભૂલી ગયો," ગિરિધરરાવ બોલ્યા: "અમારી ચર્ચા ચાલતી હતી."

"તો બરાબર છે," લક્ષ્મીબાઈએ સૌમ્ય સ્વરે, ગિરિધરરાવને ખોટું ન લાગે એટલા માટે, અનુમોદન આપ્યું ને બારણાંમાંથી જ ક્ષણભર થોભીને કહ્યું: "તો પછી રાવબાને ઝટ મોકલી દેજો. જમવાનું લગભગ થઈ ગયું છે, તેને નાહી લેવાને કહેજો."

"એ તો સવારે જ નાહ્યો છે," ગિરિધરરાવ બોલ્યા: "૬ વાગે ઊઠીને ૬॥ વાગે સ્નાન થવું જ જોઈએ, એવી મારી કડક શિસ્ત છે.

૬॥ થી ૭ દંડબેઠક, પછી ૭ થી ૭–૫૦ અભ્યાસ, ૧૦ મિનિટની રજા, વળી પાછો ૮ થી ૮–૫૦ લગી અભ્યાસ ને પછી ૧૦ મિનિટની છુટ્ટી. આવું ઘડિયાળને કાંટે ચાલતું કડક નિયમન મારા ઘરમાં છે. સ્પેન્સરે કહ્યું છે કે—"

પણ સ્પેન્સરે શું કહ્યું છે તે લક્ષ્મીબાઈને કાને પડે તે પહેલાં જ ગિરિધરરાવનો અરસિક નોકર શિરપો—શ્રીપતિ—ત્યાં આવ્યો ને બોલ્યો: "આજ રાવબા જમવા નહિ આવે એવું કહેવા બાસાહેબે મને મોકલ્યો છે."

"કેમ રે શિરપા! કેમ નહિ આવે!" લક્ષ્મીબાઈએ ઉતાવળાં થઈને પૂછ્યું.

"એની રેશમી *લંગોટી જડતી નથી," શિરપાએ કહ્યું.

"ભલે લંગોટી ન જડતી. મારા ઘરની નાની પીતાંબરી હું એને પહેરવા આપીશ," લક્ષ્મીબાઈ બોલ્યાં. અત્યારથી જ મનથી યોજી રાખેલા ભાવિ જમાઈને પીતાંબરી આપે, અને તે પીતાંબરી પહેરેલો એ બાલજમાઈ જોવાની તક પોતાને મળે, તો કેવું સારું એ આનંદ-દાયક વિચારથી તેમનો ચહેરો કાંઈક વિકસિત થયો ને આજે તો તે વિનાયકરાવનેય વધારે રમ્ય લાગ્યો. પત્નીને રુચે એવું કશુંક બોલવાના હેતુથી તેમણે કહ્યું: "હા, આપણી પીતાંબરી છે જ; ને ન હોય તોય, અબોટિયું હોય ન હોય તો તેની કશી અડચણ અમારે ત્યાં નથી."

"આમ શાને બોલતા હશો? અબોટિયા વિના કેમ ચાલશે?" પતિદેવનું બોલવું તેમને ગમ્યું નહિ ને તે આ વાક્ય બોલી ગયાં. તેમને થયું કે પોતાને ઘેર અબોટિયાનો રિવાજ ન પળાતો હોવાની વાત જાણીને ગિરિધરરાવ શું કહેશે? પોતાના ઘરને વિષે એમનો

* દક્ષિણી બ્રાહ્મણોમાં બટુઓ જનોઈ દીધા પછી લગભગ બારતેર વર્ષની ઉંમર લગી લંગોટી પહેરે છે.

અભિપ્રાય પ્રતિકૂળ થશે? પણ ગિરિધરરાવને આ વખતે જુદા જ વિચારોએ ઘેર્યા હતા. પુત્રની લંગોટી ખોવાય તો તે તેણે જ શોધવી જોઈએ, બીજું કોઈ તેને જો તે શોધી આપે તો તેની લંગોટી ખોવાની ટેવને ઉત્તેજન આપવા જેવું થાય, આવા સ્પેન્સરીય વિચારો તે ધરાવતા હતા; એટલે પોતાની પત્નીને તેમણે એ વસ્તુ બરાબર ઠસાવી રાખી હતી કે પુત્ર કોઈ પણ વસ્તુ ગુમાવે, તો તેને તે બીજું કોઈ શોધી ન આપે, તેણે જ તે શોધી લેવી જોઈએ. પણ પોતાની આ શિસ્તનો આજે પત્નીએ જ ભંગ કર્યો તેથી તેમને ખોટું લાગ્યું! ગુસ્સાથી રાતાચોળ થઈ ને, પણ છતાંય તેને રોકવાનો પ્રયત્ન કરીને તે બોલ્યા: "શિસ્તનો ભંગ આમ જ થાય છે. મેં એને સો વાર કહ્યું છે કે સ્પેન્સરના મત પ્રમાણે આ લાડ ભૂલભરેલાં છે; પણ એને શિસ્ત શું ને બીજું શું? બધુંય સરખું. આપણી સ્ત્રીઓ એટલે—" તે આગળ બોલવાના હતા, પણ લક્ષ્મીબાઈ સામે ઊભેલાં હતાં તેમને જોયા પછી પોતાના 'ગેરશિસ્ત' શબ્દોને તેમણે રોક્યા, ને "બોલવામાં શો સાર છે? બોલે તે મૂરખ ઠરે છે," આવા શબ્દો બબડતા તે ઊઠવાની તૈયારી કરવા લાગ્યા. પણ એટલામાં તેમના મનમાં એકાએક શું થઈ આવ્યું, કોણ જાણે, ખેતર સાચવવા ગયેલો ખેડૂત જેમ એકાએક ખાલી બાર કરી ભડાકો કરે છે તેમ એ ઓચિંતા ઊછળ્યા અને બોલ્યાઃ "રાવબા આજે નહિ આવે, એમ માનજો. લંગોટી જડશે તો આવશે, નહિ તો નહિ આવે એમ માની લેજો. હું હવે જાઉં છું."

તે ઊઠીને આંગણામાં જાય છે ત્યાં બીજો નોકર સંતુ ત્યાં આવ્યો ને બોલ્યોઃ "રાવબાની લંગોટી બાસાહેબને જડી છે ને તે હમણાં જમવા આવે છે એમ કહેવા મને મોકલ્યો છે."

નવાઈની વાત એ હતી કે પુત્રની ખોવાયેલી લંગોટી જડી તેથી ગિરિધરરાવને કાંઈક ખોટું લાગ્યું. કારણ 'શિસ્ત'નો પાઠ બરાબર આપી શકાયો નહિ! લક્ષ્મીબાઈનેય આ ખબર ન ગમી, કારણ પોતે ઘરમાંથી

પીતાંબરી આપે ને ભાવિ બાલજમાઈ તે પહેરી જમવા બેસે એ દશ્ય જોવાની તક જતી રહી! દુનિયા આવી છે! અસ્તુ.

થોડી વારે રાવબા ચાંદીનું જળપાત્ર ને કેસરી રંગની રેશમી લંગોટી લઈ હાજર થયો. એ વખત દરમિયાન સુશીલાનેય સુંદર કિનારીવાળું ફરાક પહેરાવવામાં આવ્યું હતું. સુનંદ, બાળુ અને બીજાં પાડોશી છોકરા ને છોકરીઓ ભેગાં થયાં, ને વધારે વખત ગુમાવવાને બદલે બધાં નાનાંમોટાં અબોટિયાં કે લંગોટી પહેરી હાથપગ ધોઈ ને રંગીન પાટલા ઉપર જઈને બેઠાં. સુશીલા રસોઈઘરમાંથી વચલા ઓરડામાં ને ત્યાંથી રસોઈઘરમાં આંટા માર્યા કરતી હતી. તેય આખરે થાકીને વાતો કરવા કરાવવાના કામમાં બાળુ સારો છે એમ માની તેની પાસેના પાટલા ઉપર જઈ બેઠી. પણ લક્ષ્મીબાઈએ તેને માટે સુંદર વેલબુટ્ટીદાર રંગોળી પૂરી કેળનું મોટું પાન અને પાટલો ગોઠવી મૂકેલાં ત્યાં બેસવાનું તેને કહ્યું, એટલે નિરુપાયે તે ત્યાં જઈ બેઠી. તે પાટલાની પાસે સુનંદ બેઠો હતો. પણ તે બિચારાને કાંઈક બહાનું કાઢીને ત્યાંથી ઉઠાડી તેની જગ્યાએ રાવબાને બેસાડચો. સુનંદની મા વિધવા, ગરીબ અને દળણાં દળીને કે રસોઈ કરીને પોતાનું અને પોતાના દીકરાનું ગુજરાન કરતી એટલે તેના છોકરાને માનઅપમાન શાનાં હોય? ને તેમાં વળી સુનંદની ઉંમર પણ નાની હતી. એટલે તેને એક પાટલા ઉપરથી ઉઠાડી બીજે પાટલે બેસાડવામાં લક્ષ્મીબાઈ જેવી સરળ છતાં 'લક્ષ્મી'ના પ્રસાદથી કંઈક ચઢેલી સ્ત્રીને ખોટું શાનું લાગે? સુનંદ ઉંમરે નાનો હતો, પણ ગરીબ અને સ્વાભાવિક તીવ્ર બુદ્ધિવાળો હોવાને લીધે તે એ ઉંમરમાંય ઘણું સમજી શકતો. પોતાનું થયેલું અપમાન તે સમજ્યો ને તેને ખોટું લાગ્યું ય ખરું. પણ મનનો વિષાદ ગળી જઈને, કિવનાઈન જેમ હસતે મોઢે લેવાનું હોય છે તેમ હસીને કૂદકો મારતોક તે ઊઠચો ને બાળુ પાસે જઈને બેઠો. જાણે કશું બન્યું જ નથી, એમ બતાવવા બાળુના કાનમાં

તેણે કહ્યું: "આ તો બહુ સારું થયું; તારી સાથે વાતો થઈ શકશે. ને સારે નસીબે થાળીય મોટી મળી ગઈ!" બાળુ આખી આ સંતાકૂકડીની રમત સમજી ગયો હતો. પણ એ વિષે કશું ન બોલતાં એણે તરત જ બીજી વાત કાઢી ને સુનંદને તેનું અપમાન ગળી જવામાં મદદ કરી! આ અપમાનથી સુશીલાને કશી અસર થઈ નહિ. એટલું જ નહિ પણ કોઈનું કશું અપમાન થયું છે, એનીય એને ખબર ન હતી. એ જુદે જ કારણે રીસે ભરાઈ હતી. તેને બાળુ પાસે બેસવા દીધી નહિ તેથી તેનો મિજાજ ગયો હતો, પણ તેની રીસ વધારે વાર ટકી નહિ. કારણ થોડી વારે તેને એક વાત યાદ આવી ને તેણે રાવબાને પૂછ્યું: "હવે ભગવાનનું નામ લેવાનું ખરું ને? હલ હલ મહાદેવ હમણાં જ કહેવાનું ને?"

બાળુએ કહ્યું: "હમણાં નહિ. ઘી પીરસાયા પછી તાત્યા કહેશે ત્યારે."

બાળુના શબ્દોને પ્રમાણ માનીને તે ઘી પીરસાતાં લગી થોભી ને પછી તાત્યાને "તાત્યા! હવે હું ભગવાનનું નામ લઉં? હલ હલ કહું?" એમ પૂછી તેમની 'હા' આવતાં જ હર હર મહાદેવ કહી મહાદેવને હાંક મારવાની એણે શરૂઆત કરી! એ હાંક મહાદેવને પહોંચી હશે ખરી? ને તે ભોજનસમારંભમાં તે સાક્ષી થયો હશે ખરો? ને સાક્ષી થયો હોય તો ત્યાં ભેગાં થયેલાં બાળકોના અને મોટા માણસોના ભવિષ્યકાળનું ચિત્ર જોઈ તેને આનંદ થયો હશે કે દુ:ખ થયું હશે? બાકી સર્વાંગે ભસ્મલેપન કરી શ્મશાનમાં રહેનાર, અશુભ રુંડમાળા ધારણ કરનાર અને સર્પો વડે વીંટળાયેલા એ શિવને બધું જ શિવ, બધું જ મંગલ અને બધું જ આનંદદાયક લાગે. ને તેય એક રીતે તો બરાબર જ છે.

## [ ૪ ] મેડા ઉપર રમાયેલાં પત્તાં

વિનાયકરાવને ત્યાં શ્રાદ્ધને અંગે કંઈક પ્રસંગ હશે, તેથી તે દિવસે સુનંદની મા તેમને ઘેર લક્ષ્મીબાઈને કામકાજમાં મદદ કરવા આવી હતી. વિનાયકરાવની તે દૂરની સગી હતી, એ તેને બોલાવવાનું નિમિત્ત કારણ જ હતું. પણ ખરું કારણ તો એ હતું કે તેની ગરીબ સ્થિતિ, વિધવા દશા, તેમાંય પાછો નિશાળમાં જતા આશાસ્પદ છોકરાનો ઉછેર, આ બધી બાબતો વિનાયકરાવ જાણતા હતા. તેથી તેને મદદ કરવાના હેતુથી ગમે તે બહાને તેને તે પોતાને ઘેર બોલાવતા ને સહાનુભૂતિ દર્શાવી તેને મદદ કરતા.

બન્ને પંગત પૂરી થયા પછી જ્યારે મા પણ જમી ઊઠી, ત્યારે સુનંદ પાછલે બારણે તેને એક બાજુએ લઈ ગયો ને ધીમેથી પૂછવા લાગ્યો: "બા, આ દક્ષિણાનો * પૈસો લઉં ?"

"પણ તને દક્ષિણા કેવી રીતે મળી ? તને તો જનોઈ પણ દેવાયું નથી! વળી તું તો ઘરનો!"

---

* મહારાષ્ટ્રીય બ્રાહ્મણોમાં ભોજનપ્રસંગે આવેલા બધા દ્વિજ નિમંત્રિતોને યજમાન દક્ષિણા નિમિત્તે પૈસો આપે એ રિવાજ છે.

"તાત્યાએ (વિનાયકરાવ) પહેલાં દક્ષિણાનો પૈસો અમારી આગળ મૂકેલો નહિ. પણ અમને ખોટું લાગ્યું છે એમ જોઈ અમારી બધાની આગળ એકેક પૈસો મૂક્યો. સુશીલાનેય પૈસો આપ્યો ને!"

"તાત્યાનું બધું એવું જ છે. નાહકનો ખરચ કરવાની એમને ટેવ પડી ગઈ છે. ઘરનાં છોકરાંને વળી દક્ષિણા શાની આપવાની?"

આ વાત થયા પછી થોડી વારે સુનંદે ધીમેથી માને લાડભર્યા અવાજે પૂછ્યું: "ચાર પૈસામાં નાનાં પત્તાં મળે છે. અમે નાનાં પત્તાં આણીએ?"

તેની માને આ વાત ગમી નહિ પણ પ્રેમને લીધે તે બોલી: "આજનો દિવસ એ પૈસો લેજે. આપણાં જેવાં ગરીબોએ પત્તાં પાછળ પૈસા ખરચવા ન જોઈએ. આપણી સ્થિતિ કેવી છે, તે જાણે છે ને? એ જીવતા હોત તો"—આગળ તે બોલી શકી નહિ. આંખો આંસુથી છલકાઈ ગઈ એટલે પોતાની મેલી સાડીના છેડા વડે તે લૂછવાનો તેણે પ્રયત્ન કર્યો. તરત જ સુનંદ બોલ્યો: "તો મારે એ પૈસો ન જોઈએ. અમે પત્તાં નહિ આણીએ." તેની આવી સમજ જોઈને માતાને આનંદ થયો તેમજ ખેદ પણ થયો. ગળગળી થઈને તે બોલી: "બેટા, આજનો દિવસ લેજે; પણ—"

"પણ મારે એ પૈસો જોઈતો જ નથી," સુનંદ તેનું વાક્ય પૂરું થાય તે પહેલાં જ બોલી ઊઠ્યોઃ "મેં તો અમસ્તો જ પૈસો માગેલો." એણે આ શબ્દો ઉચ્ચાર્યા ખરા, પણ માતાની આવી સ્થિતિ જોઈને તેનેય રડવું આવતું હતું. પોતાનું રડવું માથી છુપાવવાને માટે તે દોડતો બગીચામાં ગયો ને બકુલપુષ્પો ચૂંટવાનો ઢોંગ કરી, રડવાનો ઊભરો શમ્યા પછી તે આગલે બારણે મેડીએ ગયો. બાળુ, રાવબા અને સુશીલા ત્યાં હતાં. તેમને જોઈને બાળુ તરફ ફરીને તે બોલ્યો: "બાળુ, પત્તાંની કશી જરૂર નથી. આપણે બીજું ક્યુંક રમીએ."

"જરૂર કેમ નથી? ચાર પૈસામાં નાનો ગંજીફો મળે છે. મારો

એક, તારો એક, સુશીલાનો એક ને રાવબાનો એક—"

"આપણે તો બા, પૈસો નથી આપવાના," રાવબા વચ્ચે બોલ્યો: "બાપાને પૂછ્યા વિના પૈસો હું નથી આપવાનો! બાપાએ મને સખત તાકીદ આપી છે કે મળેલો પૈસો પૂછ્યા વિના ખરચવો નહિ."

"તો જઈને પૂછી આવને?" સુશીલા બોલી. તે હવે ચાર-પાંચ વરસની થઈ હતી ને બોબડે સ્વરે પણ ખૂબ બોલવા લાગી હતી.

"ગમે તેમ, પણ હું તો નથી આપવાનો," રાવબાએ જવાબ આપ્યો. "એમની આગળ જાઉં, કે સવારનો અભ્યાસ થયો કે નહિ, એ મને પૂછશે ને પજવશે. તેમને મોઢું બતાવવાનું મને મન નથી થતું."

"બાપાથી શાનો બીએ છે?" બાળુએ પૂછ્યું.

"તું શું જાણે?" રાવબાએ જવાબ દીધો: "એમનો પેલો સ્પેન્સરસાહેબ છે ને, તેના કહ્યા પ્રમાણે તે વર્તે છે અને અમને બધાંને પજવે છે."

"તો તારો પૈસો તું નથી જ આપવાનો એમ ને?" બાળુએ સહાનુભૂતિથી છતાં આખરી સવાલ પૂછ્યો.

"ના ભાઈ, ના." રાવબાએ નિશ્ચયપૂર્ણ સ્વરે જવાબ દીધો.

પૂછ્યા વિના દક્ષિણાનો પૈસો ખરચવો નહિ એવી ગિરિધરરાવની શિસ્ત હતી એ વાત સાચી; પણ તેમણે જ બે આના ચવાણા માટે કે ગમેતેમ ખરચ કરવા માટે તેને આપી મૂકયા હતા, અને એ બે આનામાંથી તેની પાસે હજી ચાર પૈસા સિલકમાં પડયા હતા. તેથી તેણે ધાર્યું હોત તો તે એકલો જ ગંજીફો ખરીદી શકયો હોત. મળેલા બે આના રાવબાએ કેવી રીતે ખર્ચ્યા તે બાબત પિતાને બેશક કહેવાની હતી; પણ ગિરિધરરાવને કહેવાની બીકે જ એણે પૈસો આપવાની ના પાડી, એમ ન હતું. તેણે નિશ્ચિત રીતે ના પાડી હતી. સુનંદે પહેલાં જ ના પાડી હતી. એટલે હવે ગંજીફો ખરીદી આણીને રમવાનો વિચાર એક કોરે રહ્યો. બધાં ગમગીન

થઈ ને બેસી રહ્યાં. તેમની આ વાતચીત પાસેના ઓરડામાં બેઠેલા વિનાયકરાવને કાને પડી હતી. વાતચીતનો અંત આવો આવેલો જોઈ તેમનું મન પીગળ્યું અને ઓરડાની બહાર આવી તે બોલ્યા: " અલ્યા, તમારે પત્તાં જોઈએ છે ને? આ બે ઢબ્બુ લો અને બજારમાંથી લઈ આવો. પણ જુઓ ભાઈ, સાચવીને રાખવાં પડશે ને રમતી વખતે કજિયો કરવાનો નથી, તેમજ રજાને દિવસે એકાદ કલાક જ રમવાનું. બોલો, આ બધું છે કબૂલ? કબૂલ ન હોય, તો અમારા પૈસા આપો પાછા. "

સુશીલાને આ બધી શરતોનો કશો અર્થ સ્પષ્ટ રીતે સમજાયો નહિ તેથી તે ' લવિવાલે ' (રવિવારે) લમવાનું ખલું ને ? મને લમવામાં લેવાની હં!" વગેરે અસંબદ્ધ વાક્યો બોલવા લાગી. ત્રણે છોકરાઓએ પોતાને શરતો કબૂલ છે એવું મૌન રાખીને સૂચવ્યું. વિનાયકરાવનીયે સ્પષ્ટ રીતે કરારો કરાવી લેવાની ઇચ્છા હતી જ નહિ. એટલે પત્તાં આણવાનું નક્કી થયું. પત્તાં કોણ લાવે એ જ પ્રશ્ન હવે બાકી રહ્યો હતો. રાવબા શ્રીમાન અને શિષ્ટ હતો. એટલે એ ભાઈસાહેબ તો જવાના જ નહિ. વળી બજારમાં પોતે જઈ પત્તાં ખરીદવામાં ને જતાંઆવતાં વાતોનો આનંદ લૂંટવામાં જે રસ નાનાં બાળકોને હોય છે, તે એની કલ્પનાને અડે તેમ ન હતું. બધું વાતાવરણ સામાન્ય રીતે સમજી લઈ ને સુનંદે પત્તાં આણવાનું માથે લીધું. પણ બાળુ તેને એકલાને જવા દે એ અશક્ય હતું. એ બન્ને નીકળ્યા એટલે સુશીલાય તૈયાર થઈ. વિનાયકરાવનો કાંઈક ટેકો હોવાથી તેનેય તેની માએ એ બન્ને સાથે બજારમાં જવાની રજા આપી.

રસ્તે જતાંજતાં પાસે આવતી દિવાળીની રજાને વિષે એમની વાતો ચાલી. તે સાંભળીને સુશીલાએ વચ્ચે પૂછ્યું: " દિવાલીની લજાઓ ક્યાલે પડશે ?"

" હજુ તો ઘણી વાર છે, " સુનંદ બોલ્યો.

"કાલને પલમ દિવસે ?" સુશીલાએ પૂછ્યું. 'કાલને પરમ દિવસે' એ શબ્દસમૂહનો અર્થ શબ્દશાસ્ત્રી કયો કરશે તેની ચોક્કસ ખબર નથી. પણ સુશીલાનો અર્થ અને તેમનો અર્થ એક તો નહિ જ હોય. પણ સુશીલાનો અર્થ કયો હતો એ નિશ્ચિત રીતે કોણ કહી શકશે ? એટલી વાત ખરી કે બાળુને એ અર્થ થોડો ઘણો સમજાયો હતો ખરો. કારણ તે બોલ્યો: "કાલને પરમ દિવસે નહિ. આવતી કાલને પરમ–પરમ–પરમ દિવસે."

આ શબ્દોનો અર્થ બીજું કોઈ સમજ્યું હોય કે નહિ, છતાં સુશીલાને એમાંનો ઘણોખરો અર્થ સમજાયો. તેથી તેને પૂરો સંતોષ થયો નહિ હોય, પણ સમજાયો એટલો અર્થ પોતાને માટે બસ છે, એવો ડાહ્યો વિચાર કરી તેણે બીજો પ્રશ્ન પૂછ્યો: "પણ બાળુ, આજ તાત્યાએ જમતી વખતે પૈસો કેમ આપ્યો ?"

"એ દક્ષિણા આપેલી," બાળુએ જવાબ દીધો.

"દશ્શના શાની ?"

"તારી ડોશીમાના શ્રાદ્ધની," સુનંદે કહ્યું.

"માલી ડોશીમા તાલી શું થાય ?"

"મારીય દાદી જ થાય."

"ને બાળુ તાલી શી સગી થાય ?"

"મારી કોઈ નહિ."

"તાલી કેમ કોઈ નહિ ? તો પછી માલી દાદી કેવી લીતે થઈ ?"

"તું તો મૂરખ છે, કંઈનું કંઈ બોલે છે !"

પણ આ શબ્દોથી તેની જિજ્ઞાસા થોડી જ શમવાની હતી ! તેણે સુનંદ તરફ ફરીને કહ્યું: "સુનંદ, તું કહે, એને ખબલ જ નથી."

"એની થાય સાસુ; દાદીસાસુ થાય, સમજી ?" કાંઈક કહેવું જોઈએ એમ માની મજાકમાં સુનંદ બોલ્યો.

આ જવાબનો પૂરો અર્થ તો સુનંદ પોતેય સમજ્યો ન હતો, પછી

સુશીલા ક્યાંથી સમજે ? પણ જવાબનો અર્થ ન સમજાયો હોય તેથી એવા સવાલો થોડા જ અટકવાના હતા ? "માલી દાદીમા હમણાં શું કલતી હશે ?" તેણે સુનંદને બીજો સવાલ પૂછ્યો.

મશ્કરીભર્યા અવાજે તેણે કહ્યું: "ચણા દળતી હશે."

"ચણા શા માટે ?"

"ભજિયાં બનાવવા માટે," વિનોદ વધારે ચગે, એટલા માટે બાળુએ ટેકો આપ્યો.

"આજે તારે ત્યાં ભજિયાં બનાવેલાં ને, તેવાં ભજિયાં બનાવવા માટે !"

"પણ ભગવાનને ઘેલ ચણા ક્યાંથી ? આકાશમાં ચણાનાં ઝાડ હોય છે કે શું ?"

"હા, ને એ ઝાડ ઉપર તારા જેવી છોકરીઓ ચઢે છે," સુનંદે એની પૂરી મજાક ચલાવી.

પણ તેણે એ વાત સાચી માની. એ ઝાડ ઉપર કેવી રીતે ચઢવું એ સમસ્યાનો તે મનમાં ઉકેલ કરવા લાગી.

વિચાર કરતાં કરતાં તેને કલ્પના આવી કે આકાશમાં દેવ છે, અને ચણાના ઝાડ ઉપર તે પોતાને ચઢાવે છે. (ચણાનાં ઝાડ કેવડાંક ઊંચાં હોય છે, તેનો એને ખ્યાલ જ હતો નહિ.) શંકાસમાધાન કરાવી લેવાના હેતુથી તેણે બાળુને પૂછ્યું: "દેવ તો આપણા તાત્યા જેવા જ હોય છે ને ?"

"હા !" બાળુ બોલ્યો.

"તેને માલી મા જેવી વહુ હોય ખલી ?"

"મને ખબર નથી," કાંઈક હસીને છતાં અવાજમાં તિરસ્કાર આણીને એણે કહ્યું: "કેવા મૂર્ખાઈભર્યા સવાલ પૂછ્યા કરે છે ?"

"મૂર્ખાઈભર્યા શા માટે ?" સુનંદ બોલ્યો. તે ઉંમરે બાળુ જેવડો જ હતો; પણ બુદ્ધિમાં સામાન્ય છોકરાથી ચઢે એવો હતો.

કાંઈક અકાલ પરિપકવ હતો એમેય કહી શકાયઃ "તને જવાબ દેતાં નથી આવડતા, એટલે તેના સવાલ મૂર્ખાઈભર્યા થયા કેમ?"

આ સવાલનો જવાબ દેવાની બાળુને કશી જરૂર જ પડી નહિ. કારણ ત્યાં તો તેઓ ખુશાલશેઠ ગુજરની દુકાન આગળ આવી પહોંચ્યાં હતાં. તે દુકાનમાં પેઠો અને સુનંદ સુશીલા સાથે એની પાછળ ગયાં. ગંજીફો લઈને બહાર આવતી વખતે ખુશાલશેઠે પીપરમીંટની એક ટીકડી સુશીલાના હાથમાં મૂકી. પણ તેટલાથી તે શેઠ તેને કેટલો ભલો લાગ્યો! રસ્તે જતાં આકાશમાં રહેનારા, પોતાના પિતા જેવા દેવને ને તેની પોતાની મા જેવી વહુને છેક ભૂલી જઈને હવે તે ખુશાલશેઠ ગુજરની દાનશીલતાનાં વખાણ કરવાના વિચારમાં હતી. તેના બોલવા તરફ હવે બાળુ કે સુનંદનું બિલકુલ ધ્યાન હતું નહિ. પોતે ખરીદેલાં નાનાં પણ કોરાં પત્તાં જોવામાં અને નિશાળની વાતો કરવામાં જ તેઓ નિમગ્ન હતા.

પત્તાં આવ્યાં ખરાં; પણ હવે રમવું ક્યાં, એ પ્રશ્ન ઉપસ્થિત થયો. બાળુનું ઘર નાનું હતું, એટલે ત્યાં એકાંત મળે તેમ ન હતું. સુશીલાનું ઘર મોટું હતું. પણ તે દિવસે વર્ષશ્રાદ્ધ હોવાથી ઘરમાં બધે ધામધૂમ હતી. સુનંદના ઘરમાં કોઈ જ ન હતું; અને તેથી તો તેની માએ બારણે તાળું મારેલું. રાવબાનું ઘર મોટું અને તેની માલિકીનું હતું; પણ ગિરિધરરાવની કડક શિસ્તને લીધે ત્યાં જવાની કોઈની હિંમત ન હતી. તેમાંય 'મારે ઘેર ચાલો,' એમ રાવબા બોલ્યો પણ ન હતો! સુનંદના ફળદ્રુપ ભેજામાં એક વિચાર આવ્યો કે પડોશના રામમંદિરમાં જઈ એકાદ ખૂણામાં, અથવા તો ઉપર માળ પર જઈને રમવું. સુશીલાને સાથે લેવી કે નહિ એ સવાલ તરત જ ઉપસ્થિત થયો. બાળુ કહેઃ "ભલે આવતી." સુનદ કહેઃ "ના, લક્ષ્મીબાઈ નાહકનાં વઢશે." જ્યારે આ ચર્ચા સુશીલાએ સાંભળી, ત્યારે તેણે હઠ પકડી કે "હું તો આવવાની જ." તેને પટાવીને નાસી જવાના

હેતુથી ને કાંઇક સદ્ભાવથી "જા, તારી માને પૂછી આવ," એમ બાળુએ સૂચવ્યું. પણ તે તો હાલે જ નહિ. એમ તો એ પાકી બની ગઈ હતી. "બધુંય હું જાણું છું. હું ઘેલ જાઉં, કે તમાલે જવું હશે, ખલું ને!" જ્યારે તેના આ અભિનય સાથેના શબ્દો બાળુએ અને સુનંદે સાંભળ્યા ત્યારે તેમણે "છોકરી બડી પાકી છે!" એવા ભાવાર્થના ઉદ્ગાર કાઢ્યા. તેને લઈ ગયા વિના બીજો કોઈ ઉપાય રહ્યો ન હતો, તેથી "મંદિર નજીક જ છે, ચાલોને એને લઈ જઈએ" એવો વિચાર કરી તેઓ તેને લઈ ગયા.

મંદિર તો ખૂબ નજીક હતું. શહેરની એક બાજુએ આવેલું હોવાથી વધારે મોટું ક્યાંથી હોય? ગર્ભદ્વારની સામે અને બન્ને બાજુએ મળીને ૨૦૦ થી ૨૫૦ માણસ બેસે એટલી જગ્યા હતી. કીર્તન વગેરે હોય ત્યારે બાળકો બેસે એટલા માટે બે નાના માળ બાજુએ બનાવેલા હતા. કીર્તનની વેળાએ ત્યાં નિસરણી મૂકવામાં આવતી. હમણાં ત્યાં નિસરણી હતી નહિ. મંદિરમાં ગયા પછી આમતેમ જોઈ સુનંદ બોલ્યો: "આ ખૂણામાં બેસીને આપણે રમીએ." બાળુ કહે: "નીચે નહિ, ઉપર માળ ઉપર જઈએ." સુનંદને આ વિચાર ગમ્યો, કારણ થોડા દિવસ પહેલાં થાંભલા પર થઈને ઉપર જવાનું ને ત્યાંથી ભૂસકા ખાવાનું તેઓ શીખ્યા હતા. પણ સુશીલાને કેવી રીતે ઉપર ચઢાવવી? કોઈને ઉપાય સૂઝે નહિ. એટલામાં મંદિરના એક ખૂણામાં મૃદંગ મૂકવાની ઊંચી ઘોડી સુનંદની નજરે ચઢી. પહેલાં સુશીલાને ઘોડી ઉપર ચઢાવવી ને પછી પોતે માળ ઉપર ચઢી તેને હાથનો ટેકો આપી ઊંચકીને ઉપર લઈ લેવી એવો વિચાર તેને સૂઝ્યો. સૂચના બાળુને એકદમ રુચી ને તેનો અમલ કરવાનો તેમણે ઠરાવ કર્યો. મોટી વજનદાર ઘોડી તે બન્નેએ મળીને માળ નીચે આણી ને તેની ઉપર સુશીલાને ચઢાવવાનો તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. ઉપર ચઢતી વખતે સુશીલાને કેટલીય મુશ્કેલી પડી. પણ તેમાં તેને મઝા આવી. તેને ઉપર ગોઠવ્યા પછી થાંભલા

પર ચઢી બાળુય ઉપર ચઢ્યો. ને સુનંદ ધીમેથી ઘોડી ઉપર ચઢીને સુશીલાના હાથ બાળુના હાથમાં આપી તેને ઊંચકીને ઉપર ચઢાવવામાં મદદ કરવા લાગ્યો. સાચું પૂછો તો આ ધમાચકડીમાં તે નીચે જ પડત. પણ મંદિરના રામે જ તેને બચાવી !

તે તો ઉપર પહોંચી. પણ રાવબાને ઉપર કેવી રીતે લેવો ? ઉંમરે તે સૌથી મોટો હતો, પણ આવાં કામમાં તે સાવ ઠોઠ હતો. કારણ સ્પેન્સરભક્ત ગિરિધરરાવની શિસ્તબાજ તાલીમમાં તે ઊછર્યો હતો. તે સ્વપ્રયત્ને મહામુસીબતે ઘોડી ઉપર તો ચઢ્યો, પણ ત્યાંથી ઉપલા પાટિયા ઉપર ચઢવાની એની છાતી ચાલી નહિ. આખરે જેમતેમ કરીને મિત્રોની મદદથી તે ઉપર ગયો ને મેલાં થયેલાં કપડાં સાફ કરી પત્તાં રમવા માટે સજ્જ થયો.

ખરું જોતાં એ જગ્યા ખૂબ સાંકડી હતી. ત્યાં હવાય ચોખ્ખી ન હતી. કાંઈક અંધારુંય હતું. પત્તાં નાનાં હતાં તેમજ સુંવાળાં ન હતાં. પણ એવાં પત્તાં લઈને રમ્યા કરવામાં ને વચ્ચેવચ્ચે સુશીલા સાથે બોલવામાં તેઓ એટલા બધા મગ્ન થયા કે ન પૂછો વાત. બાળુના પિતાએ તેને બેત્રણ વાર એક આનાવાળો ગંજીફો આણી આપેલો, પણ તે બેત્રણ દિવસોમાં જ ફાટી ગયેલો. ઘણે દિવસે મળેલો પોતાનો ગંજીફો લઈ પૂર્ણ સ્વતંત્ર રીતે રમવામાં બાળકોને કેવો રસ આવે છે તે તો બાળકો જ જાણે ! એ મઝા મોટેરાં નહિ સમજી શકે.

એક દૂરી કાઢી રાખીને તેઓ 'ગુલામચોર'ની રમત રમવા લાગ્યા. સુશીલા બાળુ પાસે બેઠી ને તેની રમતમાં ભાગ લેવા લાગી. વચ્ચેવચ્ચે 'આ લાજા છે ને ?' 'આ ગુલ્લો ખલો ને ?' આમ તેને પૂછ્યાં કરતી. કોક વાર શાંત કે પ્રેમાળ સ્વરે, તો કોક વાર બેદરકારીભર્યા કે તિરસ્કારપૂર્ણ અવાજે તે તેને જવાબ આપતો. તેના હાથ ઊંચકવાનું કામ સુશીલા પાસે હતું. રાવબાએ હાથમાંનાં પત્તાં સંતાડી રાખીને બેચાર દાવ જીત્યા પછી સુનંદે એનાં પત્તાં ઉપર

કડક નજર રાખવા માંડી. રંગનું પાનું પાસે હોવા છતાં હુકમનું પાનું મારવાની તેની ચોરી પકડી પાડી, ને તેની ઉપર બધાં પાનાં ફેંકી દીધાં. ગાળાગાળી શરૂ થઈ. રાવબા ચિઢાયો; પણ શું કરે? ખૂબ લડ્યો; પણ પત્તાં પીસવાં પડ્યાં. "પાનાં પીસું છું, પણ ચોર-બોર કહીશ નહિ. તારા જેવા ભિખારી ચોર હશે. તારી મા બીજાને ઘેર કામ કરે છે તે ચોર હશે—" આવા મૂર્ખાઈના ઉદ્દગારો તેના મોંમાંથી નીકળવા લાગ્યા. સુનંદનો ગુસ્સો શમી ગયો હતો એટલું સારું હતું; "મૂરખ છે બિચારો" એવા શબ્દો કંઈક મોટેથી ને કાંઈક મન સાથે ઉચ્ચારી, આ કજિયાથી ગભરાઈને રડવા લાગેલી સુશીલાને તે સમજાવવા લાગ્યો. થોડી વારમાં રમત એવા રંગ ઉપર ચઢી કે પાંચ ક્યારે વાગ્યા તેનીય તેમને ખબર પડી નહિ.

હવે આ તરફ બાળુની મા—અન્નપૂર્ણાબાઈને, બાળુ ક્યાં હશે, તેની ફિકર થવા લાગી. ને સુશીલાની માને ઘેર તપાસ કરવા માટે (ને જવાને કશુંક બહાનું તો જોઈએ ને? તેથીય) ગયાં. તે પણ સુશીલાની જ ચિંતામાં હતાં. છોકરાં બજારમાં ગયાં હતાં ને પત્તાં લઈ આવ્યાં હતાં, એટલી ખબર મળેલી પણ તે પછી ક્યાં ગયાં, તેનો પત્તો ન હતો. "શું કરીએ, ક્યાં ગોતીએ? છોકરાં ક્યાં ગયાં હશે? કેવાં છોકરાં છે કોણ જાણે? પેલો સુનંદ મહા ખરાબ છે," વગેરે વાક્યોનો પ્રવાહ ચાલુ થયો. આખરે છોકરાં મંદિરમાં હોય તો ત્યાં જોવા તેઓ મંદિરમાં ગયાં. જુએ છે તો છોકરાં ત્યાં માળ ઉપર રમતમાં મશગૂલ બની ગયેલાં. એમની એ રમતસમાધિનો ભંગ થતાં વાર લાગી નહિ. સુનંદ અને બાળુએ પત્તાં એકઠાં કર્યાં; પણ બીકના માર્યા તેઓ નીચે ઊતરે નહિ. રાવબા પણ ઊતરતો ન હતો. કારણ તેને તો ઊતરતાં જ આવડતું ન હતું. સુશીલા રડવા લાગી; પણ તેને નીચે લેવી કેવી રીતે? આખરે બુમાટો થયાથી રાવબાને ને સુશીલાને નવરા લોકો ત્યાં ભેગા થયા હતા, તેમણે નીચે ઉતાર્યાં. બાળુ અને સુનંદે તક જોઈને ઉપરથી જ ભૂસકા માર્યા, ને ત્યાંથી તેઓ પોબારા ગણી

ગયા. એ ભૂસકા જોઈને બાળુની માને આશ્ચર્યમિશ્રિત આનંદ થયો. પણ બહારથી "અરે! આ કેવી રમત! હાથપગ ભાંગી નાખવા છે કે શું? શું તોફાની છોકરા છે!" આવાં વાક્યો તેમણે ઉચ્ચાર્યાં.

ધમકાવવાનું કામ પૂરું થયા પછી સુશીલાને ઘેર જવાને વખતે તેની માના ધ્યાનમાં આવ્યું કે હોંશથી પહેરાવેલું સરસ રેશમી ને સુંદર કિનારીવાળું ફરાક ધૂળથી ભરાઈ ગયું છે, ને એક ઠેકાણે ફાટી ગયું છે. રાવબાનુંય ધોબીને ઘેરથી આવેલું ખમીસ મેલું થયું હતું અને ફાટયું હતું. છોકરો કપડાં મેલાં કરે અથવા ફાડી નાખે તો તે તેને જ ધોવા આપવાં કે તેની પાસે જ સિવડાવી લેવાં, એ સ્પેન્સરીય સિદ્ધાંતાનુસાર તે ખમીસ તેને જ ધોવું ને સીવી લેવું પડ્યું. બપોરના નાસ્તાની વેળા વીતી ગઈ હોવાથી ઉપલા સિદ્ધાંતને કારણે જ તેને નાસ્તા વિના રહેવું પડ્યું. સુશીલાને આવી સ્વાભાવિક સજા મળી નહિ. પણ બેચાર ધપ્પા મળ્યા ને પછીથી દૂધસાકર પણ મળ્યાં. બાળુને ઠપકો ને પાછળથી દહીંપૌંઆ ખાવાને મળ્યા. બિચારા સુનંદને કશું ખાવાનું મળ્યું નહિ, કારણ બાળુએ બોલાવ્યા છતાં તે ગયો નહિ. બીજા તેને ખાવાને આપે તેને બદલે બધાએ તેને જ ફોલી ખાધો!

## [ ૫ ] દેવોની કુસ્તી

રંગે શ્યામ, શરીરે પાતળો, છતાં મજબૂત અને નીરોગી, ચહેરો લંબગોળ, આંખો અત્યંત તેજસ્વી, મુખાકૃતિ આનંદી, પણ ઉદાસીનતાની છાયા ત્યાં ગૂઢ રીતે રહેલી, કપડાં સાદાં ને ગરીબાઈને છાજે એવાં, પગમાં કશું નહિ, એક હાથમાં નોટો અને ચોપડીઓ, ને બીજા હાથમાં દોરી સાથે બાંધેલો ખડિયો, આવા લેબાસમાં સુનંદ નિશાળમાં જવાને વખતે એટલે ૧૦ાાના સુમારે આવ્યો હતો. હવે તેને બારમું વરસ બેસી ચૂક્યું હતું. બાળુ દશ વર્ષનો જ હતો. તેમની છેક નાનપણથી દોસ્તી હતી. બાળુનું ઘર નિશાળને રસ્તે હોવાથી સુનંદ બાળુને ત્યાં રોજ આવતો. તેમજ આજે પણ આવ્યો હતો. બાળુ હમણાં જ જમીને ઊઠ્યો હતો ને કપડાં પહેરતો હતો. તેના પિતા વિશ્વાસરાવ, પત્નીએ આપેલું પાનનું બીડું ચાવતા ખમીસને બટન લગાડતા હતા. આજે તે, ગિરિધરરાવ અને વિનાયકરાવ ત્રણે સાથે મળીને, ગામની મરાઠી અને ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલની મૅનેજિંગ કમિટીના મેમ્બર તરીકે નિરીક્ષણ કરવા જવાના હતા. એ જ કારણસર આજે ઈસ્ત્રીદાર નવું ખમીસ, ને ધોબીના હાથનો ધોયેલો નવો કોટ વિશ્વાસરાવે બહાર

કાઢ્યો હતો. ખમીસને બટન ઘાલ્યા પછી કોટને છીપનાં બટન ઘાલવાનાં હતાં, તેથી તે શોધવા લાગ્યા; પણ એ બટન ઓછાં પડ્યાં એટલે અન્નપૂર્ણાબાઈ પર—પત્ની પર ગુસ્સે થયા, અને "તારી ઉપર ગુસ્સે થવાથી શું વળવાનું છે, મારી જ ભૂલ છે," એમ કહી તેમણે જુદા રંગનાં ને જુદી જાતનાં એ બટન કોટમાં નાખ્યાં ને ડ્રેસ પહેરી સજ્જ થઈ "સુનંદ, જા તો, નીકળવાની તૈયારી થઈ છે કે નહિ, તે વિનાયકરાવને પૂછી આવ તો!" એવી સુનંદને આજ્ઞા આપી. સુનંદ ઘરના જેવો થઈ ગયેલો હોવાથી તેને કામ કહેવામાં એમને કશું ખોટું લાગતું ન હતું. સુનંદ પડોશમાં રહેતા વિનાયકરાવને ઘેર ગયો ને "જવાની તૈયારી થઈ છે કે કેમ એવું વિશ્વાસરાવે પુછાવ્યું છે," એમ બોલ્યો. "થોડી વારે નીકળીએ છીએ," એવો તેને જવાબ આપી વિનાયકરાવ પાછા કામમાં મંડી પડ્યા. મેડા ઉપરથી નીચે ઊતરતી વખતે સુનંદે ગુલાબી ફ્રાક પહેરી, સરસ રીતે વાળ વગેરે હોળી રૂઆબમાં ઊભેલી સુશીલાને જોઈ. હવે તે પાંચેક વરસની થઈ હતી ને હાથમાં દફતર લઈને બાળવર્ગમાં જતી હતી. ઘરનો નોકર કિસન તાવથી બિમાર હતો, તેથી તેની સાથે નિશાળમાં કોને મોકલવો, એ વિચારમાં લક્ષ્મીબાઈ ગૂંચાતાં હતાં. સુનંદને જોતાં જ જાણે દેવ મળ્યો હોય એમ તેમને થયું ને તેમણે સુશીલાને તેને સોંપી. પોતાની ઉપર આટલો વિશ્વાસ મૂક્યો તેથી સુનંદનેય આનંદ થયો, ને તે સુશીલાને લઈ બાળુને ત્યાં ગયો. તે પણ નીકળવાને તૈયાર થઈ જ ગયો હતો.

વિશ્વાસરાવે સુશીલા ભણી જોઈને "રૂઆબ તો સરસ છે આજનો! ઇન્સ્પેક્શન છે એટલે બાએ ગારીની જેમ શણગારી લાગે છે! પણ તારા વર્ગમાં તો હું ઇન્સ્પેક્શન માટે આવવાનો છું. તને તો નાપાસ જ કરીશ," એમ કહ્યું.

સુશીલા બોલી: "પણ મેં કાલે રાતે દેવને કહ્યું છે કે 'મને પાસ કરજે,' તે મને પાસ કરશે."

"કયા દેવને ?" વિશ્વાસરાવે ગંભીરતા જાળવી રાખવાનો પ્રયત્ન કરી, સ્મિત હાસ્ય કરી, ભ્રમરો ઊંચે ચઢાવી પૂછ્યું. "મેં મારા દેવને કહ્યું છે કે 'સુશીલાને નાપાસ કરજે.' એ તને નાપાસ કરશે !"

"કદી નહિ. અમારો દેવ સારો છે. તે પાસ કરશે."

"પણ અમારો દેવ નાપાસ કરશે તેનું શું ?"

સુશીલા કાંઈ બોલી નહિ. વિશ્વાસરાવ મશ્કરી કરે છે, એ વાત તેમના ચહેરા ઉપરથી એ કાંઈક સમજી. પણ તેના હૃદયમાં નાપાસ થવાની થોડીક ધાસ્તી પેઠી એ વાત ચોક્કસ. નિશાળે જતાં રસ્તામાં તેણે બાળુ પાસે ધીમેથી એ વિષે વાત કાઢી. (તેની દૃષ્ટિમાં માતા-પિતાથી ઊતરતે નંબરે બાળુના શબ્દો પ્રમાણભૂત હતા) બાળુએ તેને કહ્યું: "બાપુ મશ્કરીમાં બોલ્યા, એટલે તે સાચું છે એમ માનવાનું નથી."

આ શબ્દોથી સુશીલાને હિંમત આવી. પણ વિશ્વાસરાવનો દેવ પોતાના દેવ કરતાં વધારે શક્તિમાન છે કે કેમ એ શંકા એના મનમાંથી ગઈ નહિ !

સુનંદ એ સમજ્યો. તે પણ તેને આશ્વાસન દેવા લાગ્યો: "તું પાસ થવાની જ છે. બાળુના બાપાએ તને બીજવવા માટે એવું કહ્યું છે."

"પણ સુનંદ, એમના દેવને અમારો દેવ નીચે પાડી નાખે કે નહિ ? અમારો દેવ સૌથી મોટો છે; તે નક્કી એમના દેવને નીચે પટકી નાખશે. બા કહે છે, અમારા દેવ જેટલું બળ કોઈનામાં નથી. પચાસ પોલીસ સામે આવે તોય અમારો દેવ એકલો તેમને ફેંકી દે."

"મને ફેંકી દે ?" તેની મજાક ઉડાવવાને ગાલમાં હસીને સુનંદે કહ્યું.

"હા, હા, તને તો સહેજમાં ફેંકી દે ! મારા તાત્યાથીય એ વધારે બળવાન છે, તો પછી તું તો શી વિસાતમાં ?"

આ વાત ચાલતી હતી ત્યાં રાવબા પાછળથી આવી લાગ્યો. તેણે બૂટપાટલૂન પહેરેલાં છે; ગળામાં ચામડાના પટ્ટાવાળું જોસ્તાન લટકાવેલું છે; હાથમાં જર્મન સિલવરના ઢાંકણાવાળો નવા જ ઘાટનો ખડિયો પકડ્યો છે; માથે જરીવાળી ટોપી પહેરી છે; એવા રૂઆબમાં આવીને ભાઈસાહેબે "કાં, શી ચાલે છે દેવની વાતો? તું હમેશાં દેવ વિષે વાતો કર્યા કરતી હોય છે! દેવ કેવો ને વાત કેવી! દેવ વગેરે કાંઈ છે નહિ, એવું અમારા 'દાદા' (પિતા) હમેશાં કહે છે. સ્પેન્સર પણ એમ જ માને છે, એમ તે કહે છે."

"દેવ નથી, એમ શાનો કહે છે? દેવ છે જ. પૂછી જોજે મારી બાને; ને માસ્તર નથી કહેતા કે—"

રાવબા આ સાંભળીને ખૂબ હસ્યો. સુનંદને પણ સુશીલાનું ભોળપણ જોઈને હસવું આવતું હતું. પણ એની ભોળી ભાવના જોઈ એની મજાક ઉડાવવાનું એને તે વખતે ગમ્યું નહિ. પણ રાવબાને તે શું કરવાનો હતો?

બિચારી સુશીલાની ભલતી વખતે મજાક કરવાની વૃત્તિવાળા રાવબા ઉપર એને ગુસ્સો આવ્યો ને તેની સાથે તે ગુસ્સાથી શબ્દોની આપલે કરવા લાગ્યો. એટલામાં પાછળથી ચાર પૈડાંવાળી એક ગાડી આવી. અમારા 'સુવર્ણગ્રામ' એટલે પ્રાકૃત સોનગામના રસ્તા પૂના-મુંબઈ જેવા ન હતા કે ગાડી આવ્યાગયાની છોકરાંને કશી નવાઈ જ ન લાગે. અમારા રસ્તા એટલે શું, વચ્ચેથી ગાડી જવાની હોય તો લોકોને ભીંતમાં કે વાડમાં ભરાઈ જવું પડે. ને ત્યારે જ તેમનો જીવ બચાવવાની ખાતરી આપી શકાય! ગાડી ધીમેથી ચાલી જતી હતી, પણ સુશીલા ગભરાઈ ગઈ. તેની જમણી બાજુએ સુનંદ હતો. તેની તરફ જવાનો એણે વિચાર કર્યો. પણ એટલામાં તે ગાડી નીચે આવી જશે, એવી દહેશતથી બાળુએ તેને પોતાના ભણી ખેંચી. એના તરફ તે જાય, એટલામાં પાછળ ઊભેલો રાવબા જરાક પહેલાં, સુનંદની

બાજુએ એટલે જમણી તરફ ગયો હતો, તે તેને પોતાના ત
બોલાવવા લાગ્યો. ને કોણ જાણે સુશીલાને શું થયું કે તે એ તરફ જ
નીકળી. પણ બાળુએ સમયસૂચકતા રાખી તેને બળથી પકડી રાખ
ડાબી બાજુની ભીંત પાસે ઊભી રાખી, એ ઠીક થયું; નહિ તો મો
અકસ્માત થવાનો હતો. આ ધાંધલમાં ભીંત સાથે અફળાવાથી એ
જરાક વાગ્યું, એનું ફ્રાક કાંઈક મેલું થયું, ને એની પેનસિલ ખોવ
ગઈ (એની દૃષ્ટિએ સૌથી મોટી આપત્તિ!). બાળુના શરીરને ગાડ
પૈડું અડી ગયું ને તે ભોંય પર પડ્યો, પણ ઈશ્વરકૃપાથી કોઈને ક
ઈજા થઈ નહિ એટલું સારું થયું. સુશીલાનું ફ્રાક છોકરાઓએ ઝા
ઝૂડીને સાફ કરી આપ્યા પછી તેણે પાટી ઊંચકી, પણ પેનસિલ ગુ
થયાની વાત સમજાતાં જ તેનું રડવું રોકાય નહિ. બાળુના દાંતમાં
લોહી નીકળતું જોઈને એને કંઈનું કંઈ થઈ ગયું, ને સુનંદ પા
જઈને "બાળુનો દાંત પડ્યો કે શું? દાંત તો પડ્યો નથીને? ક
એ સાજો થઈ જશે ને? દાંત પડ્યો હોય તો ફરી આવે કે નહિ
વગેરે અનેક પ્રશ્નો તે પૂછવા લાગી. પણ લોકોની ઠઠ ઠીક જામી હ
ને સુશીલા જેવી બધાને પ્રિય એવી છોકરીના સવાલોના જવ
આપવાનો તે વખત પણ ન હોવાથી સુનંદે 'પછી કહીશ' એમ ક
તેને ચૂપ કરી દીધી.

મૂંગી થયા પછી સ્વાભાવિક રીતે તે પોતાના મન સાથે વિચ
કરવા લાગી. "નાપાસ કરીશ" એવી જે દહેશત વિશ્વાસરાવે ત
આપી હતી, તે તેને ધીમેધીમે યાદ આવી. "તમારા દેવને અમા
દેવ ફેંકી દેશે," આ ભાવાર્થના શબ્દોય તેને યાદ આવ્યા, ને ત
મનમાં શુંનું શું થઈ ગયું. સદ્દભાગ્યે શાળામાં ગયા પછી બાળુ
તેને એક પેનસિલ આપી અને રાવબાએ પણ બીજી એક આ
તેના વર્ગમાં જ્યારે વિશ્વાસરાવ, ગિરિધરરાવ અને વિનાયકરાવ ઇન્સ
કશન કરવા આવ્યા, ત્યારે વિશ્વાસરાવે તેને "તું પાસ" "
વર્ગની બધી છોકરીઓ પાસ" એમ કહ્યું, ત્યારે ઘોડાગાડી

અકસ્માતનું દુઃખ તે સાવ ભૂલી ગઈ ને "બા, હું પાસ એ શબ્દો ઘેર જઈ બાને ક્યારે કહી આવું" એવું એને થઈ ગયું. ખરું જોતાં એના વર્ગની કશી પરીક્ષા કોઈએ લીધી ન હતી. માત્ર એક ખૂણામાં ભીંત ઉપર શાહીના કાળા ડાઘા પડ્યા હતા, તે તરફ હેડમાસ્તર ગિરિધરરાવે વર્ગશિક્ષકનું ધ્યાન ખેંચ્યું ને "નાનાં બાળકોને સ્વચ્છતા અને વ્યવસ્થાનું શિક્ષણ વર્ગની ભીંતોમાંથી મળે છે," એ ગહન સિદ્ધાંત તેને સમજાવી તે શિક્ષકનું, ભલે અજાણતાં હોય પણ, અપમાન કરી તે બીજા વર્ગમાં ગયા. પ્રાથમિક શાળાના દરેક વર્ગની કંઈક તપાસ કરીને ખૂણાખાંચરામાં જાળાંકચરો વગેરે છે કે કેમ, તે જોઈને ઇન્સ્પેકશન માટે આવેલું મંડળ તે જ ચોગાનમાં આવેલી 'ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ' જોવા ગયું. બાળુ, સુનંદ અને રાવબા અંગ્રેજી બીજીમાં હતા. રાવબાના પિતા ઇન્સ્પેકશન માટે આવવાના હોવાથી તેમને એક જાતનો આનંદ થતો હતો, ને કાંઈક બીક પણ લાગતી હતી. તે વર્ગમાં ગણિતની પરીક્ષા ગિરિધરરાવે ખૂબ કસીને લીધી. ઘણા છોકરા પાસ થયા તેથી વર્ગશિક્ષકને આનંદ થયો, પણ ગિરિધરરાવને એ ન ગમ્યું! જવાબ સાચા હોય છતાં પણ છોકરાને નાપાસ કરવા જેટલી દુષ્ટતા એમનામાં ન હતી, એટલું જ નહિ, પણ છોકરાઓને અહીં સરસ શિક્ષણ મળે છે, એમ જાણી તેમને મનમાં ને મનમાં કાંઈક હર્ષ થયો પણ ખરો. તે કાંઈક મહત્તાપ્રિય અને સ્વમતાગ્રહી હતા, છતાં દુષ્ટ અને અન્યાયી ન હતા. ન્યાય વિષેનો એમનો ખ્યાલ વધારેપડતો, કેવળ પુસ્તકીય હતો એ જ એમનો દોષ હતો. આ ગુણનો પરિચય, જો એને ગુણ કહેવો હોય તો, એમણે એક કલાકની અંદર ત્યાં બધાને કરાવી દીધો. એક છોકરાને તેમણે એક સવાલ પૂછ્યો. રાવબા એની પડખે બેઠો હતો. તેણે પોતાના મિત્રને ધીમેથી જવાબ કહી દીધો. પોતાના પુત્રનો આ દોષ કમનસીબે ગિરિધરરાવના ધ્યાનમાં આવ્યો. પછી શું પૂછવું? આખા વર્ગની સામે એમણે પોતાના પુત્રને એવો ઊધડો લીધો ને એનો એવો ફજેતો કર્યો કે બહારના

માણસને ‘ આ છોકરાએ ચોરી કે એથી પણ વધારે ભયાનક ગુનો કરેલો હોવો જોઈએ ’ એમ લાગ્યું હોત. રાવબાને તો તે દિવસે એમ થયું કે “ મારા પિતાએ મને પજવવા માટે જ અવતાર લીધો છે. મારે કહેવું ન જોઈએ, છતાં મેં મિત્રભાવે કહ્યું, તેથી આટલું બધું બોલવાની જરૂર ન હતી. બીજા કોઈ છોકરાએ આ જ કામ કર્યું હોત તો તેને આટલું બધું એમણે ન કહ્યું હોત. પણ મારી ભૂલ દેખાય કે તરત જ એમના શરીરમાં ભૂત ભરાય છે.” એમ એણે નિશાળ છૂટયા પછી બાળુને કહ્યું હતું; પણ બાળુ તેની હાએ હા કર્યે જતો હતો, ને વચ્ચેવચ્ચે “પુત્રને કહ્યું ન હોત તો લોકોએ તેમની ઉપર પક્ષપાતનો આરોપ કર્યો હોત,” આમ કહી તે તેમનું સમર્થન પણ કરતો હતો. પણ તે અથવા સુનંદ તેને ગમે એટલું સમજાવે તોય ભર્યા વર્ગમાં થયેલું પોતાનું અપમાન રાવબા કેવી રીતે ભૂલી જાય ? તે ન ભૂલી ગયો, તો પણ તેની ઉપરની આ આફતથી બાળુ અને સુશીલાને પોતાને સવારે થયેલી ઇજાનું વધારે સ્મરણ થયું નહિ, એ રીતે આમાં લાભ તો થયો જ, એમ કહેવું જોઈએ. આ લાભ અલબત્ત થોડો વખત ટકે એવો હતો; કારણ બીજે દિવસે શરીર ઠેકઠેકાણે દુખવા લાગ્યું. ને સુશીલાને તે જ રાત્રે અનેક સ્વપ્નાં આવ્યાં. તેના દેવ અને બીજાના દેવોની કુસ્તી, ઘોડાગાડી ચલાવનારા રાક્ષસો, નિશાળની પરીક્ષા લેનારા કાગડા, બાળુને ઊધડો લેનારી બા, રાવબાને માર મારતા તેના પિતા એવાં કેટલાંય ભયાનક દશ્યો એણે જોયાં. પણ જાગી જાય ત્યારે વારંવાર એની માતાએ એને શાંત પાડયાથી, શરીર ને મગજ ખૂબ થાકી ગયેલાં હોવાથી વચ્ચેવચ્ચે એને ગાઢ નિદ્રા આવતી. ને બીજે દિવસે જ્યારે તે જાગી ત્યારે દેવોની કુસ્તીના દશ્ય સિવાય તેને સ્વપ્નમાંનું કશું પણ યાદ રહ્યું નહિ.

## [ ૬ ] આનુવંશિક સંસ્કાર

"આજે બાળુએ પોતાના મિત્રોને * ગૌરીમાતાનાં દર્શન કરવા બોલાવ્યા છે. તમારા મિત્રોનેય બોલાવશો ને?" અન્નપૂર્ણાબાઈએ પોતાના પતિને કહ્યું. પણ કોણ જાણે આજે વિશ્વાસરાવને શું થયું હતું, કે તે કાંઈક ઉદાસ અને ચીઢિયા થઈ ગયા હતા.

"બાળુએ પોતાના મિત્રોને બોલાવ્યા, એટલે મારે પણ મારા મિત્રોને બોલાવવા જ જોઈએ, એવું શાસ્ત્ર કહે છે કે શું?" કાંઈક ચિઢાઈને તેમણે પ્રિય પત્નીને કહ્યું. પણ પત્ની ઉપર પોતે નકામા ખિજાય છે, એ વાત ધ્યાનમાં આણી તે તરત જ બોલ્યા: "સાચું કહું? મને હમણાં ચાર લોકો વચ્ચે જવાનું ગમતું જ નથી; ને કોઈ આપણે ત્યાં આવે એય રુચતું નથી. ચાર જણ ભેગા થાય એટલે

* મહારાષ્ટ્રીય સુવાસિની સ્ત્રીઓ ચૈત્ર માસમાં એક દિવસે ગૌરીમાતાનો ઉત્સવ મનાવવા મોટો સમારંભ કરે છે. ગૌરીની આસપાસ ચિત્રો વગેરે ગોઠવીને સરસ મંદિર બનાવે છે. ત્યાં સુવાસિની સ્ત્રીઓ દર્શનાર્થે આવે છે, ને પતિના દીર્ઘાયુષ્યની માગણી ગૌરી આગળ કરે છે. રાત્રે જેને ત્યાં ગૌરી-પૂજન હોય તેનો પતિ પોતાના મિત્રોને આમંત્રી તેમને પાનસોપારી આપી ફલાહાર કરાવે એવો રિવાજ છે.

બધા એકબીજાને ગમે એવી નકામી વાતો કરે છે; કોઈ મનની સાચી વાત કરતું નથી. ખરી વાતચીત બે જ માણસો વચ્ચે થઈ શકે છે, પણ તેમાંય કાંઈક પડદો તો રહે છે જ. સાચું જ કહીએ તો માણસ પોતાની સાથે જ સાચી વાત કરી શકે છે ને કેટલીક વાર તો મન સાથેય તે સાચું બોલતો નથી. પોતાની જાતને એ કેટલીય વાર ઠગતો હોય છે. પછી લોકોને ઠગે એમાં શી નવાઈ ?"

"ગૌરીદેવીનાં દર્શન કરવા ચાર માણસો બોલાવવા તેમાં કોણ કોને ઠગવાનું છે ને શા માટે? ને આ આટલું લાંબું ભાષણ આવી નજીવી બાબતને માટે ? કહે છે, માણસ પોતાની જાતને જ ઠગતો હોય છે. મનમાં વારેવારે નવાંનવાં ગાંડપણ ઘુસાડી દેવાં ને— "

"હું ગાંડો છું; પછી હવે કાંઈ કહેવું છે ?" વિશ્વાસરાવ હવે ગુસ્સાથી નહિ પણ હસીને બોલવા લાગ્યા: "તને ખબર છે કે વચ્ચેવચ્ચે મને ગાંડપણનો ઝપાટો આવી જાય છે. પછી નકામી ચર્ચા શા માટે કરે છે ? આજે મને કોઈની સાથે બોલવાની ઇચ્છા નથી. એકાંતમાં બેસવાનું મન થાય છે. તારી પણ હાજરી ન જોઈએ."

"મારી હાજરીની ક્યારે જરૂર હતી, તે આજે જ મારી હાજરી ન જોઈએ એમ નવેસરથી કહેવું પડે છે ? નાની ઉંમરમાં તમારાં માતાપિતાએ લગ્નગાંઠ બાંધી આપી છે તે તોડવી ન પડે એ હેતુથી તો મને પાસે રાખી રહ્યા છો એ હું બરાબર જાણું છું; નથી જાણતી એમ નથી. મૂઉં મોત પણ આવીને નથી લઈ જતું ! તે આવ્યું હોત તો જોઈએ તેવી સુશિક્ષિત પત્ની સાથે રહેવાની તમારી હોંશ તો પૂરી થાત."

અન્નપૂર્ણાબાઈ આગળ કાંઈ બોલે ત્યાં તો બાળુ ત્યાં આવ્યો અને બોલ્યો: "બા, આજે હું મારા વર્ગના છોકરાઓને આમંત્રણ આપું ? ને મારા ક્રિકેટ કલબના સાથીઓને ? વધારે નહિ થાય; બધા મળીને પચીસત્રીસ જણ થશે."

"કોઈ નેય બોલાવવાના નથી," અન્નપૂર્ણાબાઈ તેના ઉપર ગુસ્સે થઈને મોટેથી ગાજ્યાં ને રડવા લાગ્યાં. પોતાની માતાની આ ગર્જના ને આ રુદનનો અર્થ બાળુ સમજ્યો નહિ. તે ગૂંચવાયો ને ખશિયાણો પડી ગયો. એટલે વિશ્વાસરાવ બોલ્યાઃ "બોલાવજે, બાળુ, તારા સાથીઓને. હું જરાક ઉતાવળે બોલ્યો, તેથી એ ગુસ્સે થઈ છે. મારા ઉપરની રીસ છોકરા ઉપર શાને કાઢે છે? છોકરાની હોંશ આપણે નહિ પૂરી કરીએ, તો કોણ કરશે?"

"હોંશ પૂરી કરવાની જરૂર શી?" અન્નપૂર્ણાબાઈ જાણી જોઈ ને આડા થઈ પતિ ઉપર મોટો વિજય મેળવ્યો હોય એવે સ્વરે બોલ્યાંઃ "બધાં માણસો લુચ્ચાં—ઠગારાં છે! માણસ પોતાની જાતને જ છેતરે છે! પછી છોકરાં તો છેતરે જ ને? ને હું અને બાળુ તો તમને છેતરવાને અને પજવવાને જ જન્મેલાં છીએ!"

"અર્થનો અનર્થ કરી નકામું ગમે તેમ બોલીશ નહિ. હું કયા અર્થમાં બોલ્યો ને તું કયા અર્થમાં બોલે છે! મેં ઉદાસ થઈ એક સર્વસામાન્ય સિદ્ધાંત કહ્યો. તને એક વ્યક્તિ તરીકે મેં ક્યાં ખરાબ કહી છે?"

"તમારા આ સર્વસામાન્ય સિદ્ધાંત મને નથી સમજાતા. કોઈ ને બોલાવવા છે, એમ પૂછવા આવી, ત્યાં તો 'કોઈ કોઈની સાથે સાચું બોલતું નથી, આખી દુનિયા ઠગારી છે,' આવી તમારી ભાષા નીકળે છે. પછી માણસને રીસ ન ચઢે તો શું થાય?"

"માણસને રીસ ભલે ચઢે; પણ સ્ત્રીને રીસ ન ચઢવી જોઈએ," વિશ્વાસરાવે ગમે તેમ બોલી આ આખું પ્રકરણ હસવામાં સમેટવાનો પ્રયત્ન કર્યો.

"એટલે સ્ત્રીની ગણતરી માણસમાં નથી, એમ જ ને?" અન્નપૂર્ણાબાઈએ પતિનો સદ્દહેતુ જાણી વાત ન લંબાવવા માટે હસીને પૂછ્યું.

"પત્ની માણુસ નથી જ. પત્ની એટલે 'દેવતા.' **यत्र नार्यस्तु पूज्यन्ते**' એ તું જાણે છે ને?"

"સ્રીઓની આવી જ પૂજા કરશો ને?"

"શી ખોટી પૂજા મેં કરી છે? દર સાલ નવાં ઘરેણાંનાં ફૂલ ચઢાવું છું. ખાદ્યપેયો આપી નૈવેદ્ય ધરાવું છું. પછી બીજી કઈ રીતે મારી ગૃહદેવતાની પૂજા કરું? ને આવી પૂજાથી સંતુષ્ટ થઈ ને બાળુ જેવો પ્રસાદ પણ આ દેવતાએ મને આપ્યો છે, ને—"

"હવે મશ્કરી રહેવા દો. બાળુની સામે આવી મશ્કરી ન કરશો. હવે એને બારમું વરસ બેસશે."

"ને સુશીલાને સાતમું કે આઠમું બેસશે. ખરું ને? તને એ બેઉની ઉંમર મોઢે છે, તેથી પૂછું છું—"

"હા, એક વાત કહેવાની રહી જ ગઈ. આપણે ત્યાં મારી પાસે મને મદદ કરે એવી એકે છોકરી નથી. એટલે મેં સુશીલાને બોલાવી છે. ને એની મા પણ આવશે."

"સુશીલાને શા માટે? તને મદદ કરવા માટે? કાંઈ ખોટું નથી. જો ભવિષ્યમાં વહુ ઘરમાં—"

"હવે મશ્કરી કરવાની લહેર આવી હોય એમ લાગે છે. ત્યારે જંગલમાં જવાની લહેર આવેલી, ને હવે આવી છે ગમે તેમ બોલવાની લહેર. પુરુષનું મન પવન જેવું ચંચલ હોય છે, એમ કહે છે, તે ખોટું નથી."

"અમારું મન પવન જેવું એ વાત સાચી, પણ રાતના ઠંડા પવન જેવું. તમારું આ ચૈત્ર માસના બે વાગ્યાના સુમારમાં વાતી લૂના જેવું હોય છે. એટલો જ પુરુષો અને સ્રીઓ વચ્ચે ફેર છે."

આ સાંભળીને અન્નપૂર્ણાબાઈ કશું બોલ્યાં નહિ. 'મનમાં આવે તેવું બોલ્યે રાખો છો,' એવો અર્થ સૂચિત થાય એ રીતે માથું હલાવી

તે ત્યાંથી અંદર ગયાં. બાળુ પણ એમની પાછળ જતો હતો તેને "બાળુ, જરા થોભ. થોડુંક કામ છે," એમ કહી વિશ્વાસરાવે રોકચો. તેને રોકીને તેમણે ગિરિધરરાવ હેડમાસ્તરને અને વિનાયકરાવ વકીલને તેમજ નિશાળના બેત્રણ શિક્ષકોને 'ગૌરીપૂજન જોવાને બોલાવ્યા છે' એમ કહી આવવાનું તેને કહ્યું. "સુનંદને બોલાવવાનો છે ને? તેને આપણે ત્યાં રહેવા બોલાવજે, અને તેની માને પણ," આટલું બોલી તે પાછા પુસ્તક વાંચવામાં પડચા. બાળુને આટલું જ જોઈતું હતું. તરત જ કોટટોપી પહેરી તે રસોડામાં મા પાસે ગયો ને "આમંત્રણો આપવા હું બહાર જાઉં છું, બજારમાંથી તારે કશું લાવવું છે?" એમ એણે પૂછ્યું.

"હા, પૂછ્યું એ ઠીક થયું. વધારે લીંબું મંગાવવાં છે," અન્નપૂર્ણાબાઈ બોલ્યાંઃ "ને બાળુ, જરા થોભ, ચા મૂકચો છે તે પીને પછી જજે."

બાળુ આમંત્રણ આપવા બહાર નીકળ્યો. વિનયકરાવને આમંત્રણ આપી તે ગિરિધરરાવ હેડમાસ્તરને ત્યાં ગયો. તેમને નમ્રપણે આમંત્રણ આપી તે રાવબાને આમતેમ શોધવા લાગ્યો.

"રાવબાનું કામ છે, ખરું? તે હમણાં સૂઈ ગયો હશે. તેનો આ આરામનો વખત છે," હેડમાસ્તર બોલ્યા. બાળુ "હું તેને પણ આમંત્રણ આપવા આવ્યો હતો," એમ કહી જરાક થોભીને હેડમાસ્તરના ઘરમાંથી બહાર નીકળ્યો. ત્યાંથી તે સીધો સુનંદને ત્યાં ગયો. ને તેને સાથે લઈ તે બીજાને આમંત્રણ આપવા ચાલ્યો. રસ્તે જતાં બાળુએ સુનંદને કહ્યુંઃ "મેં રાવબાને આમંત્રણ આપ્યું ખરું; પણ એને બોલાવવાનું મને મન ન હતું. તેનો ક્રિકેટસંઘ પણ છોડી દેવાનો મારો વિચાર છે."

"ઘણા દિવસથી મને પણ એ વિચાર આવે છે. પણ એ સંઘ છોડી દીધા પછી આપણે ક્રિકેટ કેવી રીતે રમી શકીશું?"

"નહિ રમાય તો કશી હરકત નથી. પણ એનો એ મિજાજ નહિ જોઈએ."

"આપણે લવાજમ કાઢી નવો ક્રિકેટસંઘ કાઢીએ. તારા બાપુ તને બૅટ અને સ્ટંપ નક્કી આણી દેશે."

"મને પણ એ જ વિચાર આવેલો."

"પણ પછી તું રાવબા જેવું તો નહિ કરેને? નહિ તો, બૅટ મારું છે માટે પહેલો હું રમવાનો, ને આઉટ થયો હોઉં, તોય આઉટ નહિ ગણાવાનો—"

"હું એવું કરીશ, એમ તને લાગે છે ખરું, સુનંદ?" બાળુએ પૂછ્યું.

"મને એવું લાગતું નથી; પણ કહે છે ને લક્ષ્મી શું શું નહિ કરી શકે?"

"લક્ષ્મીનું નામ લોકો નાહકના બગાડે છે; સરસ્વતી કાંઈ ઓછો ઉન્માદ કરે છે કે? તારી જ વાત લેને! પોતે મોટો બુદ્ધિમાન છે અને વર્ગમાં પહેલો નંબર રાખે છે, તેથી તને ઓછો ગર્વ થયો છે?"

"મને ગર્વ થયો છે, એ તું નકામો ચર્ચા કરવા પૂરતું બોલે છે, એ હું સમજું છું. પણ તું કહે છે એ વાત ખોટી નથી. લક્ષ્મી કરતાં સરસ્વતી જ માણસને વધારે અહંકારી બનાવે છે."

"સરસ્વતી બોલકણી છે, ને લક્ષ્મી મૂંગી છે, તેથી લક્ષ્મીની આજ લગી આટલી બધી નિંદા થતી આવી છે. બીજું કશું નથી," બાળુએ સુનંદના કથન ઉપર ભાષ્ય કર્યું.

"લક્ષ્મી મૂંગી શાને છે? 'मूकं करोति वाचालम्।" (મૂંગાને બોલતો કરે છે) એવી એની શક્તિ છે!" સુનંદ બોલ્યો.

"હા, તેય એક રીતે સાચું છે. स एव वक्ता स च दर्शनीयः (તે જ વક્તા છે, અને તે જ દેખાવડો છે) એમ કહેવાયું જ છે!" બાળુએ ટેકો આપ્યો.

પોતે અંગ્રેજી પહેલીથી બાળુ પાસે સંસ્કૃત સુભાષિતો મોઢે કરાવ્યાં ને તેમનો અર્થ તેને સમજાવ્યો, તેનો આવો સરસ ઉપયોગ થયેલો જોઈને વિશ્વાસરાવને ઘણો આનંદ થયો હોત! અસ્તુ.

આ રીતે વિના કલહે મજાથી ચર્ચા કરતા તેઓ જતા હતા. વચ્ચે સુનંદે બાળુને પૂછ્યું: "આપણે રાવબાનો સંઘ છોડવાના છીએ તે એને ક્યારે જણાવીશું?"

"ક્યારે શું? આજે જ," બાળુ બોલ્યો.

"ના, ના, આજે તેં એને તારે ત્યાં બોલાવ્યો છે. આજે એ વાત ન કહાય."

"ભલે, તું કહે છે તેમ," બાળુએ મિત્રની સલાહ યોગ્ય માની તેને સ્વીકારી લીધી. "ત્યારે બાપુ કહે છે એ વાત એકંદરે સાચી જ છે કે સામાજિક સમારંભ એટલે કૃત્રિમતા અને ઢોંગ."

"તારા બાપા તદ્દન સાચું કહે છે. ખરું જોતાં તેમને હેડમાસ્તર પ્રત્યે કાંઈ ભાવ નથી. પણ એ રહ્યા હેડમાસ્તર, અને ઘણા દિવસ લગી એક ગામમાં રહેલા છે, એટલે તેમને બોલાવવા પડ્યા. ને બોલાવ્યા પછી આદરસત્કાર અને મીઠાં સંભાષણ થવાં જ જોઈએ, પણ હૃદયમાં સાચો પ્રેમ નથી હોતો."

"તેમ જ જોવા જઈએ તો જગતમાં સાચો પ્રેમ છે જ નહિ," વિષય બદલવાના હેતુથી બાળુ બોલ્યો.

"કેમ? પ્રેમ નથી એમ શા માટે કહે છે? તારી કે મારી વચ્ચે કદાચ નહિ હોય, પણ સુશીલા અને તું—"

"અમારી વચ્ચે સ્નેહ છે ખરો; ને તારી મારી વચ્ચે પણ તેવો જ છે."

સુનંદના મનમાં સુશીલાનું નામ લઈ બાળુની મશ્કરી કરવાની ઇચ્છા હતી, પણ બાળુ માત્ર બાર વર્ષનો અને નિષ્કપટ હતો, એટલે સુનંદની મશ્કરીનો ઝોક એની ધ્યાનમાં આવ્યો નહિ. સુનંદે પણ

ડહાપણ વાપરી એ વિષય છોડી દીધો. મિત્રો ને સ્નેહીઓને આમંત્રણ આપી તેઓ ઘેર આવ્યા.

ઘેર આવ્યા પછી સુશીલાને ભૂરા જાંબલી રંગની મોટી કિનારીવાળી ઘાઘરી ને જરીની કિનારીવાળી ચોળી પહેરીને ઘરમાં આમતેમ ફરતી તેમણે જોઈ. અન્નપૂર્ણાબાઈએ ગૌરીદેવીની પ્રતિષ્ઠા મંદિરની બરાબર સજાવટ કરીને કરી હતી. બેઠક પણ સરસ પથરાઈ હતી, એટલે છોકરાઓને હવે કશું કામ હતું નહિ. છોકરાઓ બહારથી થાકીને આવેલા હોવાથી તેમને થોડુંક કેરીનું પનું, ચણાની દાળ અને કલિંગડાની ચીરી મળ્યાં. સુશીલાને એ બધું મળ્યું કે નહિ, એ કહેવાની જરૂર નથી. પણ એક વાત બની, તે તો અવશ્ય કહેવી જોઈએ. "આપણે ઘરઘર રમીએ. અમે બન્ને બ્રાહ્મણ થઈએ," એમ કહી સુનંદ અને બાળુએ એની ચણાની દાળ પોતાની રકાબીમાં લેવાની શરૂઆત કરી. "હવે શાક પીરસજો, હવે લાડુ આવે, ભાત મૂકજો જરા, મારે છાશ જોઈએ," એવું કહીકહીને એની બધી દાળ બન્નેએ પૂરી કરી! પોતાની દાળ જ્યારે પૂરી થઈ ગઈ, ત્યારે એ બિચારી સમજી કે પોતે ઠગાઈ છે, પણ એના ધ્યાનમાં આ વાત આવે કે તરત જ તે બન્નેએ, લીધી તેના કરતાં વધારે દાળ એની રકાબીમાં પાછી આપી દીધી. ને કલિંગડની ઉપરનો લાલ ભાગ પણ તેને થોડોથોડો આપ્યો, ત્યારે તો તેમની ઉપર ખોટુંખોટું ગુસ્સે થવું, કે 'તમે મને બહુ ગમો છો' એમ તેમને કહેવું, એની સુશીલાને સૂઝ પડી નહિ. તે કેવળ આંખો મોટી કરીને ને મોઢા ઉપર સ્મિત આણીને તેમના ભણી જોવા જ લાગી. "મારી દાળ તમે પહેલાં મને પટાવીને લીધી શા માટે? હવે મારે આ બધું નહિ જોઈએ," એમ બોલી આખરે તેણે રિસાયાનો ઢોંગ કર્યો ને દાળ અને કલિંગડને દૂર હડસેલી મૂક્યાં. જો તે રડશે, તો બા અને બાપા વઢશે, એ બીકે બાળુ અને સુનંદ એને વધારે કલિંગડ આપવા લાગ્યા, ને તેમણે પોતાનું પનુંય તેના

પ્યાલામાં રેડયું. પણ તેની રીસ ઊતરે જ નહિ. એ બિચારા ખૂબ દિલગીર થયા ને તેને કાલાવાલા કરવા-લાગ્યા. આખરે એ બાલદેવતા પ્રસન્ન થઈ, ને ખરી ગમત તો એ થઈ કે તે દેવતાએ ઉદારતાથી પોતાના ભક્તોને દાળકલિંગડનો પ્રસાદ અને પનાનું પવિત્ર જળ સ્વહસ્તે આપીને પોતે પણ તેમની સાથે પ્રસાદ ગ્રહણ કરવાનો અનુગ્રહ કર્યો.

"ગૌરીમાતા રોજ આવે તો કેવી મોજ થાય!" સુનંદ આનંદિત થઈ બોલી ઊઠ્યો.

"ગૌરીમાતા રોજ ને રોજ આવતાં હશે કે?" ઘરડી ડોશી બોલે તેમ સુશીલા બોલી.

"કેમ ન આવે? એ શું તારા જેવાં રિસાળ છે કે રોજ ન આવે?" સુનંદ તરફ આંખો મીચકીને બાળુએ પૂછ્યું.

"રિસાતાં નથી એ સાચું; પણ ગૌરીમાતાને રોજ ના બોલાવાય," સુશીલાએ ગંભીર સ્વરે કહ્યું: "બા કહે છે કે લોકોને ત્યાંય ગૌરીમાતાને રોજ બેસાડતાં નથી."

"લોકો ભલે ન બેસાડે, પણ ગૌરીમાતા તો દેવી છે. તેમને રોજ બોલાવીએ તો ને નહિ આવે એમ થોડું જ છે?" સુનંદે એને ખીજવવા માટે પૂછ્યું.

"આવે તેમાં શું થયું? પણ આમ રોજ ને રોજ તેમને બોલાવાય નહિ," સુશીલાએ જવાબ આપ્યો. "જોઈએ તો તારી બાને પૂછી જોજે. તે વધારે જાણે કે તું? તારી બાને મેં સવારે જ પૂછેલું ત્યારે તેણે કહ્યું કે ગૌરીદેવીને આજે બેસાડયાં છે, તે ખરાં નથી, પણ પૂજા કરીએ એટલે સાચાં ગૌરીમાતા આવે છે, ને તેમને રોજ ને રોજ ન બોલાવાય!"

સુનંદ આગળ બોલીને ચર્ચા લંબાવવા માગતો હતો, પણ સામેથી કેટલીક સ્ત્રીઓને આવતી જોઈ, એટલે તે અને બાળુ મેડે ગયા. અન્નપૂર્ણાબાઈ, લક્ષ્મીબાઈ અને સુશીલા આમતેમ મહાલવા લાગ્યાં

સ્ત્રીઓની અવરજવર છેક બંધ થયા પછી છેક ઠંડે પહોરે સાંજે હેડમાસ્તર ગિરિધરરાવ અને વકીલ વિનાયકરાવ આવ્યા. આમતેમની હવાપાણીની સામાન્ય વાતચીત થયા પછી હેડમાસ્તરસાહેબ બોલ્યાઃ "વિશ્વાસરાવ, તમારો 'વોટ' અમને આપવો પડશે હં કે! ને વિનાયકરાવ તમારે પણ."

"શાનો 'વોટ'?" બન્નેએ એકસાથે પૂછ્યું.

"મ્યુનિસિપાલિટીમાં હું ઉમેદવાર તરીકે ઊભો થવાનો છું."

"શું કહો છો? પણ મારો 'વોટ' તમને નહિ મળે," વિશ્વાસરાવ એકદમ બોલી ગયા. પોતાના ઉપરીને પોતે એકદમ આવો જવાબ આપી દીધો એ ભૂલ થઈ—પોતાના હંમેશના ઉતાવળિયા સ્વભાવને અનુસરીને આ ભૂલ થઈ ગઈ—એ વાત ધ્યાનમાં આવી કે તરત જ પોતાના અવિચારી સ્વભાવ ઉપર તેમને તિરસ્કાર આવ્યો, પણ પોતાના સ્વભાવને માણસ શું કરે?

તેમની જેમ ગિરિધરરાવનેય નવાઈ લાગી. કારણ પોતાના આસિસ્ટન્ટ આવો નકારાત્મક ઉત્તર આપવાનું આવું સાહસ કરશે, એમ એમણે ધારેલું નહિ. વિનાયકરાવ વકીલ આ વખતેય સ્વસ્થ—શાંત રહ્યા હતા. વાતચીત ફરી શરૂ થાય એ હેતુથી એમણે પૂછ્યું: "તમે કયા પક્ષ તરફથી ઊભા થવાના?"

"અલબત મોડરેટ એટલે પ્રાગતિક પક્ષ તરફથી."

"પણ હું તો જહાલ પક્ષનો છું," વિશ્વાસરાવ બોલ્યા.

"એ ખરું; પણ આપણે આપણા પક્ષભેદો ભૂલવા જોઈએ. સ્પેન્સર કહે છે કે અત્યારની સમાજની વિકાસાવસ્થામાં ઘણા લોકો અવિચારી અને પક્ષાન્ધ હોવાના જ. પણ દરેક ગામમાં થોડાઘણા સ્વતંત્ર બુદ્ધિના લોકો હશે, તો જ સમાજની સાચી ઉન્નતિ થશે. તેથી હું કહું છું કે તમે પક્ષાભિમાની ન બનતા."

"કેમ? જો તમે અમુક એક પક્ષના ઉમેદવાર થઈ ઊભા રહો છો, તો અમે શા માટે પક્ષ ભૂલીએ?" વિશ્વાસરાવે પૂછ્યું.

"તે વિષે પાછળથી ચર્ચા કરીશું," વિનાયકરાવે ચર્ચા અતિ ગરમ સ્વરૂપ ન લે એ હેતુથી વાત બદલી: "પણ પહેલાં મને તમે એ વાત કહો. તમારું નામ સૂચવ્યું કોણે? ટેકો કોણે આપ્યો? તમે અરજી ક્યારે કરી?"

"એ બધું કહું છું. પણ આજે આપનો મિજાજ જરા ગરમ થયો હોય એમ લાગે છે. નહિ તો એ કદી એકાએક ગરમ થઈ જતો નથી."

"હા, એમ થયું છે ખરું. વ્યવહારની કૃત્રિમતાથી કંટાળી થોડા દિવસ જંગલમાં જઈ રહેવાનું મને મન થયું છે. પણ છોકરાંછૈયાંનો મોહ છૂટતો નથી, એટલે મનની રીસ અત્યારે આ રીતે બહાર નીકળી ગઈ, ને હું તમને એકદમ 'ના' કહી બેઠો. કયા કયા ઉમેદવાર ઊભા થયા છે, તેની પણ મને તો ખબર નથી. પછી અમુકને એકદમ 'ના' કહેવામાં કશો અર્થ નથી."

"હવે વાત ફેરવી દેશો નહિ. તમે પહેલાં એકદમ ના પાડી, એ તમારો સાચો મત. હવે જે કહો છો, તે પાઘડી ફેરવવા માટે!"

"તમારે કહેવું હોય તો તેમ કહો," વિશ્વાસરાવ બોલ્યા: "અરે બાળુ, કલિગડ, પનું વગેરે આણ તો," એવી આજ્ઞા તેમણે ત્યાં અદૃશ્ય રહેલા બાળુને ફરમાવી. બાળુ અને સુનંદ થોડી જ વારમાં ત્યાં ખાદ્યપેય પદાર્થો સાથે હાજર થયા. તેમની પાછળ રાવબા પણ ક્રિકેટનું બૅટ હાથમાં લઈને આવી લાગ્યો. "બાળુ અને સુનંદ ક્રિકેટની જુદી કલબ કાઢે છે," એવું રાવબાએ પોતાના પિતાને જણાવ્યું. એટલે "જો બન્નેના પિતાને બનતું નથી, તો પુત્રોને ક્યાંથી બને?" એવો કૃત્રિમ વિનોદવચનનો પ્રયત્ન કરીને ગિરિધરરાવે થોડુંક પનું લીધું,

ને તેની સાથે બધા વિચારો ગળી જઈ ને આગળ વધારે કશું ન બોલતાં તેમણે સૌની રજા લીધી.

રસ્તે ગયા પછી જરાક પાછા વળીને "આ વિશ્વાસરાવનું રાષ્ટ્રીય પક્ષાભિમાન એકવાર નીચે આણવું જોઈએ. મારો બેટો 'વોટ' નહિ આપું એમ મને એકદમ કહે છે! એના છોકરાને ને એ સુનંદનેય એકવાર પાંસરા કરવા પડશે! પણ છોકરા તો માળા સારા છે. તેમને નાહકની સજા કરવામાં કશો અર્થ નથી. મારા રાવબાની જ ક્યાંક ભૂલ થઈ હોવી જોઈએ. આવી કડક શિસ્તમાં રાખું છું, પણ એ મૂરખ ગમે તેમ વાહિયાત બોલે છે અને કરે છે. છે તો બુદ્ધિમાન, પણ જક્કી, હઠીલો ને એકમાર્ગી છે. 'બાપ તેવા બેટા,' એવું એની મા કહે છે તે જ સાચું હશે." આ છેલ્લો વિચાર આવ્યો કે તરત જ તેના ચહેરા ઉપર એક પ્રકારનું કટુ હાસ્ય છવાઈ ગયું. તે વખતની ચાંદનીમાં કોઈની નજરે તે આવ્યું નહિ. પણ "આ આનુવંશિક સંસ્કારના નિયમો તરફ જોઈને હસવું કે રડવું," એ તેમણે ઉચ્ચારેલા શબ્દો તેમની પાછળ આવતા રાવબાને કાને કાંઈક પડ્યા. પણ તે ઉંમરમાં તે શબ્દોનો અર્થ તેને ક્યાંથી સમજાય?

## [ ૭ ] અચલેશ્વરી માતાનું મંદિર

"મા, આજે આપણે અચલેશ્વરી માતાના દર્શને જઈશું; આવશો ને?" સુશીલાએ લાડભર્યા અવાજે માતાને પૂછ્યું.

"જો 'તે' હા પાડશે, તો જઈશું, હં!" લક્ષ્મીબાઈએ પોતાની દીકરીને આશ્વાસન દીધું. પણ સણુંગદાળ ફોલતાં ફોલતાં તેમનાં આંગળાં દુખી ગયેલાં હોવાથી તે કંઈક કંટાળી ગયાં હતાં. તેથી તેની રીસ પાસે બેઠેલી દીકરી ઉપર જ તેમણે કાઢી. કાંઈક ચિડાયેલે સ્વરે બોલ્યાં. "તને લઈ જઈશ; પણ જરા વાલ ફોલવા તો બેસ; તું કંઈ હવે નાની નથી; હું પરણી ત્યારે તારા જેવડી નવદશ વરસની જ હતી," લક્ષ્મીબાઈ બોલ્યાં.

"પણ તમારા વખતમાં નિશાળો ન હતી ને?" સુશીલા જરા ચોભીને 'એન ઓ ટી નૉટ એટલે નહિ,' એ શબ્દ ગોખતાં ગોખતાં વચ્ચે બોલી.

"ચોથીની પરીક્ષામાં પહેલો નંબર આવ્યો તેથી આટલાં બધાં ફાટી જવાની જરૂર નથી. કાલે પરણીશ ત્યારે એ પહેલો નંબર નહિ કામમાં આવે."

"પણ મારે પરણવું જ ન હોય તો?" સુશીલા બોલી.

આ સાંભળીને લક્ષ્મીબાઈ કાંઈક બોલે, ત્યાં તો વિનાયકરાવ મેડેથી નીચે આવ્યા અને ગુસ્સે થયાનો ડોળ કરી સુશીલા ભણી જોઈ બોલ્યા: "સુશીલા, પેલા ચાના પ્યાલારકાબી ધોઈ મૂકે તો પાપ લાગે એમ છે કે? આવડી મોટી ઘોડા જેવી થઈ, તોય લગીરે સમજ નથી."

"તેને શું કામ વઢો છો?" દીકરીનો પક્ષ લઈ લક્ષ્મીબાઈ બોલ્યાં: "પ્યાલારકાબી તેની પાસે ધોવરાવવાની કશી જરૂર નથી. હું ધોઈ નાખીશ. બિચારી અભ્યાસ કરે છે તેને શા માટે લડો છો?"

"એના કપાળનો અભ્યાસ કરે છે, એક અક્ષરે આવડતો હોય તો—"

"પહેલો નંબર આવ્યો છે ચોથીની પરીક્ષામાં, ને બે ખંડ મળ્યા છે ઇનામમાં; તોય કશું નથી આવડતું એમ કહો છો? પોતાની દીકરીને શાબાશી આપવાનું તો બાજુએ રહ્યું—"

"હા, એને શાબાશી મળે એટલા માટે તો ત્યારનો એની વિરુદ્ધ બોલી રહ્યો છું. મેડા ઉપરથી તારાં ગુસ્સો ને રીસ સાંભળ્યાં, ને તે બિચારીને અભ્યાસ કરતાં તું વઢીને રોકવા લાગી, તેથી તો મારે આ ઢોંગ કરવો પડ્યો. ને તે કાંઈ ખરાબ છોકરી નથી, એ મેં તારી પાસેથી કઢાવી લીધું!"

વિનાયકરાવનો આવો દાવ જાણ્યા પછી લક્ષ્મીબાઈ કંઈક ખશિયાણાં પડી ગયાં. પણ પતિએ પોતાની આવી મશ્કરી કરી તેથી તેમને આનંદ થયો જ નહિ એમ ન હતું. "છોકરી સારી રીત શીખે તેથી હું તેને વઢી, એમાં શું ખોટું કર્યું?" વાલ ફોલતાં ફોલતાં તે બોલ્યાં: "લગ્ન થયા પછી એ પહેલો નંબર નથી કામમાં આવવાનો."

"લગ્ન સિવાય બીજો કોઈ વિષય તને સૂઝે છે ખરો?"

વિનાયકરાવે પૂછ્યું. જવાબની રાહ જોયા વિના તે આગળ બોલ્યા: "નવલકથાકાર અને કન્યાની મા એમને કન્યાનાં લગ્ન વિના બીજો કશો વિષય જ સૂઝતો નથી. મને તો હવે એવું લાગવા માંડયું છે કે જગતમાં ધર્મ, રાજકારણ કે શિક્ષણ એ ખરા વિષયો જ નથી!"

"હમેશાં એ ટિળક ને એ ગોખલે, એ ધર્મ કે એ ઇલેક્શનની વાતો કરવાથી કાંઈ ઘર નથી ચાલતું. બીજે પહોરે મોઢામાં કોળિયા પડવાની વેળા થાય, ત્યારે તમારાં એ ઇલેકશન કામમાં નથી આવતાં. ને તમારા એ ટિળકગોખલે તમારી દીકરીઓ પરણાવવા નથી આવવાના!"

"તેથી તો હું કહું છું કે એક નવલકથાકારની જેમ રાતદિવસ એકતાન થઈને આપણે સુશીલાનાં લગ્નનો વિચાર કરીએ; ને વિચાર કરવાની તકલીફમાંથી બચવું હોય તો આપણે સુનંદ જેવા એકાદ ગરીબ પણ હોંશિયાર છોકરાને ઘરજમાઈ કરીને ઘરમાં આણીએ."

"મારી દીકરી કાંઈ રસ્તે નથી પડી, તે ગમે તે ગરીબને આપી દેવાય!" લક્ષ્મીબાઈ રોષથી (અલબત્ત કૃત્રિમ રોષથી) બોલ્યાં.

"ગરીબ હોય, તોપણ દરેક પરીક્ષામાં પહેલો નંબર આવે છે. વળી તેની બા આપણે ત્યાં રહેવા આવે, તો તનેય મદદરૂપ થઈ પડશે."

"મારે માટે કેવી વેવાણ શોધી કાઢી છે!" ફોલેલા વાલ પાટલા પરથી થાળીમાં એકેકસપાટે નાખી દઈને લક્ષ્મીબાઈ બોલ્યાં. તે આગળ કશું બોલે તે પહેલાં તેમના પતિદેવે આગળ ચલાવ્યું, "ખરી વાત, તારે વેવાણ તો એવી જોઈએ કે તને દાંતે તરણું પકડાવે. ગરીબ શાની ચાલે? હું ભૂલ્યો ખરો!"

"બહુ સારું થયું ભૂલ્યા તે!" બીજો જવાબ ન સૂઝવાથી લક્ષ્મીબાઈ બોલ્યાં: "પણ અમારી બૈરાંની વાતમાં પુરુષો પડે છે જ શું કરવા? તમારા ટિળકગોખલે હજી મરી નથી ગયાને?—ને મરી ગયા હોય તોય એ ઇલેકશન ને પેટા ઇલેકશનો તો છે ને?"

આટલું બોલી તેમણે પાટલા ઉપર એકવાર જોરથી હાથ ફેરવી પાટલો ભીંત સામે ઊભો કર્યો, ને છોડાં વાળી લેવા માટે સાવરણી હાથમાં લીધી. સાવરણી લેતાંલેતાં તેમણે સુશીલાને કહ્યું: "સુશીલા, થોડાંક ફૂલ પૂજા માટે લઈ આવીશ કે? અભ્યાસ કરવાની મારી ના નથી; પણ થોડાંક ફૂલ લઈ આવ."

"આ હું ચાલી," આમ બોલી સુશીલાએ ચોપડી બંધ કરી ને હાથમાં ફૂલછાબ લઈ તે પાછલે બારણે ગઈ. વિનાયકરાવ પણ પાટલો અફળાયાની ને સાવરણી હાથમાં લેવાયાની બાબતને નોટિસ સમી ગણી મેડા ઉપર જવા લાગ્યા. એટલામાં કશુંક યાદ આવ્યું હોય તેમ લક્ષ્મીબાઈ એકદમ બોલ્યાં: "હા, સાચું. આજે તો બારસ છે. અચલેશ્વરીએ જવાનો વિચાર છે."

"એટલે ટાંગો કરવાની રજા જોઈએ છે, એટલું જ કહેવા માગો છો ને? ખુશીથી જજો."

"ટાંગાની કશી જરૂર નથી. પાર્વતીબાઈ ને રાવબા ટાંગામાં જવાનાં છે, તેમણે મને ને સુશીલાને બોલાવ્યાં છે."

"સરસ. ઠીક ત્યારે. હું હવે બહાર જાઉં છું, ઇલેકશનના કામને અંગે. અગિયાર વાગે પાછો આવીશ. સુશીલાને જમાડી દેજો ને જવા દેજો નિશાળે. પણ બાળુ ને સુનંદ હજી કેમ નથી આવતા? તે તો અમારા ખાસ વૉલંટિયર છે." વિનાયકરાવ આમ બોલે ત્યાં નાટકમાં જેમ નિશ્ચિત પાત્રો યોગ્ય વખતે રંગભૂમિ ઉપર હાજર થઈ જાય તેમ, તે બંને વૉલંટિયરો ત્યાં આવી હાજર થયા.

"છોકરાઓ, આજે તમારે આટલું જ કામ કરવાનું છે," વિનાયકરાવે તેમને કહ્યું: "મારા ટેબલ ઉપર જે ચિઠ્ઠી મૂકી છે તે લઈને તમારે મ્યુનિસિપાલિટીમાં જવું ને મતદારોની યાદી લઈ આવવી. ને આજે આપણા સ્વયંસેવકોની એક સભા બોલાવજો."

"ઠીક," કહીને તે છોકરા કામ પર જાય એટલામાં વિનાયકરાવે મેડા ઉપર જઈ કપડાં પહેર્યાં અને તે પોતાના કામ માટે બહાર જવા ઊપડ્યા. બાળુ ને સુનંદ બહાર જતા હતા, ત્યાં લક્ષ્મીબાઈ તેમને "સાંજનાં ડુંગળીનાં ઢેબરાં છે, તે તમોને ને સુશીલાને આપું તે ખાઓ અને પછી જાઓ," એમ કહી સુશીલાને હાંક મારીને બોલાવી. તે વહેલી ન આવી, એટલે બાળુ અને સુનંદ તેને બોલાવવા પાછલે બારણે ગયા. ત્યાં એક ખૂણામાં એક રાતા પથ્થર ઉપર ફૂલ ચઢાવી તેની પૂજા કરવામાં મગ્ન થયેલી સુશીલાને તેમણે જોઈ. પોતાને કોઈ જોઈ રહ્યું છે, એવો તેને ખ્યાલ સરખો ન હતો. તેની તે એકાગ્ર પૂજા જોઈને ક્ષણભર તો તે બન્નેને ખૂબ ગમ્મત પડી, ને તટસ્થ રીતે તેની એ પથ્થરપૂજા તરફ ધ્યાન દઈને જોવા લાગ્યા. એટલામાં બાળુને કોણ જાણે શુંય સૂઝ્યું કે તેણે તેની આંખો દબાવી!

થયું! તેની સમાધિનો ભંગ થયો. ને પોતે પોતાના દેવ સાથે ખાનગી વાતો કરતી હતી તે વખતે તેમાં હરકત ઊભી કરનારો તે બાળુ એને શુદ્ધ રાક્ષસ સમો ભાસ્યો. બાળુ ઉપર રીસે ભરાવાનું બીજું એક કારણ એ હતું કે તે ફૂલ ચઢાવેલા પથ્થરને બાળુ હાથમાં લઈ ઉછાળ્યા કરતો હતો ને પૂછતો હતો કે "આ જ તારો દેવ? એનું નામ શું? ને એને કીડીઓ ક્યાંથી વળગી?" એવા પ્રશ્નનો હુમલો તેની ઉપર ચલાવ્યે રાખતો હતો. સુનંદે પણ તે દેવની મજાક ઉડાવવાનો આરંભ કર્યો.

"શંકરના શરીર ઉપર જેમ સાપ હોય તેમ સુશીલાના દેવને શરીરે કીડીઓ રમે છે," તે બોલ્યો.

"એ શંકર નથી; ગણપતિ છે. એનું પેટ જો, કેવું મોટું છે!" બાળુ બોલ્યો.

બિચારી સુશીલા કશું બોલી નહિ. તેમના આ કૃત્યથી તેના હૃદયને જબરો આઘાત થયો. તે પથ્થર એનો દેવ હતો. તેની સાથે

તે કેટલાય વખતથી મનની વાતો કર્યા કરતી હતી. કેટલીય વાર એણે તેની માનતાઓ માની હતી ને તે દેવે પણ તેની માનતાઓ સફળ કરી હતી! કોક વાર એની માનતા અફળ જાય ત્યારે તેની સાથે કેટલીય વાર વઢી હતી; ને "સુશીલા, તેં અમુક વાત ન કહી, તારી બાનું અમુક કહેવું ન માન્યું, બાપાની આજ્ઞા ન માની, તેથી મેં તારી માનતા અફળ કરી છે, તું સારી રીતે વર્તજે એટલે હું તારી માનતાઓ પૂરી કરીશ," આવાં વાક્યો તેના દેવે, તે જ સમજી શકે એવી રીતે, એને કેટલીય વાર સંભળાવ્યાં હતાં! ને તેમ કરીને તેને સાંત્વન આપી શાંત કરી હતી. બાળુ અને સુનંદને જે રાતો પથ્થર લાગતો હતો, તે તેને મન જીવતો જાગતો દેવ હતો. પણ તે બધું પલવારમાં મટી ગયું. પોતાનો દેવ, જેની પોતે આટલા દિવસ લગી કોઈને ખબર પડવા દીધી ન હતી, માને પણ જેને વિષે કશું કહ્યું ન હતું, જેની સાથે પોતાના હૈયાની ઊંડીઊંડી વાતો વરસ દોઢ-વરસ લગી પોતે કરી હતી, અને જેની પાસેથી તેને દરેક વખતે આશ્વાસન મળી રહેતું હતું, તે દેવ બાળુ અને સુનંદના સ્પર્શથી એ પથ્થરમાંથી જતો રહ્યો એ તેને માટે અત્યંત દુઃખદાયક હતું. દેવ પથ્થરમાંથી ગયો એ તેને માટે દુઃખદાયક થઈ પડ્યું એમ મેં કહ્યું ખરું. પણ એ વાક્ય જરા બદલવું જોઈએ. દેવ પથ્થરમાંથી ગુસ્સે થઈને ગયો હોત, તો સુશીલાએ તેને પાછો બોલાવી આણ્યો હોત. પણ તે પથ્થરમાં દેવ હતો જ નહિ, એમ એને બાળુ અને સુનંદની મશ્કરીથી હવે લાગવા માંડ્યું હતું. એ જ એની મોટી ખામી હતી! "હું ગાંડી આજ લગી આ પથ્થરને પૂજતી રહી," એ વિચારથી એને પોતાની જાત માટે ખૂબ શરમ લાગવા માંડી. બાળુ અને સુનંદ પોતાને હસે છે, એ બરાબર જ છે. પોતે જ ગાંડી છે; ગાંડા માણસની જેમ પોતે એ પથ્થરની આટલા દિવસ લગી પૂજા કરી રહી હતી, એ ગાંડપણ બાળુએ કાઢ્યું, તે ઠીક જ થયું; બાળુ કેવો સારો છે, તે પોતાના કરતાં કેટલું બધું વધારે સમજે છે, પોતે તેનું માનવું

જ જોઈએ;" આવા વિચાર મનમાં આવવાથી બાળુ તેને પ્રિય લાગવા માંડયો. ને પહેલાં કહ્યું તેમ કાંઈક અપ્રિય પણ લાગ્યો હતો. તેથી તે હસવા ને રડવા લાગી. બાળુ ને સુનંદ તો હજી છોકરા હતા, એટલે તેમણે તેને ખીજવવાનો આરંભ કર્યો. આ આખા પ્રકરણનો અંત હમેશની જેમ જ આવ્યો. એટલે લક્ષ્મીબાઈએ બાળુને અને 'નંદી'ને ખૂબ ધમકાવ્યા. તેમને ખાવા માટે ઢેબરાં ને માખણ આપ્યાં ખરાં; પણ તે તેમને પચ્યાં નહિ. પોતાની મૂર્ખાઈથી પોતાના સોબતીઓને ઠપકો મળ્યો એ જોઈ સુશીલાને ખોટું તો લાગ્યું; પણ તે બિચારા શું કરે? તે રડવા લાગી. તેના રડવાનું ખરું કારણ ન સમજવાને લીધે લક્ષ્મીબાઈ તે છોકરાઓને વધારે વઢવા લાગ્યાં! દીકરીનું રુદન એટલાથી નથી અટકતું એમ જોઈને "ખરું યાદ આવ્યું, સુશીલા! આજે 'અચલેશ્વરી' માતાને દર્શને જવાનું છે—રાવબાના ટાંગામાં—યાદ છે ને? નિશાળ છૂટચે સીધી ઘેર આવજે. નાહકની ક્યાંય રોકાઈશ નહિ," એમ તેને કહ્યું. અચલેશ્વરીનાં દર્શનની લાલચથી નહિ, પણ તેને લગતી બીજી વાતો નીકળ્યાથી સુશીલાનું રુદન થોડી વારમાં જ અટક્યું, ને તે પ્રકરણ ત્યાંજ પૂરું થયું.

પણ નવલકથાનું પ્રકરણ અહીં પૂરું કરી શકાય એમ નથી. કારણ અચલેશ્વરીના દેવાલયમાં જતી વેળાએ જે એક ગુપ્ત વાત કાનમાં કહેવાઈ, તેનાથી સુશીલાના જીવનપ્રવાહને જુદી જાતનું વહેણ મળ્યું. ને બીજી વ્યક્તિઓનાં જીવન ઉપર પણ એની અવનવી અસર થઈ. એ ગુપ્ત વાત કાંઈ બહુ ભારે ન હતી. પણ જગતમાં નજીવી વાતોનીય કેટલીક વાર ભારે અસર થઈ જાય છે! અસ્તુ.

વાત એમ બની, કે અચલેશ્વરીની તળેટીમાં ટાંગો ગયા પછી પાર્વતીબાઈ, સુશીલા ને રાવબા ઊતર્યાં ને પગે ચાલીને જવા લાગ્યાં. છોકરાંનો ઉત્સાહ ભારે હોવાથી તેઓ આગળ ગયાં. રસ્તામાં જ્યાં

દુકાનદારોની કેટલીક દુકાનો હતી, ત્યાં બેત્રણ કૂતરાં તેમની સામે ભસવા લાગ્યાં ને એક નાનું કૂતરું તો સામે દોડી આવ્યું. સુશીલા એટલી બધી ગભરાઈ કે તે રાવબાને એકદમ વળગી પડી. તે આવી બાબતોમાં ઘણો ધીટ હતો. તેણે હાથમાંની સોટી ઊંચકીને તે આગળ આવતા પણ મનમાં ડરતા કૂતરાને તે જ જગ્યાએ બેસાડી દીધું. એટલામાં કૂતરાના માલિકે કૂતરાંને પાછાં બોલાવ્યાં. તેમ છતાં સુશીલાના મનમાંથી બીક ગઈ નહિ. તે તો રાવબાને જ વળગી રહી. પણ અડધી પળ પછી એ રાવબાથી કાંઈક છૂટી થવા લાગી. રાવબાએ તેને બચાવી હોવાથી તેને વિષે તેના મનમાં ખૂબ આદર ઉત્પન્ન થયો, ને કૃતજ્ઞભાવ પણ ઊપજ્યો. રાવબાએ તે વખતે બૂટ વગેરે પહેરી ફક્કડ પોશાક પહેરેલો હતો. તેનો વર્ણ ગૌર, શરીરયષ્ટિ ઊંચી ને મજબૂત, ચહેરો રુઆબદાર, એટલે એ સ્થિતિમાં તેને રાવબા અત્યંત પ્રિય થઈ પડે, એ વસ્તુ સ્વાભાવિક હતી. તેની એ ઉંમરમાં શૃંગારિક કલ્પનાઓનો તેને વિચાર સરખોય આવે એમ ન હતું. તેથી આદર, કૃતજ્ઞતાનો ભાવ, પ્રેમ વગેરે ઉપર જણાવેલી ભાવનાઓમાં શૃંગારગર્ભ હેતુની લગીરે છટા ન હતી. રાવબાનું મન એટલું બધું પવિત્ર નહિ હોય. ન જ હતું. એટલે તે શૃંગારની ભાવના બરાબર સમજતો હતો છતાં તે જે વખતે બોલવાના પ્રવાહમાં સુશીલાના કાન પાસે મોઢું લઈ ગયો, ને તેણે સુશીલાને "તું કેવી સુંદર છે! તું મારી સ્ત્રી થઈશ કે?" એમ પૂછ્યું, તે વખતે તેને પોતે શું બોલે છે તેનો ખ્યાલ હતો, એમ માનવાનું કશું કારણ નથી. સુશીલાએ 'હા' કહી તેમાં તો વિચારનો લેશ માત્ર અંશ ન હતો. ને ભાવનાનો જે અંશ હતો તે ઉપર કહ્યા મુજબ શૃંગારશૂન્ય આદર અને પ્રેમનો હતો. પણ આ સંમતિદર્શક 'હા' શબ્દ પોતે અચલેશ્વરી માતાના મંદિર સામે ઉચ્ચાર્યો છે, એ તેના ધ્યાનમાં બેચાર વરસ લગી રહ્યું ને થોડીઘણી સમજ આવ્યા પછી એ અચલેશ્વરી સામે આપેલી સંમતિને તેની દૃષ્ટિથી વધારે મહત્ત્વ હતું! પાર્વતી-

બાઈ અને લક્ષ્મીબાઈ પાછળથી આવતાં હતાં અને તેમની પાછળ બાળુ અને સુનંદ પણ આવી લાગ્યા. પણ તેમાંથી એકેનેય એ ખાનગી વાતની ખબર તે વખતે ને તે પછી કેટલાંક વરસ લગી પડી નહિ. પણ તેમને એની ખબર ન પડી હોય, તોપણ સુશીલાના હૃદય ઉપર એની છાપ પડ્યા વિના રહે ખરી? *

* "આ ખાનગી વાત નવલકથાકારને કોણે કહી હશે, તેની અટકળ હું કરી શકું છું; પણ તે વિષે હવે કશું લખતી નથી."

[ સુશીલાએ હાથે લખેલી નોંધ. ]

## [૮] ઉષાની ઢીંગલી

"આથી જ તો આગબોટનો પ્રવાસ ગમતો નથી. એના કરતાં આગગાડી સારી."

"સારી તો ઘણીય હશે!" વિનાયકરાવે પત્નીને કહ્યું: "પણ આગગાડી આપણા કોંકણમાં આવવી જોઈએ ને?"

"પણ આવવાની છે ને?" બાળુએ પૂછ્યું: "મેં થોડા જ વખત પહેલાં 'કેસરી' માં વાંચેલું કે જગ્યાની તપાસ ચાલે છે."

"જગ્યાની તપાસ તો કેટલાય દિવસથી ચાલે છે," વિનાયકરાવ બોલ્યા: "પણ એથી શું વળે? અમારી 'આ' સુશીલા માટે કેટલાય દિવસથી સારો વર શોધે છે; પણ ક્યાં નક્કી થાય છે?"

"ભલતી જ વાત ભલતે ઠેકાણે કાઢો એ મને નહિ ગમે," લક્ષ્મીબાઈ ડોકું ધુણાવી બોલ્યાં: "પોતે વર શોધવો નહિ, ને કોઈ શોધે એ જોઈ શકો નહિ."

"જોવાની ના કોણે પાડી છે? આપણી આ ઉષાને માટેય અત્યારથી જોવા માંડને!" પાંચછ વરસની તો થઈ ગઈ છે."

ઉષાનું નામ સાંભળ્યું કે તરત જ તેના તરફ લક્ષ્મીબાઈનું ધ્યાન ગયું. તેણે પોતાની પાસે પોતાની કપડાની ઢીંગલી રાખી હતી, ને સુશીલાના ખોળામાં માથું મૂકીને ઊંઘી જવાનો પ્રયત્ન કરતી હતી. પણ આખરે બનવાનું હતું તે બન્યું! કારણ દરિયો લાગવાથી જે એકાએક ઊલટી થઈ આવી, તે રોકી શકાઈ નહિ. તે બિચારીએ રોકવાનો પ્રયત્ન કર્યો, પણ તેનો ઉપાય ન હતો. આખી ગોદડી ખરડાઈ, ફરાક ખરડાયું, ને તેની દૃષ્ટિથી સૌથી ખરાબ વસ્તુ થઈ હોય તો એ કે એની ઢીંગલી પણ ઊલટીથી ખરડાઈ ગઈ!

"હવે ઢીંગલીને પડતી મૂક?" લક્ષ્મીબાઈ ગુસ્સે થઈ બોલ્યાં. ને તેના હાથમાંની ઢીંગલી ઝૂંટવી લઈને તેને સાચવી લેવા લાગ્યાં. બિચારી ઉષાને દરિયો તો લાગ્યો હતો, વળી આંખ ને નાકમાંથી પાણી નીકળતું હતું, માથું ભમતું હતું, પેટમાં ડહોળાતું હતું, ને વારેવારે ઊલટી થશે એમ લાગતું હતું. ગોદડી, ફરાક ને ઢીંગલી ઊલટીથી ખરડાઈ ગયા પછી એ બિચારી ખશિયાણી પડી ગઈ હતી. તેમાંય વળી તેની બાએ તેની ઢીંગલી તેના હાથમાંથી ઝૂંટવી લીધી, તેથી તો તે વધારે રડવા લાગી. તે જ વખતે ઊલટી થવાની છે એમ લાગવાથી તે ઊઠવા લાગી; પણ તે ઊઠે તે પહેલાં જ ત્યાં જે બન્યું તેનું હું વર્ણન કરતો નથી. કારણ એક તો એ વાચકોને ગમશે નહિ. ને બીજું એ કે તે જ વખતે વરસાદ આવવા લાગ્યો ને આપણાં ઓળખીતાં એ ઉતારુઓ જ નહિ, પણ બીજાં બધાં એવી ધાંધલમાં પડી ગયાં, ને ત્યાં એટલો ગભરાટ ને ગંદકી ફેલાયાં કે તે આગબોટનો પ્રવાસ કરનાર જ તે બરાબર સમજી શકે; ને તેઓને જ મેં કહેલું એનું વર્ણન સાચું લાગે. પણ તેમને તો પ્રત્યક્ષ અનુભવ હોવાથી એવા પુસ્તકિયા વર્ણનની જરૂર એમને નહિ રહે, ને બીજાને એવા વર્ણનથી કંઈ બરાબર ખ્યાલ પણ ન આવે.

થોડી વારે બધે શાંતિ પથરાઈ ને થોડીઘણી સુવ્યવસ્થા પણ આવી ગઈ. વરસાદ તો વરસતો જ હતો. બોટ પરના ઢાંકણની તાડપત્રીમાંથી છાંટા પડતા હતા ને વારંવાર ઊછળતાં મોજાંનાં છાંટા પણ 'ડેક' પર આવતા હતા. પણ સુસવાટાભેર વાતો પવન હવે કાંઈક અટક્યો હતો. ને બાળકોની રડારોળ પણ બંધ થઈ હતી. કારણ દરેક બાળકના પાલકે થઈ શકે એટલી સગવડ કરીને તેને સુવાડી દીધું હતું. સુવાડી તો ક્યાંથી શકે? પણ પાથરણા ઉપર બધાં આડાં પડ્યાં હતાં, ને ઊલટી થાય ત્યારે જ ઊઠતાં હતાં. નાનાં છોકરાંની વાત જવા દઈએ, તોય લક્ષ્મીબાઈ, અન્નપૂર્ણાબાઈ અને પાર્વતીબાઈ જેવી સ્ત્રીઓ પણ જેમ તેમ જગ્યા કરી પડી રહી હતી. અવાર-નવાર ઊલટી કરતાં છોકરાંને ઝાલવા માટે, કે રડતા બાળકને સૂંઠ-આદુ આપવા માટે તેમને ઊઠવું પડતું હતું, એ વાત જુદી. પણ એકંદર રીતે બધે લગભગ સૂનકાર થઈ ગયું હતું એ વાત ખરી.

બાળુ, રાવબા અને સુનંદ સૂતા ન હતા, પણ ડેક પર જનારા દાદરાની સામેના બાંકડા ઉપર બેસીને કે બાજુ પરના કઠેરા તરફ વારંવાર જઈને તેઓ દરિયાની ને આસપાસની મોજ જોતા હતા. વિનાયકરાવ, વિશ્વાસરાવ અને ગિરિધરરાવે દાદરાની પાછલી બાજુનો બાંકડો રોક્યો હતો, ને ત્યાં બેસી ગપ્પાં હાંકી રહ્યા હતા. વચ્ચે-વચ્ચે એટલે ઊલટી થવાને વખતે, જ્યારે જરૂર પડે ત્યારે, તેઓ સુશીલાને ને ઉષા વગેરે બાળકોને (ને જરૂર પડે તો મોટી સ્ત્રીઓનેય) પકડીને સાચવી લેવામાં ને પાણી, આદુ, કે સૂંઠ આપવામાં બાળુ અને સુનંદને મદદ કરી રહ્યા હતા. એ બે છોકરા સામાન્ય રીતે લહેરમાં હોય એમ દેખાતું હતું. નાનાં બાળકોને કે બાઈ માણસોને કશી બોટની પીડા ન હોત તો તેમને ખૂબ લહેર પડત. કારણ તેમને બોટના હાલવાથી કશું લાગતું ન હતું, ઊલટી થતી ન હતી, ને વરસાદથી ભીંજાવાની તેમને પરવા ન હતી. આસપાસની દુર્ગંધ તેમને ગમતી ન હતી. પણ લોક કેવા બાધા અને ગંદા છે, ને પોતે કેવા

હોંશિયાર અને સ્વચ્છ, સુઘડ છે, એ વિચાર જાગૃત થવાથી તેમને પોતાની જાત વિષે ઊંચો મત બંધાતો હતો. વધારે શું, છોકરાંછૈયાં, બૈરાં ને ડોસાંડગરાંથી, એટલું જ નહિ પણ વિનાયકરાવ, ગિરિધરરાવ ને વિશ્વાસરાવ જેવા માણસોથીય પોતે આ વાતમાં તો વિશેષ છે, એમ તેમને લાગતું હતું. કારણ એમને જોકે દરિયો બરાબર લાગ્યો ન હતો, છતાં પેટમાં ડહોળાતું હતું ને માથામાં ચક્કર જેવું કંઈક થતું હોવાથી કાંઈક અસ્વસ્થતા તો ઉત્પન્ન થઈ જ હતી. તેમજ બાળકોની ચિંતાથી મન પણ વ્યગ્ર બન્યું હતું, પણ આ છોકરાઓને એમાંનું કશું ન હતું. એથી ઊલટું વરસાદ, દરિયાનાં મોજાં, સમુદ્રમાંથી અકસ્માત્ બહાર ડોકિયાં કરતાં ભેંસ જેવાં માછલાં, ટંડેલના ઝુમાટા, વચ્ચેવચ્ચે બંદરો આવે ત્યારે મછવામાંથી બોટમાં ચઢનારાં ને બોટમાંથી મછવામાં ઊતરનારાંનો ગભરાટ—આ બધી બાબતોથી તેમને મઝા પડતી હતી. સુનંદ તો બાલતત્ત્વજ્ઞાની જ હતો! તે આ દેખાવ વિષે જાતજાતના વિચારો કરવામાં ને વચ્ચેવચ્ચે તે બોલી બતાવવામાં મશગૂલ હતો. એની ઉંમર કાંઈ વધારે ન હતી; પણ તે તો સોળમે વરસે જ્ઞાની થયેલો બીજો શંકરાચાર્ય જ બની જવાનો ન હોય એમ લાગતું હતું. કમનસીબ બિચારાનું કે વીસમી સદીમાં જન્મ્યો! થોડીક ખામી હતી એટલે બાજી બગડી હતી, નહિ તો સુનંદાચાર્યનું એક સુનંદભાષ્ય જ ૧૯૦૮ના અરસામાં આર્યભૂમિને ને આર્યસંસ્કૃતિને અલંકૃત કરી ચૂક્યું હોત! કોઈ આ વાત માનવા તૈયાર ન હોય, તો એની નાની ઉંમરમાં તે બાળુને શું કહી રહ્યો છે, તે તે સાંભળે:

"બાળુ, આ ઉષા પાસેની ઢીંગલી જોઈ?"

"હા, તેણે પોતાની પાસે રાખી મૂકી છે તે જ ને? એમાં શું જોવાનું છે?"

"જો તો ખરો. શરીર ઊલટીથી ખરડાયું છે, હાથ તૂટી ગયો છે, માથા પરના વાળ ખરી પડ્યા છે, ને માથું ધડથી કાંઈક જુદું

થયું છે, એવી એ ઢીંગલીનું પ્રેમથી રક્ષણ કરનારી એ ઉષા જો. મૂળે તો એ ઢીંગલીનું રક્ષણ કરવું શા માટે, ને એ નાનકડી ઉષા તેનું રક્ષણે શું કરવાની છે? પણ ગમત એવી છે, કે એવીએવી એ ઢીંગલીને તે હંમેશાં આમતેમ ફેરવે છે ને તે એમ માને છે કે જેમ તેને તેની બા સાચવે તેમ એ એ ઢીંગલીને સાચવે છે. એક ક્ષણ માટે એ એનાથી વિખૂટી પડતી નથી. ને બીજી આ ગમ્મત જોઈ લે. પેલી સુશીલા ઉષાને પોતાની પાસે લઈને તેને શરીરે હાથ રાખીને સૂઈ રહી છે! ઊલટીઓથી એ દરેકનો જીવ ગભરાયો છે, ને છતાં બીજાની ફિકર એ બન્ને કર્યા કરે છે! ઉષા પોતાની ઢીંગલીને સાચવે છે, તેના જેવું જ સુશીલા કરે છે, બીજું શું?"

રાવબા ને બાળુ સુનંદનાં આવાં વ્યાખ્યાનોથી ટેવાઈ ગયા હતા, એટલે આ વ્યાખ્યાન સાંભળીને તેમને કશી નવાઈ લાગી નહિ. ઊલટું રાવબા થોડીક ગમ્મત મળે એ આશાથી અને બાળુ અને સુનંદ તેની સાથે વાતચીત કરવાની મળે એ હોંશથી એમ બન્ને પોતપોતાની રીતે વ્યાખ્યાનપર્જન્યને પ્રશ્નાત્મક વાયુની પ્રેરણા આપવા લાગ્યા.

"એટલે તું શું કહેવા માગે છે? કોઈએ કોઈનું રક્ષણ ન કરવું એમ તું કહેવા માગે છે કે શું?" બાળુએ પૂછ્યું.

"તેમ નથી," સુનંદ બોલ્યો: "મારે એટલું જ કહેવું છે કે જગત આવું છે. ઢીંગલીને ઉષા સાચવે છે; ઉષાને સુશીલા, સુશીલાને એની બા, એની બાને એના પતિ, તેમને આ આગબોટનો કપ્તાન,—કારણ એ એમ માને છે કે પોતે છે, તેથી આ બધાં લોક સુરક્ષિત છે. અકસ્માત, વાવાઝોડું આવી આગબોટ ડૂબી જશે, ત્યારે એ સમજશે! કપ્તાન માને છે કે પોતે જ બધાનું રક્ષણ કરે છે!"

"અને એ કેપ્ટનને કોણ સાચવે છે?" રાવબાએ પૂછ્યું.

"તેને? તેને, તેનો બાપ, ને તેનો બાપ ન હોય, તો 'આકાશમાંનો બાપ' તો છે જ!"

"તું ખ્રિસ્તી લોકોની ખૂબ મશ્કરી કરે છે હું કે? એ ઠીક નથી," બાળુ બોલ્યો.

"હું ખ્રિસ્તી લોકોની મશ્કરી નથી કરવા માગતો. 'આકાશમાંનો બાપ' એ શબ્દો મારા મોંમાં સ્વાભાવિક રીતે આવી ગયા એટલું જ. બધાનું સંરક્ષણ કરનારા ઈશ્વરનો ઉલ્લેખ કરવાનો મારો હેતુ હતો. એ ઈશ્વર આકાશમાં કે સ્વર્ગમાં, નહિ તો ક્ષીરસાગરમાં કે કૈલાસમાં બેસી આખા જગતનું રક્ષણ કરવાનો યત્ન કરે છે, પણ મને લાગે છે કે મેલીઘેલી ને ચીંથરેહાલ થયેલી આ ઢીંગલીનું રક્ષણ કરનારી આ ઉષા કરતાં એનો પ્રયત્ન વધારે ચઢિયાતો નથી. સંસાર આવો ગાંડપણથી ભરેલો ને મિથ્યા છે. આનું જ નામ માયા!"

"એમ, એમ!" રાવબા બોલી ઊઠયો: "તમેય અમારી જેમ નાસ્તિક થવા લાગ્યા હો એમ લાગે છે! મારા બાપુના સ્પેન્સરની આજ લગી મજાક કરતા હતા, ને હવે આખરે આવી ગયા છો નાસ્તિકતા ઉપર!"

"હું નાસ્તિક છું જ કયાં?" સુનંદ ગાલમાં ને ગાલમાં હસીને બોલ્યો: "દેવ છે, એટલું જ નહિ, પણ દેવનું રક્ષણ કરનારો મહાદેવ પણ છે; તેનું રક્ષણ કરનારો અતિમહાદેવ છે; તેનું રક્ષણ કરનારો અત્યતિ—મહા—દેવ છે; તેનું રક્ષણ કરનારો—"

"બસ કરો, ભાઈસાહેબ!" બાળુ બોલ્યો: "તારી સામે અમને બોલતાં નથી આવડતું, પણ આજ તારાં લક્ષણ ઠીક નથી દેખાતાં!"

"પણ તું છેને મારું રક્ષણ કરનારો? ને તું નહિ હોય તોય આકાશનો દેવ તો છે જ. તેય દુર્લક્ષ કરશે તો એ દેવનો દેવ કયાં ગયો છે?"

"બસ કર, બસ કર, હવે! લોકો સાંભળશે તો શું કહેશે?" બાળુએ તેને આ રીતે બોલતો રોકયો ને પછી તે કશું બોલે, ત્યાં તો સુશીલા ઊઠી ને "કેમરે સુનંદ, ત્યારનો શાનો બોલબોલ કરે છે?

બિલકુલ ઊંઘ નથી આવવા દેતો. તારા ખડખડાટથી તો માથુંય દુખવા આવ્યું," એમ બોલી માથે કામળી ઓઢીને એ ફરી સૂઈ જાય, ત્યાં તો એના પેટમાં ડહોળાવા માંડ્યું ને એકદમ ઊલટી થઈ ગઈ. સુનંદે એનું માથું પકડ્યું ને તેને મોઢું ધોવા માટે પાણી આપ્યું. તેણે તેની સાડી ઉપર પડેલી ઊલટી પણ લૂંછી નાખી (તે હવે સાડી પહેરવા લાગી હતી), પણ કશો ઉપાય કામ લાગ્યો નહિ: તેની ઊલટી ને માથાના ફેર કેમે કર્યા બંધ ન રહે. કારણ શું હશે? બોટના હાલવાથી ને થયેલી ઊલટીથી માથું બેશક ભારે થયું હશે. પણ ઉપર વર્ણવેલો દેવવિષયક વિવાદ અને તેમાંની નાસ્તિકતા તેના કાન પર પડવાથી તેના પહેલેથી જ ભમતા મગજમાં વધારે ભ્રાંતિ ઉત્પન્ન થવાથી ને પેટમાંની શંકાઓને બહાર નીકળવાને સ્થાન ન મળવાથી તે વધારે અસ્વસ્થ નહિ બની હોય? કોણ જાણે! * એટલી વાત ખરી, કે થોડી વારે એની આંખ કાંઈક મીંચાઈ ને તે "દેવ, તેનો દેવ, તે દેવનો દેવ," એવા શબ્દો પોતાના મન સાથે બબડવા લાગી. તેનો એ બબડાટ સાંભળીને ઉષા ઊઠી ને પોતાની ઢીંગલીને હાથમાં લઈ "બા, મારે તારી પાસે આવવું છે," એમ તેણે રડતાં રડતાં કહ્યું. તેની બાએ સુશીલાને એક કોરે ખસેડીને એને પડખામાં લીધી પણ ખરી. માએ ખસેડી એટલે તે જાગી ગઈ, ને આંખ ઉઘાડીને જોવા લાગી, ત્યાં તો દેવ વગેરે કોઈ ન હતું; માત્ર સામેના બાંકડા ઉપર રાવબા, બાળુ અને સુનંદ બેઠા છે, એમ એને દેખાયું. સ્વપ્નમાંના દેવ ખોટા હતા, આ છોકરા જ સાચા છે એમ એને લાગ્યું.

---

* બોટ પરનો ઘોંઘાટ ને બોટના એન્જિનનો ઘરઘરાટ સતત થતો હોવાથી ઉપર લખેલો વાદવિવાદ મારે કાને પૂરો પડ્યો નહિ; પણ મારા કાન બરાબર એ તરફ લાગી રહ્યા હતા એ આજેય મને સ્પષ્ટ રીતે યાદ આવે છે.

[ સુશીલાની નોંધ ]

"આમાંથી પતિદેવ કયો થવાનો છે, એ જ એક પ્રશ્ન છે!" એવો વિચાર તેના મનમાં આવ્યો ને તેને હસવું આવ્યું. તેની માએ તેને માટે રાવબા પસંદ કર્યો હતો. તેના પિતાએ બાળુ, અને તેને પોતાને કોણુ ગમતું હતું તેની તેને પોતાનેય ખબર ન હતી. કેમકે સુનંદ તેને મન આદરણીય હતો, બાળુ પ્રિય હતો ને રાવબા આકર્ષક હતો. કારણુ રાવબા કાંતિવાળો ને દેખાવડો હતો. વળી અચલેશ્વરી માતાએ જતી વખતે તેણે તેને વચન પણુ આપ્યું હતું. આ બાબત વિષે ને બીજી અનેક બાબતો વિષે તેના મનમાં જે વિચારો આવ્યા, તે શાંત રીતે વિચારવાને માટે—તે સ્થિતિમાં જેટલી શાંત રીતે વિચારી શકાય, તેટલી શાંત રીતે વિચારવાને માટે—તેને એકલી મૂકી આપણે વિનાયકરાવ, ગિરિધરરાવ ને વિશ્વાસરાવ તરફ વળીએ, અને તેઓ ક્યાં, શા માટે જઈ રહ્યા છે, તે જોઈએ.

## [૯] મવાળ, જહાલ ને જવલજ્જહાલ

**અત્યાર** લગી આપણે સામાન્ય રીતે સંભાષણ દ્વારા જ જેમનો પરિચય સાધ્યો છે, તે સોનગામવાસી મંડળનો આપણે હવે જરા વધારે પરિચય કરી લઈએ. બોટના ડેક પર જવાના દાદરાની પાછળના બાંકડા ઉપર બેઠેલા ત્રણમાં વચ્ચેના વિનાયકરાવ વકીલ હતા. તેમની વકીલાત તેમના ગામના પ્રમાણમાં સારી ચાલતી. પૂના મુંબઈ તરફના લોકોને એમની એટલી બધી કિંમત ન હતી, પણ એ જિલ્લામાં વિનાયકરાવ કાંઈ સામાન્ય માણસ ન હતા. તેમના પિતા પણ વકીલ હતા ને તેમની મૂળની, ને પિતાએ નવી મેળવી વધારેલી એસ્ટેટ, હવે સાઠ ખાંડી ડાંગેર થાય એટલી ખેતીની જમીન, બે માળવાળું એક મકાન, ને ચારપાંચ હજાર રૂપિયાના કેટલીક કંપનીઓના શેર, એટલી હતી. પૂના મુંબઈના આગેવાનોને વિનાયકરાવની વિશેષ કિંમત ન હતી, એમ મેં કહ્યું ખરું; પણ એક રીતે તે સાચું નથી. કારણ બહારના જિલ્લામાં જો કંઈક રાષ્ટ્રીય કાર્ય કરાવી લેવાનું હોય, તો તેમને એવા કામમાં સલાહ આપવા માટે ત્યાંના નેતાઓ અવશ્ય બોલાવતા. ને આજે એવા જ કામસર તે પૂને જતા હતા. લોકમાન્ય ટિળક ઉપર હજી મુકદ્દમો થયો ન હતો. ઈ. સ. ૧૯૦૭ની

સુરતની મહાસભા પડી ભાંગ્યા પછીનું તોફાન હજી પૂરું શમી ગયું ન હતું. હસ્તાહસ્તી પછીની ચર્ચાપ્રતિચર્ચા ને નિંદાપ્રતિનિંદા હજી બંધ થઈ ન હતી. કોઈને હજી આગળનો માર્ગ સ્પષ્ટ દેખાતો ન હતો. ટિળકને કદાચ દેખાયો હશે, કારણ નરમ પક્ષ સાથે ઝઘડો કરવાનું જરૂરી લાગ્યા છતાં તેમની કૉંગ્રેસ જુદી ને રાષ્ટ્રીય પક્ષની કૉંગ્રેસ જુદી થાય એ તેમને બિલકુલ રુચતું ન હતું. બે પક્ષમાં આવી ફાટફૂટ થાય, તો સરકાર રાષ્ટ્રીય પક્ષને છૂંદી નાખશે, ને નરમ પક્ષનેય નહિ ગણે, ને તેથી એકંદર રીતે જોતાં રાષ્ટ્રીય પ્રગતિ રોકાશે, એ વાત તેઓ બરાબર સમજતા હતા. કૉંગ્રેસમાં ભંગાણ પડવા જેટલી હદે ઝઘડો જાય, એ તેમને કદીય ઇષ્ટ લાગ્યું ન હતું. ને પછી સાતઆઠ વર્ષે જેલમાંથી છૂટી આવ્યા પછી કૉંગ્રેસમાં બે પક્ષોને સાંધવા માટે તેમને એવી તીવ્ર ઇચ્છા થઈ ગયેલી કે તેના પ્રયત્નમાં 'ગીતારહસ્ય' જેવો એમનો પ્રિય વિષય પણ કોક વાર બાજુએ રહી જતો ઐક્ય કરવા જતાં એમણે પોતાના રાષ્ટ્રીય પક્ષના કેટલાક મિત્રો ને ભક્તોનો અસંતોષ પણ વહોરી લીધો, ને ગમે તેમ કરી આખરે એકતા સ્થાપી એટલું જ નહિ પણ લખનૌમાં કૉંગ્રેસ કબજે પણ કરી ખરી. પણ એ વાત પછીથી.

ઈ. સ. ૧૯૦૮ના એપ્રિલ માસમાં મુકદ્દમોય થયો ન હતો. તે વખતે ઉપર કહ્યા મુજબ ચર્ચાપ્રતિચર્ચા જ ચાલુ હતી. ટિળકે કૉંગ્રેસમાં ભંગાણ પાડ્યું ને ભંગાણ પાડવાનો તેમનો ઇરાદોય હતો તેટલા માટે તેમણે ગુંડાઓ પણ સુરતમાં આણેલા, વગેરે આરોપો તેમની સામે કરવામાં આવેલા. "ફિરોજશાહ મહેતા, નામદાર ગોખલે વગેરે મવાળ નેતાઓ જોહુકમી છે; લોકમાન્ય ટિળકની લોકપ્રિયતા તેમનાથી સાંખી શકાતી નથી; તે તો આરામખુરસીએ બેસીને રાજકારણની માત્ર ચર્ચા કરનારા લોકો છે; તેઓ સરકારના બગલબચ્ચા છે; તે (વિશેષ કરીને ગોખલે) સરકારના કાન ભંભેરી ટિળક વિષે સરકારના કાનમાં ઝેર રેડે છે; તેમને પોતાનું મહત્ત્વ બહુ ગમે છે;

તેમણે જ સુરતમાં બંધારણ વિરુદ્ધ વર્તીને કૉંગ્રેસમાં ભંગાણ પાડવાનું પાપ માથે વહોરી લીધું; તેઓ સ્વાર્થત્યાગથી ભાગતા ફરે છે; 'Even at a sacrifice' એ શબ્દો ઠરાવમાં મૂકતાં કેટલીય મુશ્કેલી પડી; એવાઓને તો બહિષ્કારયોગ કદી ઠસવાનો જ નથી; રાષ્ટ્રીય શિક્ષણ સામેય એમનો વિરોધ! આ મવાળોનું નેતૃત્વ હવે તો ખૂંચવી જ લેવું જોઈએ;" આ પ્રકારના વિચારો રાષ્ટ્રીય કહેવાતા લોકોને મોઢે મવાળ ગણાતા લોકોને વિષે ઉચ્ચારાતા.

"અમે જો આટલા બધા ખોટા છીએ, તો તમારી કૉંગ્રેસ જુદી, અમારી કૉંગ્રેસ જુદી, અમારું ધ્યેય—creed—જેમને માન્ય હોય, તે અમારી કૉંગ્રેસમાં આવે, તમારું માન્ય હોય તેઓ તમારી કૉંગ્રેસમાં જાય. આમાં ખોટું શું છે?" એમ નરમ પક્ષવાળા ગરમ પક્ષને ને અતિગરમ પક્ષને પૂછતા. ટિળક એ મહાસભા નહોતા માગતા. એ બન્નેની એકતા કેવી રીતે થાય એવો પ્રયત્ન તે કરી રહ્યા હતા. તેમનો હેતુ ગમે તે હશે, પણ તેમનો પ્રયત્ન એવો હતો એ વાત ખરી. આવા સંજોગોમાં જુદાજુદા જિલ્લાના પોતાના પક્ષના આગેવાનોને ગાયકવાડવાડામાં (ટિળકના પૂનાના નિવાસ-સ્થાનમાં) ખાનગી ચર્ચા માટે બોલાવી સમાધાની કરવાનો પોતાનો વિચાર તેઓને કેટલોક ગમે છે, એ અજમાવી જોવા, ને ન ગમતો હોય તો તેઓને તે વિચાર ગમે એમ કરવાના હેતુથી ટિળકે કેટલાક નેતાઓને બોલાવેલા ને તેમાં સોનગામના વિનાયકરાવ એક હતા. તેમનાં પત્નીનું પિયેર પૂનામાં હોવાથી તેઓ સુશીલા અને ઉષા સાથે પૂને જતા હતા.

ગિરિધરરાવ હેડમાસ્તર નરમ પક્ષના હતા, એ વાત પાછળ આવી ગઈ છે. સોનગામની મ્યુનિસિપાલિટીમાં કેટલાંક વર્ષથી સરકારના નિમેલા એ પ્રમુખ હતા. તેમના વિચારો ગમે તેવા હશે, પણ મ્યુનિસિપાલિટીનું કામ તે સરસ રીતે કરતા. ખાસ કરીને

સ્વચ્છતા અને આરોગ્ય તરફ એ ખૂબ ધ્યાન રાખતા. સ્વચ્છતા, આરોગ્ય, શિક્ષણ, ચોરોથી લોકોનું રક્ષણ, આ સિવાય મ્યુનિસિપાલિટીનું ને સરકારનું પણ વધારે કર્તવ્ય નથી. બીજી બાબતોમાં પૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્ય હોવું જોઈએ, એ વિચારના તેઓ હતા. રાજકારણમાં તે ઘણુંખરું પડતા નહિ; પણ તેમના મનનું વલણ મવાળ પક્ષ તરફ હતું, એ બધા લોક જાણતા હતા. તેઓ સરકારમાન્ય પ્રમુખ હતા, એનું કારણ તેમની સ્વચ્છતા ને આરોગ્ય વિષેની ચિંતા, એ તો હતું જ; પણ તેમની મવાળ પક્ષ પ્રત્યેની સહાનુભૂતિ એય કારણ નહિ જ હોય, એમ ન હતું. પૂનાની વસંતવ્યાખ્યાનમાળામાં 'વ્યક્તિ વિરુદ્ધ સમાજ' એ વિષય ઉપર તેમનું વ્યાખ્યાન થવાનું હતું. ને તેને જોકે પાંચસાત દિવસની વાર હતી તો પણ પોતાના મવાળ ને સુધારક વિચારના એક મિત્રને ઘેર બે માસની રજામાં રહેવા માટે તે જતા હતા. મિત્ર સાથેનો સંબંધ ઘર જેવો હોવાથી તેમની પત્ની પણ સાથે આવેલ હતી. તેનો સાથે આવવામાં બીજો એક હેતુ હતો ને તે એ કે રાવબા માટે પૂનાની એકબે કન્યાઓ આવી હતી, તે એક વાર જોઈ લેવાની હતી. ને કન્યા સારી હોય તો નક્કી કરી નાખીને લગ્નસમારંભ પણ સમેટી લેવાનો તેમનો વિચાર હતો. રાવબાને પરણાવવાની આટલી ઉતાવળ કરવા તેમના પતિ તૈયાર ન હતા, પણ પત્નીની ઇચ્છાઓનો કશી વાતનું ઠેકાણું ન હોવા છતાં નકામો વિરોધ કરી, શાંત બેઠેલી ભમરીઓને પજવી નાહકની આફત વહોરી લેવા જેવું કરવા એ તૈયાર ન હતા. આ બાબતમાં તે પત્ની સાથે કશું પ્રતિકૂળ પણ બોલતા નહિ, તેમ પોતાની અનુકૂળતાય બતાવતા નહિ.

તેમના આસિસ્ટંટ વિશ્વાસરાવ સરકારમાન્ય હાઇસ્કૂલમાં શિક્ષક હતા છતાં તે રાષ્ટ્રીય કે જહાલ પક્ષના હતા. તેઓ સ્વદેશી અને બહિષ્કારનો પુરસ્કાર કરતા. 'Even at a sacrifice' (સ્વાર્થત્યાગ કરીનેય) સ્વદેશી વસ્તુ વાપરવી જોઈએ, એમ તે

આગ્રહથી કહેતા ને sacrifice—સ્વાર્થત્યાગ—કરતાય ખરા. પણ કોક વાર વિલાયતી માલ લેવામાં એમને પાપ જેવુંય કશું લાગતું નહિ. 'રાષ્ટ્રીય શિક્ષણ'માં તે માનનારા હતા; પણ એને માટે લવાજમના વધારે પૈસા આપવા સિવાય એમણે વધારે કાર્ય કર્યું ન હતું. પોતે સરકારી હાઈસ્કૂલની 'ગટર'માં જ કામ કરતા; ને પોતાના દીકરાને—બાળુને તેમણે તળેગામના સમર્થ વિદ્યાલયમાં મૂક્યો ન હતો. ઉપર 'ગટર' શબ્દ લખ્યો છે, તે એમને અને બીજા અનેકને મોઢે સાંભળેલો છે. સરકારી શાળાની વિદ્યા 'ગટરની ગંગા' જેવી છે, એવું તે વખતે બોલાતું અને તેય એ રીતે બોલતા. પણ આ ગટર-ગંગાના પંડા તરીકે કામ કરી દક્ષિણા મેળવવામાં અને તે ગટરગંગા બીજાને પાવામાં એમને કાંઈ ખાસ ખોટું લાગતું ન હતું. 'ખાસ ખોટું લાગતું ન હતું' એમ કહેવામાં કદાચ કંઈક અતિશયોક્તિ પણ થતી હોય. ઉપરથી દેખાતી તેમની આ વિસંગતિમાં સહાનુભૂતિથી જોનારાને કદાચ સુસંગતિય દેખાય. દેખાય શા માટે? બેશક હતી જ, પણ તેની ચર્ચા કરવાની જરૂર નથી. તે આગબોટમાં મુંબઈ શા માટે જતા હતા તે આપણે જોતા હતા; એટલે એ જ જોઈએ. તેમનાં પત્નીને એટલે અન્નપૂર્ણાબાઈને બાળુ થયા પછી ચારપાંચ છોકરાં થયાં; પણ તે બધાં અકાળે જન્મી મરી ગયેલાં. અન્નપૂર્ણાબાઈ બાળુને કેટલાં ચાહતાં હશે તે પુત્રવતી માતાને તો કહેવાની જરૂર નથી. એકાદ વધારે છોકરું હોય, ને તેય છોકરી હોય, તો બહુ જ સારું, એવી અન્નપૂર્ણાબાઈની મનની ઝંખના શા માટે હતી, તે પણ ઘણુંખરું માતાઓ જ કહી શકશે. ચારપાંચ છોકરાં થયા છતાં તે અકાળે મૃત્યુવશ થાય, એ આપત્તિનો વિચાર જ આપણને કેવો લાગે છે! તો પછી પ્રત્યક્ષ માતાઓનું શું થતું હશે, એ તો તે જ જાણે. અન્નપૂર્ણાબાઈએ સોનગામના વૈદ અને ડૉકટરોની ઘણી દવાઓ લીધી, મંત્રેલી ભસ્મ કપાળે લગાવી, વ્રતનિયમો કર્યા, માનતાઓ માની, દેવની પ્રદક્ષિણાઓ કરી જોઈ, સાધુમહારાજોનાં મંત્રેલાં

જળ પીધાં, પણ છઠ્ઠેસાતમે મહિને બાળક મરતું અટકે નહિ. આખરે ત્યાં અનાયાસે આવેલા મુંબઈના ડૉક્ટર પાસે શરીરની તપાસ કરાવ્યા પછી ઑપરેશન કરવાનું નક્કી થયું. આજ થશે, કાલે થશે, એમ કરતાં કરતાં આજે બે વરસે તે મિરજના વાનલેસ-સાહેબ પાસે ઑપરેશન કરાવવા જતાં હતાં. તેમની સાથે સેવાચાકરી કરનાર કોઈ જોઈએ, એ ઉદ્દેશથી વિશ્વાસરાવે સુનંદની બાને પ્રેમથી સાથે લીધાં હતાં. ને તે પ્રેમાળ માતાએ કાંઈક પોતાની ગરીબ પરિસ્થિતિ તરફ જોઈને ને કાંઈક—કાંઈક શા માટે, મોટે ભાગે—અન્નપૂર્ણાબાઈને ઉપયોગી થઈ શકાય એ હેતુથી સાથે જવાનું કબૂલ કર્યું હતું. સુનંદની અને બાળુની મિત્રતાનો પણ કદાચ એણે વિચાર કર્યો હશે. સુનંદને મિરજ લઈ જવા વિશ્વાસરાવ તૈયાર હતા, પણ તેને પૂનામાં રહી વસંતવ્યાખ્યાનમાળાનાં વ્યાખ્યાનો સાંભળવાની અને ઉપવક્તા તરીકે ભાષણ કરવાની તે નાની ઉંમરમાં ખૂબ હોંશ હોવાથી, તે પૂનામાં પોતાના એક સોનગામના મિત્રને ત્યાં રહેવાનો હતો. પોતાની પાસે વધારે પૈસા નથી એ તે જાણતો હતો, છતાં વ્યાખ્યાનમાળાની હોંશને લીધે ને સ્વાતંત્ર્યપ્રિયતાને લીધે તેણે વીશીમાં જવાનો વિચાર રાખ્યો હતો. માતાના પસીનાના પૈસા પોતે વેડફી નાખતો તો નથી, એવો પ્રશ્ન એની આગળ આવતો. પણ જ્ઞાનલાલસા આગળ આ પ્રશ્ન પાછળ પડી જતો. પૂનામાં આવીને આ રીતે રહેવાનું બીજું એક કારણ હતું. ને તે એ કે તેને સોમગામના મિત્રની સાથે કાંઈક રાજકારણને લગતી વાતો કરવાની હતી. ઈ. સ. ૧૯૦૭–૮ની સાલના બારબાર પંદરપંદર વર્ષની ઉંમરના મહારાષ્ટ્રીય છોકરાઓ સાથે જેમને નિકટ પરિચય થયો હશે તેમને કેટલાક છોકરાઓમાં, અલબત્ત કેટલાક સાવ થોડા અપવાદ થઈ શકે એવા છોકરાઓના મનમાં કયા વિચારો ચાલી રહ્યા હતા, અને તે વિચારો તેમનાં આંતરડાંને વલોવી નાખીને એકાદ વાર ઊછળીને કેવા બહાર આવતા, એ બરાબર યાદ આવશે. ને એ લોકો તો "નાના છોકરાઓને વળી

રાજકારણ કેવું ?" એવો પ્રશ્ન નહિ જ પૂછે, ને હવે પછી આવતી વાતચીત શક્ય છે, એટલું જ નહિ પણ એવી વાતચીતો અમે સાંભળી છે, અને તે ઉપરાંત પોતાની શક્તિ અનુસાર તેમાં પોતે કોઈ ને કોઈ રાજકીય પક્ષના આગ્રહી બનીને અનુકૂળ કે પ્રતિકૂળ ભાગ લેતા, એ વાત પણ કબૂલ કરશે. રાજકારણ સાથે આપણને લેવાદેવા નથી; કયો પક્ષ સાચો ને કયો જૂઠો એય આપણે જોવું નથી; પણ સુશીલા, બાળુ અને સુનંદ કયા વાતાવરણમાં ઊછર્યાં હતાં, એ જ આપણે જોવાનું છે. આ વસ્તુ આપણે મનના એક ખૂણામાં બરાબર રાખી મૂકીએ.

વિનાયકરાવ, ગિરિધરરાવ અને વિશ્વાસરાવ બાંકડા ઉપર બેઠા હતા, અને સુશીલાનો પાછળ વર્ણવેલો ઊલટીકાંડ પૂરો થયા પછી આમતેમ ફરવાનું બંધ કરી તે બાંકડા પાસે નીચે, રાવબા ને બાળુ બે ટ્રંકો ઉપર અને સુનંદ એક વાળેલા બિસ્તરા ઉપર બેઠાં હતાં. તેમની આસપાસ કેટલાક સદ્ગૃહસ્થો શેતરંજી ઉપર કે ગોદડીઓ ઉપર બેઠા હતા, ને તેમનો સંવાદ બોલ્યા વગર સાંભળતા હતા. તેમાંના ઘણાખરા લોકોની સહાનુભૂતિ વિનાયકરાવ કે વિશ્વાસરાવ તરફ હતી; પણ ગિરિધરરાવ એ પ્રાંતમાં જેવી-તેવી વ્યક્તિ ન હતા. તેમનો પોશાક, તેમનો રુઆબ, અને ભાર દઈદઈ ને બોલવાની તેમની રીત આકર્ષક હોવાથી તેમના બોલવા તરફ લોકોનું ધ્યાન સહેજે જતું હતું. ગિરિધરરાવને આ બધા લોકો વચ્ચે બેસીને ચર્ચા કરવી ન હતી, તેથી પહેલાં તેમણે એને ટાળવાને ઉડાઉ જવાબ આપ્યા, પણ આખરે તો એ પણ એ ચર્ચાચક્રમાં સપડાયા.

"વિનાયકરાવ! તમારા અને અમારા પક્ષને કદી બનવાનું નથી, એ વાત તમે જોઈ શકો છો, તો પછી તમે પોતાની જુદી કોંગ્રેસ શા માટે કાઢતા નથી ?"

"અમને તમારી જરૂર છે; અમે એકતા માગીએ છીએ. તમે કૉંગ્રેસ તોડી હોય તોય અમારે એને જોડવી છે!"

"ટિળક એકતા માગે છે, એમ કહો છો?" ગિરિધરરાવ બોલ્યા: "આજ લગી તે ક્યાંય ગયા હોય, ને એકતાને તોડી નાખ્યા વિના પાછા આવ્યા હોય, એમ કદી બન્યું છે ખરું? મવાળ પક્ષ પાછળ છુપાઈ રહીને સરકારથી પોતાની જાતને બચાવી લેવી છે, તેથી તો તેમને કૉંગ્રેસની જરૂર છે. બીજું શું? અગસ્ત્યઋષિના સુદર્શનચક્રમાંથી બચવા માટે માર્કંડેયે જેમ શિવલિંગનો આશ્રય લીધેલો તેમ ટિળકપક્ષ ગોખલેપક્ષનો આશ્રય શોધે છે!"

ઉપમા આપીને પોતે મહાન વિજય મેળવ્યો હોય, એમ તેમને લાગ્યું. ને વિજયસૂચક સ્મિત કરી તે આસપાસ જોવા માંડે, ત્યાં તો વિનાયકરાવ બોલી ઊઠચા: "માર્કંડેયની ઉપમાને બદલે અમને અર્જુનની ઉપમા આપોને! અમારો પક્ષ શિખંડીના આશ્રયની ઓથે પ્રતિપક્ષને બાણ મારે છે!"

વિનાયકરાવે મવાળોને પરોક્ષ રીતે શિખંડી ઠરાવતી ઉપમા આપ્યાથી ગિરિધરરાવનું સ્મિત જ્યાંનું ત્યાં સુકાઈ ગયું. પણ તરત જ મજાક કરવાનો સ્વર વાપરી તે બોલ્યોઃ "હા, બરાબર છે; લાલ, બાલ, પાલ આ કલિયુગના અર્જુન છે. એ તો હું ભૂલી જ ગયો. અરવિંદ ઘોષ એ એમના કૃષ્ણ! (મજાકનો અવાજ બદલી ગંભીર બની) ભાઈસાહેબ, અર્જુનની ને કૃષ્ણની વાતો શા માટે વચ્ચે આણો છો?"

"શા માટે આણીએ છીએ? તે હમણાં ઉપયોગી થઈ પડે છે, એટલા માટે," વિનાયકરાવ બોલ્યા: "કૃષ્ણ અમારો ગુરુ છે."

"એટલે તમેય ગુરુ માનો છો, ખરાને? મને એમ હતું કે નવા યુગમાં ગુરુ જ નહિ હોય. (મશ્કરીનો અવાજ છોડીને) આ તો મશ્કરી થઈ. પણ વડીલો પ્રત્યે અને ગુરુ પ્રત્યે અનાદર ઉત્પન્ન

કરવાની ‘કેસરી’ની નીતિ તમને પસંદ છે? તમે ગમે તેમ કહો, વિનાયકરાવ, પણ ‘કેસરી’ની આ નીતિ અમને લેશમાત્ર ગમતી નથી. છોકરાં મૂળ તો માંકડાં જેવાં, ને તેમાં પાછું ‘કેસરી’ એમને શીખવવા બેસે, કે ‘રાજકારણની ધામધૂમમાં મવાળ પક્ષના નેતાઓની કાછડીય કાઢી નાખો, તોય કશો વાંધો નથી,’ ને નિશાળના હેડમાસ્તરો ‘આ અમારા ગુરુ જ નથી;’—બસ પછી શું પૂછવું? પેલી કહેવત છે ને કે મર્કટને સુરાપાન—”

“એ વાત ખરી જ છે કે આપણે તેમના સાચા ગુરુઓ નથી. આપણે તો પેટભરા માસ્તરો જ છીએ ને!” વિશ્વાસરાવ બોલ્યા.

“એમ કહેવા હું તૈયાર નથી!” ગિરિધરરાવ બોલ્યા. ‘કેસરી’-કાર અને જહાલ એ ગુરુ ખરા, ને અમે મવાળ કે વિનીત પક્ષના ગુરુ નહિ. કારણ શું, તો કહે, કે ‘તમે વિનીત છો,’ આવું બોલવાનો શો અર્થ છે? ને અમે ઉત્તમ ગુરુ ન હોઈએ, તોય ગુરુ વિષે છોકરાઓમાં અનાદર ઉત્પન્ન થાય એવું કહેવું, એ ઠીક છે?”

“ખોટા ગુરુ વિષે અનાદર ઉત્પન્ન થાય તો તેમાં ખોટું શું?” વિનાયકરાવ બોલ્યા.

“સમજશો, એ પણ તમે પાછળથી સમજશો,” ગિરિધરરાવ બોલ્યા: “ને નાના છોકરાઓને રાજકારણમાં પડવાને ઉશ્કેરવા અને પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે મારામારી, બોંબ, વગેરે તરફ એમનાં મન વાળવાં એ સારું છે, એમ તમે માનો છો? આ બાળુ અને સુનંદ કેવા સારા છોકરા છે; પણ હમણાં તેમની વર્તણૂક જુઓ, કેવી થઈ ગઈ છે!”

“તેઓ શું કરે છે?” વિનાયકરાવે પૂછ્યું.

“કરે શું? પથ્થર? પણ છોકરાંઓની સભામાં મનમાં આવે તેમ બબડે, અભ્યાસ મૂકીને ‘કેસરી’, ‘કાળ’, ‘અમૃતબઝારપત્રિકા’ વગેરે વાંચ્યાં કરે—”

"પણ તેમાં ખોટું શું છે?" વિનાયકરાવે વચ્ચે પૂછ્યું.

"ખોટું એ છે કે તેથી તેમનો અભ્યાસ બગડે છે. હવે સુનંદ હોંશિયાર છે અને બાળુય સારો અભ્યાસ કરે છે, એ વાત રહેવા દો. પણ એકંદર રીતે આ સારું નથી. આ સુનંદ તો એવો જવલજ્જહાલ બની ગયો છે, કે તમે એનો એક પણ શબ્દ સાંભળો તો છક થઈ જાઓ. એ તો શિવાજીનો અવતાર થવાનો છે, અને બાળુ તેનો તાનાજી બનશે! નહિ તો એમ કહીએ કે બાળુ થશે શિવાજી અને સુનંદ થશે એનો રામદાસ! કારણ એ મોટો તત્ત્વવેત્તા અને વેદાન્તી છે; રાજકારણમાં તો એ મોટો પંડિત છે!"

"અને તમારો રાવબા શું થશે?" વિનાયકરાવે હસતાં મજાકના સ્વરમાં પૂછ્યું.

"તે ચન્દ્રરાવ મોરે* થશે!" ગિરિધરરાવે એવા જ સ્વરે જવાબ આપ્યો.

"નહિ તો એમ કહીએ કે એ ત્રણે નવયુગના લાલ, બાલ, પાલ થવાના છે!" વિશ્વાસરાવ બોલ્યા.

"સર, તમે અમારી મશ્કરી ભલે કરો," સુનંદ હવે વચ્ચે બોલ્યો: "પણ 'ભિક્ષાં દેહિ' કરીને સ્વરાજ્ય મળી શકતું નથી, એ વાત અમને સાચી લાગે છે."

"અલ્યા, પણ તેં કાંઈ ઇતિહાસ વાંચ્યો છે? કોઈ શાસ્ત્રો વાંચ્યાં છે? ડાર્વિન ને સ્પેન્સર જેવાનાં નામ પણ સાંભળ્યાં છે?"

"એ નામ દિવસમાં દશ વાર તો તમારે મોઢે તેઓ સાંભળે છે," વિનાયકરાવ હસતા હસતા બોલ્યા.

"મશ્કરી ભલે કરો, પણ આ છોકરાઓનો અધિકાર રાજકારણમાં બોલવાનો છે ખરો?" ગિરિધરરાવ શાંત સ્વરે બોલ્યા.

---

* એ શિવાજીનો વિરોધી હતો અને એને હાથે જ મરાયો હતો.

"અમારો અધિકાર નથી; પણ રામ, કૃષ્ણ, શિવાજી, બાજીરાવ વગેરે અધિકારી વ્યક્તિઓનો પાઠ શો છે?" સુનંદે પૂછ્યું.

"અલ્યા, તે વેળાના સંજોગો ને આજના સંજોગોમાં જરાય સામ્ય છે? તે નાશિકના રામ, કૃષ્ણ ને શિવાજીના શ્લોક ને પેલો તાનાજીનો પોવોડો ને સ્વાતંત્ર્યગીતની ભૂપાળી મોઢે કરી તાલસૂરથી ગાયાં એટલે સ્વરાજ્ય થોડું મળવાનું છે? સ્વરાજ્ય મેળવવા માટે તો તૈયારી જોઈએ."

"તે તૈયારી કરો એમ તો ટિળક કહે છે."

"તેમની તૈયારી પુષ્કળ થઈ છે; પણ તમે હવે સ્ત્રીઓનાં ગાંસડાંપોટલાં બાંધીને ઊતરવાની તૈયારી કરવા મંડો. હવે મુંબઈ આવી ગયું છે," આમ બોલી ગિરિધરરાવે ભાષણપ્રવાહ થોભાવ્યો એ ઠીક થયું. કારણ તે જ વખતે સુશીલાને ઊલટીનો ઊબકો આવ્યો અને તે ખૂબ ઓકી પડી. તેની એ ઊલટી જોઈ ને ઉષા, અન્નપૂર્ણાબાઈ, લક્ષ્મીબાઈ, પાર્વતીબાઈ એ બધાંને ઊબકા આવવા લાગ્યા, ને ટિળક, ગોખલે, અરવિંદ ઘોષ વગેરે સ્વર્ગીય તારા ઉપર ગયેલી તેમની નજર સમુદ્રનાં ખારાં પાણી તરફ અને બોટમાંની ગંદકી ઉપર પડી!

* * *

આવું તે જ વખતે બન્યું, એવું થોડું જ છે? આપણા જીવનમાં એ જ વાત હમેશાં નથી બનતી? ઉચ્ચ વિચાર અને ઉચ્ચ આદર્શ છોડીને આપણે હમેશાં જ આવા ગંદા વાતાવરણમાં નથી ગબડી પડતા? પણ જવા દો, શુષ્ક તત્ત્વજ્ઞાનમાં પેસવાની હમણાં કશી જરૂર નથી.

## [૧૦] માતાનાં હૃદય

બાળુ હવે સોળસત્તર વર્ષની ઉંમરનો થયો છે. ને સોનગામની હાઈસ્કૂલના નાના શા સભામંદિરમાં ટેબલ પાસે ઊભો રહીને જિજ્ઞાસુ બાળમંડળના સેક્રેટરી તરીકે સન્માનનીય વ્યાખ્યાતા અને મહેમાનનો આભાર માની રહ્યો છે. પ્રમુખસ્થાન ઉપર સ્વાભાવિક રીતે ગિરિધરરાવ હેડમાસ્તર બેઠેલા હતા. વિનાયકરાવ, વિશ્વાસરાવ વગેરે સદ્‌ગૃહસ્થો વ્યાખ્યાન માટે આવેલા હતા અને તેઓ ખુરશી પર બેઠેલા હતા. તેમની સ્ત્રીઓ અને છોકરીઓ (તદ્દન નાની છોકરીઓ) પણ આવેલી હતી, ને નિશાળની ૮–૧૦ કન્યાઓ જ્યાં બેઠી હતી ત્યાં જાજમ ઉપર બેઠી હતી. વ્યાખ્યાનમાં સ્ત્રીઓ આવી હતી તેનું કારણ એ હતું કે વ્યાખ્યાન ધાર્મિક વિષયને અંગે હતું, ને વક્તા અમેરિકા જઈ આવેલા ને જાણીતા હતા. તેમનું શરીર ઊંચું ને કદાવર અને ચહેરો ભવ્ય હતો. તેમણે ભગવાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. વ્યાખ્યાન હવે પૂરું થઈ ગયું હતું, ને સુનંદ ને રાવબા વગેરે છોકરાઓએ નાસ્તિકતા વિષે કેટલીક શંકાઓ સ્વામીજીને પૂછી હતી. તેમના જવાબ પણ મળી ગયા હતા. પ્રમુખે નાનકડું ભાષણ કરી યોગ્ય શબ્દોમાં (સ્પેન્સરને વધારે અંદર આણ્યા વિના) ટૂંકમાં આભાર માન્યો હતો. બાળુ હવે હાથમાં પુષ્પહાર લઈ વક્તા તરફ

મોં કરીને ( અને વચ્ચેવચ્ચે સ્વાભાવિક રીતે અજાણતાં સુનંદ તરફ જોઈને ) બોલતો હતો. તેનું ભાષણ કાંઈક અટકીઅટકીને જ થયું; પણ એક છોકરાના પ્રમાણમાં એ ઠીક હતું. ભાષણ નીચે મુજબ હતું.

"આપણા ગુરુજનોને અને આજના ચતુર્થાશ્રમીય મહેમાનને નમ્રતાથી વંદન કરી હું હવે મારી ફરજ બજાવું છું. તે ફરજ કઈ છે, એ કહેવાની જરૂર નથી. આજનું વ્યાખ્યાન વિદ્વત્તાથી પરિપૂર્ણ હતું જ, પણ તે રસ—( અટકે છે. ) પૂરણ હતું ( પૂરણનું સ્મરણ થવાથી હાસ્ય ઉત્પન્ન થાય છે ), એ એની વિશેષતા હતી. આથી વધારે મહત્ત્વની વાત એ છે કે સ્પેન્સર વગેરે પાશ્ચાત્ય લોકોના અભિપ્રાયો સાંભળ્યા પછી 'ઈશ્વર અજ્ઞેય છે અને એની ઉપર શ્રદ્ધા રાખવી એ અજ્ઞાનમૂલક છે' એવું આપણે માનતા થયા હતા એ આપણી કેવી ભૂલ હતી એ સ્વામીજીએ પોતાની રસદાર ને ( અટકે છે. હાસ્ય ) અનુભવના આધારવાળી ભાષામાં આપણને બતાવી આપ્યું છે. એ વસ્તુ આપણને ઠસી હોય કે ન હોય, પણ આપણાં બધાંનાં મન ઉપર—મારા મન ઉપર તો તેની વિશેષ અસર થઈ છે, અને બીજા બધાની ઉપર પણ એવી જ અસર થઈ હશે એમ મારું માનવું છે. મૂર્તિપૂજા કરવી એ અજ્ઞાનમૂલક છે એવું આપણે હમણાંનાં પુસ્તકોમાં વાંચીએ છીએ; ને નિશાળમાંય આપણને એ જ પ્રકારનું શિક્ષણ મળે છે. છતાં આપણે ઘેર તો મૂર્તિપૂજા કરીએ જ છીએ ! મનમાં આપણને ઘણી વાર એવું લાગે છે કે ઘેર આપણે મૂર્તિ-પૂજા કરીએ છીએ એ મૂર્ખાઈ તો નથી ? આ સવાલનો જે જવાબ સ્વામીજીએ અનેક પ્રકારની દલીલો કરીને અને દાખલા આપીને આપ્યો છે, તે વિચાર કરવા જેવો છે; અને અમે તેનો વિચાર કરીશું એવી સ્વામીજીને નમ્રતાથી ખાતરી આપીને અને આવેલા બધા મહેમાનોનો આભાર માનીને સ્વામીજી વિષે અમારાં મનમાં જે પૂજ્યબુદ્ધિ છે, તેના 'પ્રતીક' તરીકે ( તેમણે જ આ પ્રતીક શબ્દ

આજે મને શોખવ્યો છે) (નિષ્કારણ તાળીઓનો ગડગડાટ) તેમને ગુરુજીને હાથે આ પુષ્પહાર બધાંની વતી અર્પણ કરું છું."

બાળુનું ભાષણ પૂરું થયા પછી હારતોરા થયા બાદ સભા વિખેરાય તે પહેલાં ગિરિધરરાવે નિશાની કર્યાથી સુશીલા પોતાની જગાએથી ઊઠી ને ટેબલ તરફ જવા લાગી. તેના હાથમાં નાની પેનસિલ ને કાગળનો એક નાનો ટુકડો હતો. ટેબલ પાસે જઈને, છેડો ઠીક કરીને (તે હવે બાર વરસની થઈ હતી) ગભરાયેલે સ્વરે જાણે પાછળ વાઘ ધાતો હોય એવે અવાજે, કાગળ પર લખેલા મુદ્દા તરફ વારંવાર જોઈને શૂન્ય દૃષ્ટિથી તે બોલવા લાગી:

"ભાઈઓ, બહેનો, અને વડીલો! (છોકરાઓ તાળીઓ પાડે છે. સુશીલા ભૂલ થઈ ગઈ છે, એમ માની જીભ બહાર કાઢે છે ને શરમાય છે.) ગુરુજીની આજ્ઞાથી અહીં આવેલી બહેનોનો આભાર માનવા હું ઊભી થઈ છું. આજના પ્રમુખ તો આપણા જ છે, એટલે તેમનો ઉપકાર હું માનતી નથી. વિદ્વાન વ્યાખ્યાતા અને પુરુષ મહેમાનોનો ઉપકાર બાળુએ (જીભ બહાર કાઢી કરડે છે; તાળીઓ)— બળવંતરાવે માન્યો છે. આપણા ગામમાં સ્ત્રીઓ સામાન્ય રીતે વ્યાખ્યાન માટે આવતી ન હતી. આજના જેવાં ધાર્મિક વ્યાખ્યાનો થાય છે, ત્યારે દશપંદર બહેનો આવવા લાગી છે. પણ બહેનોએ સાચેસાચ આવવું જોઈએ. વિદ્યા અને જ્ઞાન ખૂબ મહત્ત્વનાં છે. આપણા પ્રાંતમાં સ્ત્રીશિક્ષણ ખૂબ ઓછું છે. લોકો પોતાની દીકરીઓને નિશાળમાં મોકલતા નથી. હમણાં હમણાં બેચાર વરસથી અંગ્રેજી શાળામાં પાંચસાત કન્યાઓ આવવા લાગી છે. પણ હવે પછી આ સ્થિતિ સુધારવી જોઈએ. લોકોને હું ઉપદેશ કરું તો નાને મોંએ મોટી વાત કરવા જેવું થાય. પણ આપ ક્ષમા કરશો. આજના જેવું વ્યાખ્યાન સ્ત્રીઓ સાંભળે તો ખોટું શું? સ્ત્રીઓને પુરુષો અજ્ઞાનમાં રાખે છે અને પછી તેમની મશ્કરી કરે છે. અમે સ્ત્રીઓ

તુળસીક્યારામાં પાણી નાખીએ છીએ, તેથી કેટલાક મોટા માણસો અમારી મશ્કરી કરે છે. તેમનું જોઈ છોકરાઓ પણ મજાક કરે છે. ઝાડમાં દેવ ક્યાંથી? પથ્થરમાં ક્યાંથી? એવું એવું પૂછીને અમને પજવે છે. તેમનાં નામ હું આપતી નથી. (હાસ્ય અને તાળીઓ. સુશીલા શરમાઈને જીભ બહાર કાઢે છે.) અમારી મજાક કરવાનું કામ સહેલું છે, પણ આજે સ્વામીજીએ મૂર્તિપૂજાનું જે મંડન કર્યું છે, તેનું ખંડન અહીં બેઠેલો કયો છોકરો કરી શકે તેમ છે? 'પ્રતીક' વગેરે જે કાંઈ કહેવાયું છે, તે મને બરાબર સમજાયું નથી એ શબ્દનો તો અર્થ પણ હું સમજી નથી. (હાસ્ય.) પણ વ્યાખ્યાન સરસ થયું, એટલું તો સમજાયું જ છે. (હાસ્ય.) (કાંઈક ગુસ્સાથી) મને સારું ભાષણ કરતાં નથી આવડતું, પણ મહેમાન બહેનોનો આભાર માનવાની ગુરુજીએ મને આજ્ઞા ફરમાવેલી, તેથી જ હું અહીં આવી છું. ફરી એકવાર આભાર માની અને વ્યાખ્યાનોમાં આજની જેમ વારંવાર આવવાની વિનંતિ કરીને હું બેસી જઈશ."

સભા બરખાસ્ત થવા પછી છોકરા પોતપોતાને ઘેર જવા લાગ્યા. વિનાયકરાવ, વિશ્વાસરાવ અને ગિરિધરરાવ તેમજ ગામના બીજા સદ્‌ગૃહસ્થો સ્વામીજી સાથે પાંચદશ મિનિટ આમતેમ વાતો કરીને ઘેર જવા લાગ્યા. કેટલાક ફરવા, તો કેટલાક દેવદર્શને જવા, કેટલાક કોકને ઘેર પાનસોપારી ખાવા, તો કેટલાક બીડીઓ ફૂંકવા, કેટલાક પોતાની સ્ત્રી સાથે ઘુસપુસ વાતો કરવા, તો કેટલાક ડાહ્યા બનીને હીંચકે બેસી ચા પીવા ઊપડી ગયા. સ્ત્રીમંડળ પોતપોતાને ઘેર જ ગયું. તેમાંનો ઘણીખરી તો બાળુ અને સુશીલાનાં ભાષણ વિષે જ વાતો કરતી હતી. કેટલીક તેમને શાબાશી આપતી હતી તો કેટલીક મજાક કરતી હતી. અન્નપૂર્ણાબાઈએ પોતાના પુત્ર વિષે અને લક્ષ્મીબાઈએ પોતાની કન્યા વિષે કેટલું અભિમાન અનુભવ્યું હશે તેનું માપ તો માતાનું હૃદય જ કાઢી શકે. બોલતી વખતે તો અન્નપૂર્ણાબાઈ

સુશીલાની સ્તુતિ અને બાળુની મશ્કરી અને લક્ષ્મીબાઈ બાળુની સ્તુતિ અને સુશીલાની મશ્કરી કરતાં હતાં. રાવબાની બા બન્નેની સ્તુતિ કરતી હતી.

એમની પાછળ તે છોકરા અને સુશીલા પણ આવતાં હતાં. રાવબાએ સુશીલાના ભાષણની ઉપલક વ્યંગપૂર્ણ સ્તુતિ કરી, "બૈરાં તે બૈરાં જ—આખરે બધો તાલ બગાડવાનાં જ!" એવો શેરો માર્યો. પણ સુશીલા હવે ટોળમશ્કરીની બાબતમાં ચાર શબ્દ સાંભળે તો બે શબ્દો તો સામા કહે એવી બની ગઈ હતી. તે તરત જ બોલી: "છેવટે તાલ બગડ્યો એ ખરું, પણ કરવું શું? અમને ક્યાંથી ગળ્યો રસ, રસનું પૂરણ ને એવી રસદાર વાનીઓ બનાવતાં આવડે? અમે સ્ત્રીઓ દાળનું પૂરણ બનાવીએ, પણ રસનું પૂરણ કેવી રીતે બનાવવું તેની અમને ખબર નથી." હવે રાવબા બાળુનું સમર્થન કરવા લાગ્યો. સુનંદ અત્યાર લગી કશું બોલતો ન હતો, કારણ તે સ્વભાવે મનનશીલ, અંતર્મુખ, અને સંસ્કારપટુ હતો. આજના વ્યાખ્યાનથી એના વિચારોમાં ઘડભાંગ ઉત્પન્ન થઈ હતી. બાળુના મનમાંય ઘડભાંગ શરૂ થઈ હતી, પણ તે એટલી બધી તીવ્ર નહોતી. પણ તે વિવાદ કરવા—વિનોદચર્ચા કરવાય હમણાં તૈયાર ન હતો. તેણે વિષય બદલવાના હેતુથી કહ્યું: "ગમે તે હોય, સુનંદ, પણ આજના વ્યાખ્યાનથી મારા મનનું સાચું સમાધાન થયું નથી. તારા મનને શાંતિ વળી છે? ને રાવબા તને? તારો શો મત છે?"

"અરે, મારો મત તો આ બાબતમાં સાવ નિશ્ચિત છે. દેવ વગેરે બધું અજ્ઞેય છે," રાવબાએ જવાબ આપ્યો.

"મને લાગે છે કે દેવ છે," બાળુ બોલ્યો: "કારણ જો આટલું સૌંદર્ય છે, જો આટલી સુવ્યવસ્થા દેખાય છે, તે કાંઈ એમ ને એમ

ઉત્પન્ન થયાં નથી. સુનંદ મારી આ દલીલની મજાક કરે છે, ને મને હંમેશાં પૂછે છે કે 'તમારા વ્યવસ્થાપક દેવનો વ્યવસ્થાપક કોણ?' પણ મને જોકે આ સવાલનો જવાબ દેતાં ન આવડે, તોપણ એટલું તો સમજાય છે કે અકસ્માતથી આ આટલી બધી સુવ્યવસ્થા ઉત્પન્ન ન થઈ શકે! અકસ્માતથી જેમ એકાદ કાવ્ય કે નવલકથા લખી શકાતી નથી, ને એને માટે કોઈક કવિ કે નવલકથાકારની જરૂર પડે છે, તેમ જગતરૂપી ગ્રંથની વાત છે. આ ગ્રંથનો કોઈક કર્તા બેશક હોવો જોઈએ."

"હવે તમારો બાળુ, જુઓ, કેવું સરસ બોલે છે," પાસે ચાલતાં લક્ષ્મીબાઈ બોલ્યાં: "પણ ત્યાં સભામાં કાંઈક શરમાયો."

"પણ તોય હિંમતથી આટલુંયે બોલ્યો, એ કાંઈ ઓછું છે?" રાવબાની બાએ કહ્યું: "ને તમારી સુશીલાય, બહેન, કેટલી હોંશિયાર છે! કેવું સરસ બોલી!"

"શાનું સરસ બોલી? ગભરાઈ તો ગઈ હતી?" તેની બાએ કહ્યું: "આપણે બૈરાં પુરુષોની જેમ બોલી જ શકતાં નથી."

"ગભરાઈ ગઈ ખરી, પણ એટલુંય બોલી તો ખરીને? ને તેય કેટલું સુંદર બોલી! નહિ તો આપણે તો બોલી જ ન શકીએ."

"પણ આપણા વખતમાં છોકરીઓને નિશાળે કોણ મોકલતું હતું?" લક્ષ્મીબાઈ બોલ્યાં: "ને હમણાંય મોકલીને લાભ થવાનો છે કે નુકસાન, કોણ જાણે? દીકરીઓ મોટી થાય પછી તે પરણશે કેવી રીતે?"

"પરણવામાં શો વાંધો આવવાનો છે?" રાવબાની બાએ જવાબ દીધો: "તમારી સુશીલા જેવી કન્યાને ગમે ત્યાં સારું ઠેકાણું મળી જશે. મારા રાવબાને એવી વહુ મળે, તો હું હોંશથી એને પરણાવી દઉં."

"તો કરોને નક્કી બન્નેનાં લગ્ન," બાળુની બા બોલી ઊઠી. "પહેરામણી વગેરેનું થઈ રહેશે પાછળથી."

"એ શાનાં પોતાની દીકરી અમારે ત્યાં આપે! તેમને—"

"ન શું કરવા આપીએ? પણ તમારે સ્વીકારવી તો જોઈએ ને? ને તમે સ્વીકારો, તોય રાવબાને પસંદ હોવી જોઈએ ને? આજકાલ તો વરને કન્યા બતાવ્યા પછી તે તેને પસંદ કરે એવો રિવાજ નવો નીકળ્યો છે!"

"અમારા રાવબાને તો એ પસંદ છે હું; એટલે પસંદ પડશે, એમ મને લાગે છે."

રાવબાની બાએ એ ગુપ્ત વાત છુપાવવાનો પ્રયત્ન કર્યો, પણ હવે તે તેના મોંમાંથી અડધુંપડધું તો નીકળી જ ચૂક્યું હતું, એટલે સુશીલાની બાને કેટલું બધું સારું લાગ્યું હશે એની તો કલ્પના જ કરવા જેવી છે. કારણ એને તો એ ઠેકાણું પસંદ હતું; પણ તેને સ્વીકારશે કે નહિ એની તેમને બીક હતી.

બીજી બીક પોતાના પતિની સંમતિ મળશે કે નહિ એ હતી. પણ એ કિલ્લાને સુરંગ લગાડવાનું કામ બે વરસથી ચાલી રહેલું હોવાથી તેને સર કરતાં થોડીઘણી મુશ્કેલી પડે એમ હોય, તોય વધારે નહિ પડે એની એમને ખાતરી હતી. છતાં સાવચેતી રાખવાના હેતુથી "આપણા સ્ત્રીઓના હાથમાં છે શું? પુરુષોના ધ્યાનમાં આવે તે ખરું," આમ કહી કિલ્લો સર કરવાનો વિચાર એમણે કાયમ કર્યો એટલામાં તો એમનું ઘર આવ્યું. સુશીલા કેટલે દૂર રહી છે, તે જોવા માટે એમણે પાછળ જોયું, તો તે બાળુની ડાબી બાજુએ ચાલી રહી હતી, અને એ ત્રણ છોકરાની ક્રિકેટની વાતો સાંભળવામાં મગ્ન થઈ ગઈ હતી, એમ તેમને દેખાયું.

## [૧૧] શેરડી અને કોળું

**અ**ચલેશ્વરીની ટેકરી ઉપર ત્રણ મોટા પથ્થરો ઉપર રાવબા, બાળુ, અને સુનંદ ત્રિકોણમાં બેઠા હતા. બે અઠવાડિયાં પહેલાં બન્ને પક્ષની ક્રિકેટ કલબની મૅચ હતી, તેમાં બોલાચાલી અને મારામારી થવાથી બન્ને પક્ષોને શરમાવા જેવો દેખાવ થયો હતો. તેનું સમાધાન થવાનો સંભવ છે કે કેમ, તે જોવા માટે બાળુએ આ બેઠક મેળવવાની તક લીધી હતી. ટેકરી ઉપર ચઢતી વખતે એ ત્રણ જણા વચ્ચે ખાસ વાતચીત થઈ ન હતી, ને હમણુાંય કશી થતી ન હતી. મુખ્ય મુદ્દાની શરૂઆત કોણ કેવી રીતે કરે એ જ મુખ્ય પંચાત હતી. દરેક જણ આસપાસનું દૃશ્ય જોઈ જોઈને 'આ જુઓ, પેલું જુઓ' એવી વાતો કરી કરીને મુખ્ય વસ્તુની પાસે જવાનો ડર દર્શાવતો હતો. આસપાસનો દેખાવ પણ તેમની એ વૃત્તિને સહાયક થાય એવો હતો, કારણ એ સાચે જ જોવા જેવા હતો. શ્રાવણ માસના દિવસો હતા. મૅચ થઈ તે દિવસે જોકે વરસાદ ન હતો, તોય આજ આઠ-દશ દિવસથી હેલી સતત ચાલુ હતી. અને તે એટલી બધી કે પૂના મુંબઈના લોકોને એનો ખ્યાલ સરખોય આવી ન શકે. આ હેલીથી આસપાસના ડાંગેરના ક્યારામાં બધે જળજળબંબાકાર થઈ ગયું હતું.

એ બધા કયારા પાણી નીચે ડૂબી ગયા હતા, ને ગામની આસપાસ પાણીનો જાણે મહાસાગર ભરાઈ ગયો હોય એમ લાગતું હતું. અચલેશ્વરીની ટેકરી ઉપરથી, ચોમાસું પૂરું થયા પછી, એક બાજુએ નદી અને બીજી બાજુએ ખાડીનો ફાંટો, એવો જે દેખાવ સ્પષ્ટ દેખાતો, તે હવે અદૃશ્ય થઈને નદીનું પાણી ખાડીમાં જઈ જાણે સૃષ્ટિનું મૂળભૂત ઐક્ય ત્યાં સ્થાપન થવા લાગ્યું હતું. ટેકરી ઉપરથી ગામનાં ઘર કાંઈ સ્પષ્ટ રીતે દેખાતાં ન હતાં. કારણ એ આંબા, કાજુ, ફણુસ વગેરે ઝાડોથી ઢંકાઈ ગયાં હતાં. વચ્ચેવચ્ચેથી ધુમાડાના ગોટા નીકળતા હતા, તે ઉપરથી આ ઘરોનું અસ્તિત્વ જણાતું હતું. અચલેશ્વરીના ડુંગરનો રસ્તો માત્ર મરોડીના રંગથી રાતો જણાતો હતો, પણ આસપાસનો પ્રદેશ કાજુ, ફણુસ, જાંબુ, આંબા, સાગ, મહુડા વગેરે ઝાડ, ભાતભાતના વેલા, ખરસાણીની ઝાડીઓ, થોરનાં મોટાંમોટાં જૂથ, ભાતભાતનાં ઘાસ, ને નવા ઊગેલા નાના છોડવા, આ બધાંથી લગભગ લીલોછમ થઈ ગયો હતો. લગભગ કહેવાનું કારણ એ હતું કે જ્યાંત્યાં પાણીનાં ઝરણાં વહેતાં હતાં ને કયાંકક્યાંક સફેદ અને રતાશપડતાં હતાં. પોતાને તળિયે જાતજાતના સાપોને અને વીંછીઓને નિવાસસ્થાન આપતા પથ્થરો આમતેમ પથરાયા હતા. તે કાળા મેંશ જેવા હતા, તેથી તે દૃશ્યમાં વૈચિત્ર્ય આવ્યું હતું. આજે આકાશ અભ્રાચ્છાદિત હોવાથી, ત્યાંની હવા જ તેવી હોવાથી અને ડુંગર ચઢીને થાક લાગેલો હોવાથી તેમને બફારો થતો હતો ને વારંવાર તેઓ 'હાશ'નો ઉદ્‌ગાર કાઢતા હતા. એ 'હાશ' કદાચ માનસિક શ્રમની અસર પણ હોય; પણ એ તો સાવ જુદી જ વાત છે. સાંજની વખતે આકાશમાં ઠેકઠેકાણે દેખાતી રતાશ, રસ્તાની તેમજ તૂટેલી કરાડોની રતાશને એક નવીન પ્રકારની રતાશનો પાસ આપતી હતી. પવન વધારે ન હતો. બેઠકના પથ્થરો ઠંડાગાર હતા, પણ હવા એટલી બધી ઠંડી ન હતી, ને સૌનાં ચિત્ત તો સંતપ્ત જ હતાં. રાવબાએ માથામાં નાખેલા તેલની, હાથે ચોપડેલા અત્તરની, અને કાને ખોસેલાં રૂનાં પૂમડાંની

વાસ ત્રણેની ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરતી હતી. ઝરાના ખળખળ અવાજ સિવાય કે પક્ષીઓના કલરવ સિવાય બીજો કશો અવાજ કાને આવતો ન હતો. અવાજ આવતો જ હોય, તો ભસતા કૂતરાનો, આરડનારી ભેંશનો, બાંધડનારા બળદનો કે ભાંભરનારી ગાયનો વચ્ચેવચ્ચે આવતો હતો. આવા આ દૃશ્યનું નિરીક્ષણ થયા પછી સુનંદે એકબે નિઃશ્વાસ મૂકયા ને કાંઈક બોલવું જોઈએ તેથી સામેની એક ટેકરી બતાવી, 'તે એટલી ગોળ ને સુંદર કોણે કેવી રીતે બનાવી હશે?' એવો પ્રશ્ન તેણે જાણે હવાને જ પૂછ્યો.

તરત જ રાવબાએ "Nature, natural forces—સૃષ્ટિ-નિયમો," એવો જવાબ આપ્યો.

"સૃષ્ટિનિયમો તો ખરા જ, પણ તેમાંથી આ સૌંદર્ય કેવી રીતે ઉત્પન્ન થયું એ પ્રશ્ન છે. સૃષ્ટિના નિયમો કોણે કર્યા, આ નિયમોની પાછળ કોઈ નિયામક છે કે નહિ, એ મારો પ્રશ્ન છે. નિયામક નહિ હોય તો આ સુવ્યવસ્થા કેવી રીતે ઉત્પન્ન થઈ, ને હોય, તો વીંછી, સાપ વગેરેને તે શા માટે ઉત્પન્ન કરે છે એવી મારી શંકા છે."

"આ શંકાનો પાછળથી વિચાર કરીશું," બાળુ બોલ્યોઃ "હવે આપણે આજના પ્રશ્ન તરફ વળીએ. રાવબા, તને બોલાવવાનું કારણ એ છે કે આપણી બે કલબ છે તે એક કરી નાખીએ, એવો અમારા મનમાં વિચાર આવ્યો છે. બે કલબ હોય એટલે ખોટી હરીફાઈ થાય, ને તેથી ઝઘડા ને મારામારી પણ સ્વાભાવિક રીતે થાય."

"પણ તેનો ઉપાય શો?" રાવબા બેપરવાઈના સ્વરે બોલ્યોઃ "જગતમાં એ જ ચાલે છે. Struggle for existence —જીવનકલહ બધે ચાલે છે. આ સ્પેન્સરનો સિદ્ધાંત મારા બાપા હંમેશાં કહે છે, તે ખોટો છે કે શું?"

"જીવનકલહ બધે નથી ચાલતો," સુનંદ બોલ્યો: "બાળકો અને માબાપ, તેમજ ભાઈબહેનોની વચ્ચે જીવનકલહ નથી હોતો. મિત્રોની વચ્ચેય તે ન હોવો જોઈએ, એવું મારું કહેવું છે."

"તમે sentimental—ભાવનાપ્રધાન છો. પણ મારા મનમાં પિતાજીના સિદ્ધાંતો બરાબર ઠસી ગયા છે. અને મને તમારા કોમળ વિચારો બિલકુલ પસંદ નથી. હું બોલું છું એ કઠોર લાગશે, પણ કઠોર સત્ય તદ્દન સરળ રીતે કહી નાંખવું અને તે જ આખરે હિતકારક હોય છે, એ વાત પિતાજી પાસેથી હું શીખ્યો છું. ને મારો પણ તેવો જ અનુભવ છે."

"અમારો કાંઈ તેવો અનુભવ નથી," બાળુ બોલ્યો.

"નહિ હોય," રાવબાએ જવાબ દીધો: "પણ એ વાત છુપાવવાની કશી જરૂર નથી, કે આપણા વિચાર, આપણી ધાર્મિક માન્યતાઓ, આપણા રાજકીય ખ્યાલો, બધું ભિન્ન છે. મારા પિતા મૉડરેટ છે, તારા જહાલ છે, હું તદ્દન મવાળ છું, તમે જવલ્જ્જહાલ છો. તમે પોતાના મિત્રોને લઈ આવીને આ અચલેશ્વરીના મંદિરમાં સ્વદેશીની પ્રતિજ્ઞા લો છો. મને સ્વદેશી કેવળ પાખંડ લાગે છે. ધાર્મિક બાબતોમાં તમે પહેલાં નાસ્તિક બન્યા હતા, તે હવે પાછા આસ્તિકતા તરફ વળ્યા છો. સંધ્યાની પોથી આણીને પાછા સંધ્યા કરવા લાગી ગયા છો, યોગાસનો કરવા મંડી પડ્યા છો, અબોટિયાં વગેરે પહેરવાની શરૂઆત કરી છે, એ બધુંય હું જાણું છું. તમારા પેલા સ્વામીના વ્યાખ્યાનની આ અસર છે કે સ્વદેશાભિમાનની કે બીજા કશાની, એની મને ખબર નથી. પણ તમારા મારા આચાર-વિચારમાં એટલો મોટો ફરક છે, કે આપણો કદી મેળ ખાવાનો નથી."

"ક્રિકેટમાં રાજકારણનો કે ધર્મનો સંબંધ ક્યાં આવે છે?" સુનંદે પૂછ્યું.

"બરાબર આવે છે," રાવબાએ જવાબ દીધો: "શેરડી અને કોળાં એક પોટલામાં બાંધવામાં કશો અર્થ નથી, એવું મોડરેટ પક્ષ કહે છે, તે જ સાચું છે. તમે જહાલ ને આ સુનંદ તો જવલજ્જહાલ, અને હું મવાળાગ્રણી છું ( આ સુનંદના જ શબ્દો છે ). એટલે આપણું કેવી રીતે બને? સરકારે ટિળક, 'કાળ'કાર, વિજાપુરકર વગેરેને કેદમાં નાખ્યા એ તમને જુલમ લાગે છે. મારા પિતા અને હું એમ માનીએ છીએ કે સરકારને ગાળો દેવી, ને ગાળો દેવાને કારણે સરકાર તેમને જેલમાં પૂરે એટલે પાછળથી તેનો દોષ કાઢવો, એનો શો અર્થ છે? સરકાર તદ્દન યોગ્ય હોય તે જ કરે છે. આ 'struggle for existence' છે, અને 'Everything is fair in love and war.' રાજકારણ છોડીને ખાનગી વહેવારમાં જોઈએ તો ત્યાં પણ એનું એ જ. આપણે એકબીજાના મિત્ર કહેવડાવીએ છીએ, છતાં નાનપણથી આપણા કજિયા થયાં કરે છે અને હમણાં તો એક નવું કારણ ઉત્પન્ન થવા માંડયું હોય, એમ દેખાય છે."

"એ કયું કારણ છે?" સુનંદ અને બાળુએ સાથે પૂછયું.

"સાચેસાચ કહેવાની વાત મારા સિદ્ધાંતને અનુસરે એવી છે, પણ નથી કહેતો. 'Everything is fair in love and war,' એટલું જ ફરીથી એકવાર કહું છું. એમાં સમજાય એટલું સમજી લેજો. Love વિષે હું હમણાં બિલકુલ બોલતો નથી. પછીથી લડવું પડશે ત્યારે લડી લઈશું; પણ એ વાત ચોક્કસ છે કે જીવન-કલહમાં, રાજકીય કલહમાં અને પ્રેમવિષયક કલહમાં બધે મારે વિજય જોઈએ છીએ. વિજય માટે જે જે મારે કરવું પડશે તે તે બધું હું આવશ્યક અને યોગ્ય માનું છું. ક્રિકેટની મૅચનો જ દાખલો લો. હું L. B. W. હતો ખરો, પણ અમારા અંપાયરે નૉટ-આઉટ જાહેર કર્યો એટલે હું રમ્યો, એમાં મને કશો ગુનો દેખાતો

નથી. તમને એમાં લુચ્ચાઈ લાગી, ને તમે તે કહી બતાવીય ખરી. આપણી મારામારીનું આ સાચું કારણ. પાછળથી આવ્યું તે નિમિત્ત-કારણ. આ બધાનો સાર એટલો જ કે આપણું ન જ બને એવો જોગ આવી ગયો છે. આગળ ઉપર આપણે કૉલેજમાં જઈશું, તો ત્યાંય આપણા કજિયા થવાના છે ને એ પછી રાજકારણમાં પડીશું, તો ત્યાંય થવાના છે. નદીનાં પાણી અને ખાડીનાં પાણી કદી એક થવાનાં નથી!"

"પણ હમણાં રેલ આવવાથી એક થતાં નથી શું?" સુનંદે કહ્યું.

"ના," રાવબા બોલ્યો. "નદીનું પાણી ઉપર આવે છે, પણ ખાડીના પાણીમાં ફેરફાર નથી થતો. એ ઉપર નથી આવવા માગતું. મારું મન ખાડીના પાણી જેવું છે."

"આમ બોલવા માંડે, એટલે તો વાત અહીં જ અટકી પડશે!" બાળુ બોલ્યો, અને વાતનો વિષય બદલવાને "ચાલો અચલેશ્વરી જઈ તેને પગે પડી આવીએ. પ્રદક્ષિણા ફરીને પાછા ઘેર જઈશું," આમ બોલ્યો.

"ના ભાઈ, મંદિરમાં નથી જવું. દેવદેવીનો અને મારો સાપ-નોળિયા જેવો સંબંધ છે. ને વળી મારે કામ છે. એટલે હું તો ઘેર જાઉં છું!"

આમ બોલી રાવબાએ પોતાની છત્રી લીધી ને પોતાનાં લાલ બનેલાં ચંપલ પહેરીને અને રતાશપડતા ધોતિયાનો કચ્છો મારીને તે નીચે ઊતરવા લાગ્યો. તે બન્ને જણાએ તેને રોકાવાનો વધારે આગ્રહ કર્યો નહિ. તેના ગયા પછી દેવીનાં દર્શન કરી અને તેની આસપાસ પ્રદક્ષિણા ફરી તેઓ મંદિરના પગથિયા ઉપર બેઠા. બોલવાની શરૂઆત સુનંદે કરી. "કજિયાનું વળી એક બીજું કારણ ઉપસ્થિત થવા માંડયું છે, એમ રાવબા બોલ્યો, તેનો અર્થ તું સમજ્યો ખરો?"

"કાંઈક સમજ્યો," બાળુ બોલ્યોઃ "Love વિષે એને કાંઈક બોલવું હતું; પણ એમાં કાંઈ અર્થ છે ખરો ? સુશીલા મને આપવાની વાત ચાલતી હતી, તે હવે એને આપવાની વાત ચાલે છે, ને તેમનાં લગ્ન પણ નક્કી થઈ ગયાં છે. પણ એમાં કજિયાનું કારણ શું છે? યુરોપિયન લોકોમાં કોર્ટિંગ (સંવનન) વગેરે હોય છે એટલે ત્યાં અસૂયા વગેરે હોય છે. આપણે ત્યાં એ વસ્તુ જ નથી. ને આપણી ઉંમર 'કોર્ટિંગ' કરવા જેવી છે ખરી ? મને તો આ ઉંમરમાં પરણવાના વિચાર માત્રથી જ શરમ આવે છે."

"તારું કહેવું બરાબર છે," સુનંદ બોલ્યોઃ "પણ મને ઘણી વાર એમ થાય છે કે સુશીલાને પૂછી જોવું અને તેને જો તું જ ગમતો હોય—"

"Nonsense, આવી મૂર્ખાઈ ન કરતો. આવું કરીને તું મને નાહકનો શરમાવી મારીશ !"

"પણ મારું સાંભળી તો લે. હું એમ કહેતો હતો કે સુશીલાને પૂછી જોવાનું મને ઘણી વાર મન થતું; પણ એના એ નિષ્પાપ ચહેરા તરફ અને સરળ આચરણ તરફ જોઈને એમ લાગતું કે એને લગ્ન વગેરેની હજી કશી સમજ પણ નહિ હોય. એની આગળ આવી વાતો કરવી એ મૂર્ખાઈ છે, એટલું જ નહિ, પણ પાપ પણ છે. એટલે મારી તો હિંમત જ ચાલી નહિ. રાજકારણમાં હું નીડર છું. નાશિકમાં હમણાં જ જેકસન ઉપર જેવો બૉંબ ફેંકાયો તેવો બૉંબ ફેંકવાનું કોઈ કહે તો હું ફેંકી આવીશ, પણ સુશીલા જેવી છોકરી પાસે આવી વાતો કરવી એ શક્ય નથી."

"You are right—તું સાચું કહે છે. તે અમારે ત્યાં હવે પહેલાંની જેમ આવતી નથી. પણ કોક વાર આવે છે, ત્યારે મારી ઠઠ્ઠામશ્કરીય કરે છે, ને મને કેટલી વાર થઈ જાય છે કે મને જેમ

એની સાથે પરણવાનું મન છે, તેમ તેનેય હશે.* પણ તરત જ વિચાર આવતો કે, એવા વિચાર મનમાં આણવા એ મૂર્ખતા જ છે. એ બિચારી તદ્દન innocent છે. આપણે સાચે જ પાપનો વિચાર કરી રહ્યા છીએ, કે આપણે તેને વિષે આમ બોલી રહ્યા છીએ. આપણે હવે બીજો વિષય કાઢીએ."

"કાઢું બીજો વિષય? પણ ગભરાઈ જઈશ, હં?" સુનંદ બાળુ તરફ તાકીને જોતો બોલ્યો.

"કાંઈ ગભરાવાનો નથી," બાળુ બોલ્યો, ને એ હવે શું કહેવાનો છે, એનો પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો.

"કહેતાં પહેલાં દેશના અને દેવના શપથ લે," સુનંદ બોલ્યો, અને તેનો હાથ પકડી તેને મંદિરની અંદર લઈ જવા લાગ્યો. પણ બાળુએ તેનો જ હાથ સખત પકડી તેને નીચે બેસાડ્યો અને બોલ્યો: "રાજકારણના ગુપ્ત કાવતરાના શપથ હોય એમ દેખાય છે! ના, ભાઈ, એવા શપથ લેવા આપણે તૈયાર નથી."

"નહિ તો રહેવા દે. દેશનું થવાનું હોય તે ભલે થતું!" સુનંદે નિઃશ્વાસ મૂકીને કહ્યું. તે આમ બોલ્યો ખરો, પણ તેના મનને શાંતિ થઈ નહિ. કારણ પછી ઘેર જતી વખતે તે બાળુ સાથે વધારે બોલ્યો જ નહિ. પોતાના જ વિચારોમાં તે મગ્ન હતો.

---

* મારા મનમાં પ્રેમની ભાવના છે એમ અત્યાર લગીના મારા જીવનમાં ઓછામાં ઓછા ત્રણચાર પુરુષોને તો લાગ્યું છે. મારા મનમાં તેમને વિષે એવો પ્રેમ કદીય ન હતો! મારી બહેનપણીઓનોય એવો જ અનુભવ છે. પુરુષો આમ કેમ માને છે, કોણ જાણે? કોઇ પણ રીતે તેમનું મન મોહિત કરી, સ્ત્રીઓ તરફ તેમને આકર્ષિત કરી, વંશવૃદ્ધિ કરવાને તેમને પ્રવૃત્ત કરવાનું પોતાનું કાર્ય સૃષ્ટિદેવતા તેમને હાથે સાધી લેવાનો પ્રયત્ન તો નહિ કરતી હોય ને! [ સુશીલાની નોંધ. ]

## [ ૧૨ ] શુભમંગલ સાવધાન

રાવબા મેટ્રિકની પરીક્ષામાં સારી રીતે પસાર થયો તે પહેલાં જ લક્ષ્મીબાઈએ વિનાયકરાવ પાસે સુશીલાનાં લગ્નની વાત કેવી રીતે કાઢી, રાવબાનું સ્થળ હાથેથી જવા દેવું ન જોઈએ એ વિષે આગ્રહ કેવો રાખ્યો, વિનાયકરાવે સુશીલાને વધારે શિક્ષણ આપવાનો આગ્રહ થોડા દિવસ લગી કેવો રાખ્યો, ને પછી તે પણ લગ્નમાં સંમત કેવી રીતે થયા, આ બધી બાબતો વિસ્તારથી કહેવાની જરૂર નથી. મેટ્રિકની પરીક્ષા પૂરી થવાથી પહેરામણીની રકમનું પ્રમાણ કેવી રીતે વધ્યું છતાં એ મુશ્કેલી કેવી રીતે દૂર થઈ, કુંડલીના ગ્રહોની પીડા કેમ કાઢી નાખવામાં આવી, મુહૂર્ત જોતી વખતે કઈ સગવડો ખાસ જોવામાં આવી, ભોજનસમારંભ કેવો સરસ થયો, બેંડ આણવામાં આવેલું કે નહિ, વેવાણોના ઝઘડા થયા તે કેવી રીતે મટયા, કોને કેટલા ખંડ ને કેટલી સાડીઓ આપવામાં આવ્યાં, સ્ત્રીઓને નારિયેળ અપાયાં કે કોપરાંની કાચલીઓ, ઉષાને કેટલી ઘાઘરીઓ કયા પ્રકારની મળી, સુશીલાને કયા પ્રકારની રંગબેરંગી સાડીઓ આપવામાં આવી, ને એને ઘરેણાં કઈ જાતનાં પહેરાવ્યાં હતાં એ બધી વાતો કહેવાની જરૂર નથી.

ગિરિધરરાવે દક્ષિણા વગેરે વહેંચી નહિ ને જમણવાર પણ ન કર્યા, એ વાત ખાસ કરીને કહેવી જોઈએ. અમારા સોનગામનો મૂળ રિવાજ એવો હતો, કે ગામના બધા જાત ભાઈઓને એટલે આ ઠેકાણે બ્રાહ્મણોને જમણવાર આપવો જ જોઈએ; પણ અત્યારની ગરીબાઈ અને મોંઘવારીના જમાનામાં ફળિયાના બધા બ્રાહ્મણોને એકવાર જમવા તેડવાનો રિવાજ ચાલુ થયો હતો. પણ આ ચાલનેય ગિરિધરરાવે તિલાંજલિ આપી, અને સ્પેન્સરીય મતને અનુસરીને જમણવારમાં ખરચાની રકમ એટલે પાંચસો રૂપિયા એક ફળિયામાં ઘ્યાસતેલની એક બત્તી અંધારી રાત્રે મૂકવા માટે એમણે મ્યુનિસિ-પાલિટીના હાથમાં સોંપ્યા. પોતાના ગામની સુધારણા પોતે જ કરવી જોઈએ, એની જવાબદારી સરકાર ઉપર નાખવી એ અયોગ્ય છે, એ વિચાર તેમણે સક્રિય આચારદ્વારા અને પોતાના દાખલા વડે સૌને બતાવી દીધો.

બીજી વાત આ લગ્નમાં નોંધવા જેવી એ હતી કે તે સમારંભમાં સોનગામના રાષ્ટ્રીય અને વિનીત એમ બન્ને પક્ષના લોકો હાજર રહ્યા હતા. ગામ તો નાનુંશું હતું; પણ ત્યાં પક્ષભેદ અત્યંત તીવ્ર હતો. પણ વિનાયકરાવ રાષ્ટ્રીય વિચારના અને ગિરિધરરાવ વિનીત વિચારના હોવાથી અને તે બન્નેને માટે વ્યક્તિ તરીકે સૌનાં મનમાં આદર હતો તેથી આ વિવાહપ્રસંગે બન્ને પક્ષના લોકો વરવધૂને શુભ આશીર્વાદ દેવા આવ્યા હતા. બન્ને વેવાઈ એક ગામના, શ્રીમાન, ને આગેવાન હતા, એટલે સ્વાભાવિક રીતે આ લગ્ન વિષે ખૂબ દિવસ વાતો ચાલી એટલું જ નહિ, પણ ગામને થોડા દિવસ લગી વાત કરવાનો બીજો વિષય જ ન હતો એ કહેવાની જરૂર નથી. ગિરિધરરાવે જમણવાર ન કર્યા, તોય વિનાયક-રાવે એ કરવાના બાકી રાખ્યા નહિ. એનું કારણ આવા કામમાં ખરચ કરવો તેમને ગમતો હતો એ ન હતું, પણ સુશીલાનાં લગ્ન

સરસ રીતે હોંસભેર થાય, એમાં કશી ઊણપ ન રહે, એવી એ પ્રેમાળ પિતાની ખૂબ પ્રબળ ઇચ્છા હતી. એમનાં પત્નીની શી ઇચ્છા હતી, તે કહેવાની કશી જરૂર નથી. આર્થિક પરિસ્થિતિ પણ અનુકૂળ હતી, પછી શું? ચાર દિવસ લગી પૈસો પાણીની જેમ કેવો ખરચાયો હશે, એ લગ્નના ખરચનો અનુભવ જેમણે લીધો હશે, તેમને સ્પષ્ટ રીતે સમજાય એવું છે, અને બીજાય થોડુંઘણું કલ્પનાથી સમજી શકે એમ છે.

સુશીલાના મનની સ્થિતિ કેવી હતી તે સમજવું અને તેનું વર્ણન કરવું ઘણું કઠણ છે. આ બાબતમાં કલ્પના કર્યે ચાલવાનું નથી. કારણ કલ્પનાને આધારે આ લેખકે કરેલું વર્ણન જ્યારે સુશીલાએ વાંચ્યું, ત્યારે વાંચતાંવાંચતાં એણે એટલી છેકાછેક અને સુધારા કર્યા, અને એટલી નોંધો કરી, કે લખાયેલું મૂળ પ્રકરણ કાઢી નાખીને તેને બદલે એ નોંધોમાંથી કેટલીક નોંધો અને સુશીલાએ પોતે લખેલા આત્મચરિત્રનું એક પ્રકરણ ઠીક રીતે ગોઠવીને જેવું ને તેવું આપવું એ સારું છે, એમ માની તેવી વ્યવસ્થા કરી છે. આગળ આપેલો ભાગ ઉતારવાની રજા આપવા માટે તેનો આભાર માનવો જ જોઈએ, એવો તેનો અને ગ્રંથકારનો સંબંધ નથી; પણ આગળ આપેલો ભાગ પૂરો વાંચી રહ્યા પછી વાચકોની ખાતરી થશે કે એ ભાગ પ્રકટ કરવાની રજા આપવામાં સુશીલાએ ખૂબ નૈતિક હિંમત બતાવી છે. કેટલાક લોકોને એના વિચારો નહિ ગમે, એ સમજાય એવું છે; પણ પ્રકટ કરનારા ગ્રન્થકારનેય તે પૂરેપૂરા માન્ય છે જ એવું માનવાનું કશું કારણ નથી, એ વાત પણ ધ્યાનમાં રાખવી જરૂરની છે.

# [ ૧૩ ] સુશીલાની નોંધો અને તેના આત્મચરિત્રનો એક ભાગ

આ ગ્રંથકારે મારા બાળપણની હકીકત અનેક લોકો પાસેથી મેળવી તેમાંનો મનોરંજક લાગતો ભાગ ઠીકઠીક યથાર્થ રીતે વર્ણવ્યો છે. પણ આ એકબે પ્રકરણોમાં ઘણી ભૂલો થઈ છે, એમ મને લાગે છે. એમ શા માટે થાય, તે મારાથી સમજાતું નથી. ગ્રંથકારને મારી સાથે ઘણાં વરસથી પરિચય છે. હમણાં હમણાં કેટલાંક વરસથી મારા હૃદયના વિચારો એ ઠીકઠીક જાણે છે. મારા અંતરંગમાં તેમણે પ્રવેશ કર્યો છે. એટલે એમની પાસેથી હું શું છુપાવું? પણ આ પ્રકરણમાં એ ખૂબ લપસી પડ્યા છે. તેમનામાં કલ્પનાશક્તિ છે, છતાં તે અનેક ઠેકાણે લપસ્યા છે, એ નવાઈની વાત છે. ઘણા પુરુષો એવું કરે છે, એવો મને અનુભવ થયો છે!

સૌથી પહેલાં મારા પતિની જ વાત લઉં. તેમનો મારે વિષે કોઈ વિચિત્ર જ ખ્યાલ હતો! તેમને હું ચાહતી એમ તે માનતા. હું તેમને ચાહવા લાગી એ ખરી વાત, પણ તે પાછળથી; આ

વખતે નહિ. આ વખતે તો હું કોઈને જ ચાહતી ન હતી પ્રેમ એટલે શું, તે જ સમજતી ન હતી. 'સુશીલા ખરું જોતાં તો બળવંતરાવને ચાહતી હતી. પણ તે રાવબાના રુઆબ ને સૌંદર્ય ઉપર મોહી પડી; તેના મનમાં જબરો અંતઃકલહ થયો,' વગેરે જે વર્ણન ગ્રંથકારે કર્યું છે, તે સાવ ખોટું છે. બળવંતરાવ સાથે મારાં લગ્ન થાય એવી તાત્યા (મારા પિતા)ની ઇચ્છા હતી ખરી, ને તે રીતે તેમણે વિશ્વાસરાવ સાથે કાંઇક મજાકમાં વાતે કરી હતી. જ્યારે મારે કાને એ વાત આવી, ત્યારે મને એ ગમ્યું હતું ખરું, પણ શા માટે ગમેલું, એની મને બિલકુલ ખબર ન હતી. તે વખતે પ્રેમ શી ચીજ છે, તેનો જ મને સ્પષ્ટ ખ્યાલ ન હતો. (હમણાંય નથી, એમ લાગવા માંડ્યું છે. વચ્ચે થોડોક વખત પ્રેમ એટલે શું, તે હું થોડા દિવસ લગી ન સમજી. પણ હવે પ્રેમ એટલે ઘણુંખરું ગાંડપણ છે એમ લાગવા માંડ્યું છે. અર્વાચીન કવિ કે કથાકારના 'પ્રેમ' વગેરે શબ્દો સાંભળું છું, ત્યારે મને મનમાં ને મનમાં હસવું આવે છે. પણ તે વખતે પ્રેમ શબ્દ હું પુસ્તકમાં જ વાંચતી; અર્થને નામે મીંડું!)

હવે એ વાત સાચી કે લગ્ન થતાં જ 'તે' (રાવબા) મને મારા લાગવા માંડ્યા. મંગલાક્ષતમાં શો ગુણ છે, ઈશ્વર જાણે; પણ એવું લાગવા માંડ્યું એમાં લગીરે શંકા નથી. એવું શા માટે લાગ્યું હશે? અચલેશ્વરીના મંદિરમાં જતી વખતે અમારી વચ્ચે જે ખાનગી વાત થયેલી તેની અજાણતાં થયેલી અસર હશે એમ કહો, કે નાનપણમાં મારી બા વખતોવખત જે બોલતી અને શીખવતી કે તેમની સાથે વર્તતી તેની અસર હશે એમ કહો, અથવા એકંદર સામાજિક પરિસ્થિતિની અસર હશે એમ કહો, મને તે મારા છે ને હું પૂરેપૂરી તેમની જ છું એમ લાગવા માંડ્યું. સીતા, સાવિત્રી જેવી પતિવ્રતાઓની જેમ અથવા મારી બાની જેમ મારે વર્તવું જોઈએ એમ મને લાગવા માંડ્યું, અને એમાં

કશું કઠણ નથી એમ પણ મને ધીમેધીમે અનુભવે દેખાયું. તેમનો ચહેરો, તેમની દૃષ્ટિ, તેમની શબ્દે શબ્દે ભાર દઈને બોલવાની પદ્ધતિ, તેમનું જ્ઞાન—શાસ્ત્રીય જ્ઞાન, પોતાનો અભિપ્રાય સાચો જ છે, એવી સૌની ઉપર છાપ પાડવાની એમની શક્તિ, આ બધી બાબતોની મારી ઉપર એવી અસર થઈ ગઈ હતી કે તેમનું જ માનવું, તે કહે તેમ જ રહેવું, એમ મને થઈ ગયું હતું ! એના કેટલાય પુરાવા લગ્ન વખતે જ મળી ગયા. અમારા બાલપણાના સ્નેહી જ્વલજ્જ્હાલ સુનંદરાય અને જહાલાગ્રણી બળવંતરાય એ બન્નેના વિચારોમાં તણાઈને હુંય બહિષ્કારવાદી બની ગયેલી. પણ બહિષ્કાર એટલે શું ને તે શા માટે કરવો જોઈએ તેની મને સમજણ ન હતી. પણ તે વખતના ઘણા છોકરા પરદેશી ખાંડ ખાતા નહિ, તેથી હું પણ ન ખાતી. ને એને માટે મારી બા સાથે હું કેટલીય વાર લડેલી, 'બસ, નથી જ ખાવાની હું પરદેશી ખાંડ !' મારા સસરાને એ ગાંડપણ ગમતું નહિ. તેમ 'તેમને' પણ ગમતું નહિ. લગ્નમાં વિદેશી તેમ સ્વદેશી ખાંડના લાડુ બનાવવામાં આવેલા. પણ મને કોળિયો આપતી વખતે મસ્તીખોર સ્વભાવ હોવાને લીધે 'તેમણે' વિદેશી ખાંડનો લાડુ જ મને ખવડાવ્યો, ને તે મેં ખાધો પણ ખરો. પણ મને તેમની ઉપર ગુસ્સો આવ્યો નહિ ! મંગલાક્ષતમાં આવો જાદુ છે !

બીજી એવી જ નજીવી વાત છે. પરણી ગયા પછી તે ઓટલા ઉપર બેઠા હતા, ત્યાં અમારી ઉષા તોફાન કરવા ગઈ ને એમને શરીરે બાઝવા લાગી. આવું તોફાન તેમને બિલકુલ ગમતું નહિ, તેથી પહેલાં ધીમેથી ધમકાવી ને પાછળથી થપાટ લગાવી, એટલે એ તો લાગી રડવા. એ બન્નેની વાતચીત હું ઘરમાંથી સાંભળતી હતી. ઉષા ઘણી વહાલી હતી ને એનું તોફાન પણ મને ખૂબ ગમતું, પણ હવે એ મંગલાક્ષતો મારી ઉપર પડ્યા પછી 'તે જ ખરાબ છે, શા માટે પજવવા ગઈ ? માર ખાધો એ જ ઠીક થયું,'

એમ મને લાગ્યું. બીજા કોઈએ જો એવું કર્યું હોત, તો ઉષાનો પક્ષ લઈ વાઘણની જેમ હું તેની સામે ધસી ગઈ હોત. પણ હવે — ?

તે દિવસો યાદ આવે છે, ત્યારે હજીય આશ્ચર્ય અને આનંદ થાય છે. અમે બન્ને લડયાં, ખૂબ લડયાં, એટલી હદ લગી લડયાં કે છૂટાછેડા કરવા જેટલી હદે વાત આવી ગઈ. બધી વાતો થઈ. પણ તેય દિવસો ગયા, અને હવે જૂનાં સ્મરણો યાદ કરીકરી કહેવાનું મન થાય છે. તે દિવસો ગયા ખરા, પણ બકુલપુષ્પો ચિમળાઈ ગયા છતાં તેમની સુવાસ જેમ જતી નથી, તેમ સાત્ત્વિક આનંદપૂર્ણ દિવસોનું છે. પણ એ વેદાંતની વાતોનું શું કામ છે? તે વખતની વાતો જ કહું છું. લગ્નને બીજે દિવસે અમારે ત્યાં ભોજનસમારંભ હતો. પંગતો પછી પંગતો ઊઠીને જતી હતી. બ્રાહ્મણો, ગુજર, કણબી, ભંગીઓ, ચમાર પણ બ્રાહ્મણોની જેમ જમીજમીને ફૂલી ગયા હતા. ત્યાંના રિવાજ પ્રમાણે બ્રાહ્મણોને આઠઆઠ આના દક્ષિણા આપવામાં આવી. પંગતો ઊઠયા પછી ચમારણો ને ભંગડીઓ તેમનાં બચ્ચાંકચ્ચાં સાથે એઠાં પત્રાળાં માટે બૂમાબૂમ કરવા લાગી. સાંજે છ વાગ્યા પછી કણબી ને માળીઓની પંગત ઊઠી ગયા પછી 'તે' મંડપમાં જરા આમતેમ આંટા મારતા હતા. એટલે પેલી મૂર્ખ બાઈઓ એમની પાસે ભીખ માગવા મંડી ! તેમની કચકચથી તો એ કંટાળી ગયા હતા. ભિખારીઓને ભીખ ન આપવી, કારણ તેથી તેમનું આળસ વધાર્યા જેવું થાય છે, એવો તેમનો મત હતો. તેમણે પહેલાં તો "જતી રહો, બાઈઓ, કચકચ ન કરશો. ભીખ માગવાને બદલે કામ કરો" એવું તેમણે ઘણી રીતે સમજાવ્યું ! તે બાઈઓ તો વધારે કચકચ કરવા લાગી. એટલે 'એ' તપી ગયા ને તેમણે એવી મોટેથી રાડ પાડી કે એ બાઈઓ અને તેમનાં છોકરાં ચાર-પાંચ કદમ પાછાં હઠયાં ! થોડી વાર તો એમની કચકચ અટકી ગઈ. કચકચ અટકી ગયા પછી સસરાને ઘેર પોતે ગરમ થયા એ ઠીક ન

કર્યું, એવો એમને વિચાર આવ્યો હશે, તેથી કાંઈક મન સાથે અને કાંઈક ત્યાં બેઠેલા કારકુનને ઉદ્દેશીને "આવાં ભિખારાંઓને ઉત્તેજન આપવામાં કશો સાર નથી. એમણે દેશને ખૂબ નુકસાન કર્યું છે," એ ભાવાર્થનું નાનકડું ભાષણ સંભળાવ્યું! એ સાંભળીને એ કારકુનને શું થયું હશે કોણ જાણે? પણ એ વાત ચોક્કસ છે કે મારી બાને ખૂબ આનંદ થયો, ને મનેય ઓછો આનંદ થયેલો નહિ. આવે પ્રસંગે બીજું કોઈ એ બિચારી ગરીબ ભંગડીઓ ઉપર તપી જઈને બોલ્યું હોત, તો મને ખોટું લાગત. પણ એમનો એ રુઆબ, શબ્દેશબ્દે ભાર મૂકીને બોલવાની રીત અને એમના એ તાર્કિક વિચાર જોઈને તો મને એવું થઈ ગયું કે 'એમની આગળ તો હું સાવ બાઘી જ છું. દેશના હિતની મને કશી સમજ છે જ નહિ, મારી સ્ત્રીબુદ્ધિ સાચે જ સંકુચિત છે, ને મારી કોમળતા એ દેશવિઘાતક છે!' અમારા સોનગામની પાંચદશ છોકરીઓમાં હું જ હોંશિયાર હતી. પણ 'એમની' આગળ હું સાવ ઓછી લાયકાતવાળી છું એમ મને થઈ ગયું. તેથી હું પોતાનો એકએક મત—તે ઉંમરમાં મત શાના હોય?—ધીમેધીમે છોડી દેવા લાગી.

ધાર્મિક બાબતમાં પણ એ જ વાત બની. બળવંતરાવ અને સુનંદરાવની નાસ્તિકતાની ચર્ચાઓ સાંભળી પહેલાં મારું મન અસ્થિર બની જતું. પણ મારી બાનું તુળસીમાં પાણી રેડવું, વટપૂર્ણિમા, મંગળાગૌરી વગેરે નિમિત્તે કરેલા અપવાસ, તેનાં જાતજાતનાં વ્રતો ને તે તે પ્રસંગે તેની સાથે થયેલી વાતો અને તેની સામાન્ય ધર્મપ્રધાન વર્તણૂક જોવામાં આવ્યાથી મારી ધાર્મિકતામાં છેક બગાડ થયો ન હતો. ને સુનંદરાવ ને બળવંતરાવ જ્યારે રાષ્ટ્રીય પક્ષના પુરાતનાભિમાનને લીધે ફરીથી સંધ્યા વગેરે કરવા લાગ્યા ત્યારે તો કૌશલ્યાને રામ મળે ને જેવો આનંદ થાય તેવો આનંદ મને થયો. તેમાં થોડી અતિશયોક્તિ હશે, પણ રામની મૂર્તિમાં મને જે રામ

દેખાતો ન હતો, તે મારા બાલમિત્રોના ધાર્મિક પરિવર્તનને લીધે મને દેખાવા લાગ્યો, એટલું જ મારે કહેવું હતું. પણ લગ્ન થયા પછી તરત જ દેવની મૂર્તિમાંનો દેવ, મૅલેરિયા તાવ આવ્યા પછી શરીરમાંનું તેજ જેમ નીકળી જાય, તેમ નીકળી જવા લાગ્યો. આ દાખલો કાંઈક ખોટો અપાયો. પહેલાં પ્રિય લાગતો, પણ હવે અપ્રિય થઈ પરાયો લાગતો મહેમાન જેમ ઘરમાંથી ચાલ્યો જાય, તેમ દેવ જતો રહેવા લાગ્યો. પહેલાંપહેલાં તો તેમની સાથે પ્રત્યક્ષ બોલવાની મને તક જ મળતી નહિ એ પાસે આવે કે તરત જ હું દૂર ભાગી જતી. પણ પાછળથી જ્યારે ઘણી વાતો કરવાના પ્રસંગો આવવા લાગ્યા અને મારી મંગળાગૌરીની પૂજાની, વટસાવિત્રીના પૂજનની, અને તુળસીમાતાને પાણી પાવાની સસરાજીએ અને તેમણે મજાક કરવા માંડી, ત્યારે મને એવું થઈ જતું કે "હું સાચે જ મૂરખ તો નહિ હોઉં? ઝાડમાં વળી દેવ ક્યાંથી હોય? ને દેવની પ્રાર્થનાઓ કર્યે એ થોડો જ સંતોષાવાનો છે?" "દેવપૂજા એ દેવની આજીજી, અથવા તેને આપેલી લાંચ છે," એમ તે કહેતા અને તે જ મને સાચું લાગવા માંડ્યું

લગ્ન વખતે એક પ્રસંગે મારા મનને જરાક ધક્કો લાગ્યો. કારણ હું ગૌરીહરની પૂજા કરતી હતી, અને પૂજા આટોપી લેવાની તો ઉતાવળ થઈ રહી હતી. મારું મન તે વખતે ગૌરીમય થયું હતું— એટલું બધું કે કહી શકાય નહિ. દેવભક્તિનો ખરો અનુભવ મને તે વખતે થયો. પતિ વિષે સાચી પૂજ્યબુદ્ધિ જો કદી મારામાં જાગ્રત થઈ હોય, તો તે તે વખતે જ એમ હું કહીશ. આ સ્થિતિ ઘડી-અધઘડી લગી જ રહી હશે, પણ એ સ્થિતિ મનની થઈ હતી ખરી. શૃંગારવિષયક પ્રેમ કે એવી બીજી વસ્તુઓ તે વેળાએ શબ્દાર્થ સિવાય મને વધારે સમજાતી ન હતી. સાચા શુદ્ધ પ્રેમનો અનુભવ મને તે વખતે થયો. પણ હવે એ શા માટે કહું? 'પ્રેમ' નો મારો અર્થ

બદલાયો ! અને એ અર્થ બદલાવાની શરૂઆત તે જ દિવસે થઈ. કારણ ગૌરીહરની પૂજા કરીને જાણે મારામાં ગૌરી સંચરી હોય એવા ઉત્સાહથી હું બહાર નીકળું ત્યાં તો થોડીક વાર થવાને લીધે ગુસ્સે થયેલા સસરાજી બોલ્યા: "શું કહેવું આ બૈરાંને?–wasting time in idolatrous worship!—મૂર્તિ પૂજવામાં વખત વેડફે છે!" અને 'તે' પણ ધીમે અવાજે એવું જ કાંઈક બોલ્યા; પણ તે મારાથી પૂરું સંભળાયું નહિ. પણ પિતાજીના જેવી જ એમની વૃત્તિ હશે, એમ મને લાગ્યું અને મારા મનને કાંઈક આઘાત થયો. સસરાજી શું બોલ્યા તે બા અને આસપાસની સ્ત્રીઓ ન સમજી. તે ગુસ્સે થયા છે, એટલું જ તે લોકો સમજ્યા. પણ હવે મને કેટલાક અંગ્રેજી શબ્દોના અર્થ સમજાતા હોવાથી, અને બળવંતરાવ, સુનંદરાવની સોબતમાં ચર્ચા સાંભળવાનું મળ્યાથી idolatry—મૂર્તિપૂજા શબ્દ હજાર વાર કાન પરથી પસાર થયેલો, તેથી અનુમાનથી સસરાજીનો ભાવાર્થ હું સમજી અને મને શું થયું તે મારાથી કહી શકાતું નથી. પણ હું ગુસ્સો કોની ઉપર કરું ને શા માટે? સસરાજીના વિચાર ખોટા હતા એમ હું શી રીતે કહું? અને સસરાજીના કરતાં 'એમની' તે વૃત્તિ જોઈ ને મને થયું કે "એ જ વધારે સમજે છે. હું તો નાની—ગાંડી છું, ને મનમાં આવે તેમ કરું છું—કરતી રહું છું." પણ પછી પાછો વિચાર આવે કે "આપણો આ સનાતન ધર્મ ખોટો છે કે શું? ને મારી બા મૂરખ છે કે શું? ને સુનંદ આટલો બધો બુદ્ધિમાન હોવા છતાં ફરી પાછો ધાર્મિક બનવા લાગ્યો, તેય શું મૂરખ છે?" ફરીથી વિચાર આવે કે "'તે' જ સાચા છે. સુનંદ અને બાળુ દેશાભિમાનને લઈને નાહકના ધર્મના ઢોંગ કરે છે! નાસ્તિકો જ સાચા છે ને નાસ્તિકો સાચા ન હોય, તોય એ બન્ને કરતાં તો 'તે' જ વધારે જાણે છે!"

અને મજાની વાત એ હતી કે મને જેમ તેમનું કહેવું સાચું લાગતું ગયું, તેમ તેમને પણ મારું કહેવું ગમવા લાગ્યું! તે કદી બોલીને

તેવું બતાવતા નહિ. ( પુરુષો ક્યાં કદી પોતાની ભૂલો મોઢે કબૂલ કરે છે? કૃતિથી કબૂલ કરશે પણ મોઢે તે એમ જ કહ્યા કરવાના કે સ્ત્રીઓ મૂર્ખ છે, એ શું સમજે? વગેરે.) ગમે તેમ હો, પણ તેમના બોલવાચાલવામાં અને એકંદર આચારમાં પરણ્યા પછી થોડીથોડી કોમળતા આવવા લાગી. અને મારાં ભાષણ અને વર્તન કઠોર, કર્કશ થવા માંડ્યાં. મારે લીધે એમની વર્તણૂક બદલાઈ હતી એમ કહું તો સાચેસાચ તો હું જ તેમની દાસી બની ગઈ હતી. વારુ, મારે લીધે તે બદલાયા એમ ન કહું, તો બીજું કારણ શું હતું? પણ એ વિષે શંકાની કશી જરૂર નથી. છેવટ છેવટમાં તો એમણે જ એ વસ્તુ કબૂલ કરી, પણ હવે એ વાતોની જરૂર નથી. અમે બન્ને એકબીજાને અનુરૂપ બનતાં હતાં, એટલું જ મારે કહેવું છે. એક રોમન કૅથોલિક અને એક પ્રોટેસ્ટન્ટ વાદે ચડ્યા, ને આખરે રોમન કૅથોલિક પ્રોટેસ્ટન્ટ બન્યો અને પ્રોટેસ્ટન્ટ રોમન કૅથોલિક બન્યો, એવી એક વાત વાંચી છે, તે મને અત્યારે યાદ આવે છે. આપણે અહીં પણ એવું જ એક સરસ સુભાષિત છે. જેનું ચિંતન આપણે કરીએ, તેનું જ સ્વરૂપ આપણને પ્રાપ્ત થાય એ સિદ્ધાંતાનુસાર રામ સીતાનો જ વિચાર કરીકરીને સીતામય બની ગયો અને રામના વિચારો કરીને સીતા રામમય બની ગઈ. આ ભાવનું જે સુભાષિત છે, તેનું મને સ્મરણ થાય છે. રામ અને સીતાના દાખલામાં અને અમારા બેના દાખલામાં એક મોટો ફેર એ હતો કે અમારું સ્વરૂપ કાયમનું અને સંપૂર્ણ રીતે બદલાયું નહિ. થોડો અને થોડા વખત પૂરતો એ ફેરફાર થયો એટલું જ. બાકી તે 'તે' જ રહ્યા ને હું ઠેઠ લગી 'હું' જ રહી! (પણ તે હવે છે ક્યાં? બિચારા ગયા. 'સુશીલા, તું જ સાચી હતી; મારી બૌદ્ધિક કઠોરતા મૂર્ખાઈભરી હતી, તારી હૃદયની કોમળતા જ સાચી હતી!' એ શબ્દો બોલીને એમણે પ્રાણ છોડ્યા!—આ વાતો હમણાં કહેવાની જરૂર ન હતી; પણ પ્રસંગ આવ્યો એટલે કહી નાખી.) ને હું પણ પહેલાંની સુશીલા ક્યાં રહી છું? એમની તર્કકર્કશતા મારામાં હવે

જાણે આવી ગઈ છે, અને મારી કોમળતા, એટલે ડરપોકવૃત્તિ અથવા દુર્બળતા તો નથીને, એવી મને શંકા આવવા માંડી છે. ગમે તેમ હોય, તેમની અધાર્મિકતા પરણ્યા પછી મને ગમવા લાગી અને એ બાબતમાં હું એમની પટ્ટશિષ્યા બની એ વાત ખરી, ને પટ્ટશિષ્યા કેમ ન બનું? મારી ઉંમર જ એવી હતી. તેમાં વળી સસરાજીય એવું જ બોલતા ને વર્તતા. પરણ્યા પછી મારી નિશાળ ચાલુ રહી અને નિશાળમાં નાસ્તિકતાનાં બીજ વવાયાં અને ઘેર પણ* આગરકરના લેખો વાંચવામાં આવ્યાથી, ઊગેલા એ છોડને પાણી મળ્યું. આગરકરનાં લખાણો તે વખતે મને સમજાતાં નહિ. પણ સસરાજી વાંચવાની લગભગ ફરજ પાડતા. સ્પેન્સરનાં પુસ્તકો એમને મન વેદ હતાં, અને આગરકર એ વેદના સાયણાચાર્ય અથવા એ ઉપનિષદોના ભાષ્યકાર હતા! પહેલાંની ધાર્મિકતા કે ધર્મનું ભોળપણ સાસુજીમાં થોડાંઘણાં હતાં; પણ તે બિચારાંનો ધર્મ પતિપુત્રની મજાકમશ્કરી વચ્ચે ઘરમાં ડરીડરીને હરતોફરતો. વચ્ચેવચ્ચે હું પિયેર જતી; પણ ત્યાં શું? મારા પિતા ધાર્મિક બાબતોમાં ઉદાસીન હતા. બા ધાર્મિક પૂરેપૂરી ખરી, પણ તેની ધાર્મિકતા માટે મને જોકે આદર હતો, છતાં પછી તો તેની દયા જ આવવા લાગી. પણ આ ક્રાંતિ એકદમ થઈ શકી નહિ. પાંચસાત વરસ પછીની એ વાત છે. પહેલી મંગળાગૌરીની પૂજાનો એ દિવસ અને એ રાત હજી મને બરાબર યાદ છે. ખાસ કરીને દિવસે પૂજાને વખતે મને પતિને વિષે, દેવને વિષે, ને ધર્મને વિષે સાચેસાચી પૂજ્યબુદ્ધિ મનમાં વસેલી હતી. બીજે વરસે મંગળાગૌરીની એ ભક્તિ ઓછીઓછી થતી ગઈ અને પછી તો સસરાજીના અને 'તેમના' શાસ્ત્રીય હુમલા આગળ તે ક્યાંની ક્યાં સંતાઈ ગઈ!

પતિના નિકટવાસને લીધે અને ખાસ કરીને પતિપ્રેમને લીધે મારો ધાર્મિક ભક્તિનો લોપ થવા લાગ્યો, એ વાત તે વખતે તો મને

---

* મહારાષ્ટ્રના એક સાચા સમાજસુધારક.

આનંદની લાગતી હતી (અને હજુય એક અર્થમાં તે એવી જ લાગે છે); પણ બળવંતરાવ અને સુનંદરાવ (પરણ્યા પછી કેટલાક દિવસ લગી તેમને હું 'સુનંદ' નામથી જ બોલાવતી, પણ હવે તેમ કરવું ઠીક લાગતું નથી) એ બન્નેનો અને મારો સંબંધ પતિપ્રેમને લીધે ધીમેધીમે ઓછો થવા લાગ્યો, ને કાંઈક અણબનાવ પણ થવા લાગ્યો, એ જોઈને મને કાંઈક વિચિત્ર લાગવા માંડ્યું. પણ 'તેમનો' સ્વભાવ તે વખતે મને પૂરેપૂરો સમજાયો ન હોવાથી મને પતિપ્રેમને લીધે 'તે' જ સાચા લાગતા. અને પેલા બે જણા નાહકના એમની સામે બોલે છે, નાહકના 'એમને' ખરાબ કહે છે, નિષ્કારણ 'એમની' મશ્કરી કરે છે, એવું તે વખતે મને લાગતું અને એ બન્નેના ઉપર ગુસ્સો અને તિરસ્કાર આવતો. પણ આટલા દિવસનો સાત્ત્વિક પ્રેમ એકદમ લુપ્ત કેવી રીતે થાય? અલબત્ત એ બન્ને ભાવનાઓ વચ્ચે હમેશાં અંદર ને અંદર યુદ્ધ થતું અને કેવી રીતે વર્તવું તે મને સમજાતું નહિ.

તેમાંય અમે હવે ઉંમરમાં વધતાં હતાં. પરણ્યા છતાં થોડા દિવસ લગી હું એ બન્ને સાથે છૂટથી વર્તતી. પણ પાછળથી એ ઓછું થવા લાગ્યું. એ બન્નેને પણ સાસરીમાં કે પિયેરમાં મને મળવું ભારે થઈ પડ્યું. અને નિકટ રહેતાં છતાં અને અનેક વખતે વિચારમાં અમે એક હોવા છતાં હવે પારકાં થવા લાગ્યાં! મને એ ખૂબ ખટકતું. પણ એનો કશો ઇલાજ ન હતો. સદ્‌ભાગ્યે હવે તો એ પરકીય ભાવ પણ ગયો છે. પણ તે વખતે કેટલાંક વર્ષ લગી જે પરકીય ભાવ અમારી વચ્ચે રહેતો તેને લીધે મનમાં જે ખેંચાતાણ થતી ને વર્તણૂકમાં જે વિચિત્રતા અને કૃત્રિમતા બની જતી—કોઇક વાર પ્રેમ તો કોઈક વાર બેદરકારી, કોઈક વાર નિકટતા તો કોઈક વાર જુદાઈ આવી જતી તેની કલ્પના વાચકોએ કરી લેવી; એનું વર્ણન હું કેટલું અને કેવી રીતે કરું?

જેની સાથે એકવાર નિકટ રીતે વર્ત્યાં હોઈએ તેની સાથે,

જુદાઈથી રહેવું બહુ અઘરું થઈ પડે છે; ને તેથી હૃદયને ખૂબ પીડા થાય છે. પણ આવા પ્રસંગો આ સંસારમાં આવે છે, તેથી જ તે ઘણીવાર કષ્ટપ્રદ બને છે.

આ છેલ્લા વાક્ય ઉપરથી કોઈ એવું હરગીઝ ન માની બેસે કે તે વખતે હું દુઃખી હતી. એથી ઊલટું હું આનંદમાં, અને પતિના ને મારા પોતાના સુખના વિચારમાં મગ્ન હતી. સસરાને ઘેર જે રહેણી-કરણી હતી તે પિયરથી સાવ જુદી હતી; પણ તેથી મને મુશ્કેલી ન આવી, કારણ તે જ વધારે સારું છે, એમ મને લાગતું. સસરાજીની શિસ્ત ગ્રંથકારે પહેલાં વર્ણવી છે. અમારું કુટુંબ કાંઈ મોટું ન હતું, પણ જમવાની વેળા થાય એટલે સૂચના આપવા માટે બોર્ડિંગની જેમ ઘંટડી વાગતી. વખતસર કોઈ ન આવે તો તેને માટે કોઈ રોકાતું નહિ. કારણ એવો કાયદો હતો. મારે નિશાળમાં જવાનું હોવાથી પહેલી પંગતમાં જ જમવા બેસવું પડતું. પહેલાં પહેલાં તો સસરાજીને અથવા 'તેમને' મોડું થાય, તો હું જમવા બેસતી નહિ. પણ પછી એ ગુસ્સે થતા. "નકામો વખત શા માટે બગાડવો? દરેક જણે પોતાનું આટોપી જ લેવું જોઈએ, જેથી પાછળથી આવનારને કશું અઘરું ન લાગે," આ એમની વિચારસરણી હતી. સૌની પહેલાં જમવા બેસી જવું, એ વાત તે વખતે પહેલાં તો મને વિચિત્ર લાગતી, પણ પછી હું ટેવાઈ ગઈ. અને હવે? મારો સાચો મત એવો છે કે કોઈએ કોઈને માટે થોભવું ન જોઈએ, એ જ રિવાજ સારો છે. 'મત' એવો છે ખરો; પણ 'મન' તો હજી બાળપણમાં, પિયરમાં હતું તેવું જ લગભગ છે. જમવાની બાબતમાં જે હતું તે જ બીજી બાબતોમાંય હતું. એકની ભૂલ કે એકની આળસથી બીજાને મુશ્કેલી ઊભી થાય, એવું અમારે ત્યાં બનતું નહિ. એક વાર મારી એક ચોપડી મેં ખોઈ નાખેલી, ત્યારે સસરાજીએ અપવાદ કરીને મને તે આણી આપેલી. નહિ તો અમારે ત્યાં રિવાજ એવો હતો કે જેની ભૂલ હોય તે જ સહન કરે. મારાં સાસુજીને માત્ર એકે નિયમ લાગુ ન હતો, કારણ

તે એવાં હતાં કે તેમણે જૂની રીતભાત ઘણુંખરું કદી છોડેલી જ નહિ, ને ગમે તેની ભૂલ હોય તોય શિક્ષા એ જ વેઠતાં! વહુ માટે કઈ સાસુ સહન કરશે? પણ એ બિચારાં મને ઠપકો ન મળે એટલા માટે જૂઠુંય બોલતાં ને પોતાનો દોષ છે, એમ ખોટું જ કહેતાં. તેમનું સ્મરણ થાય છે કે તરત જ હજીય આંખમાં પાણી આવે છે. પહેલાંનાં એ માણસો જુદાં અને અત્યારનાં અમે જુદાં એમ લાગે છે. સસરાજી જમતી વખતે સાસુજીની આ પ્રવૃત્તિની, તેમનાં અબોટિયાંની, અપવાસ ને વ્રતોની ખૂબ મશ્કરી કરતા, ને એ મજાકમાં જોકે પ્રત્યક્ષ ભાગ હું ન લેતી, તોય સ્મિત હાસ્ય કરી એ મશ્કરીમાં ભાગીદાર બનતી. પણ સાસુજી ખૂબ લાયક સ્ત્રી હતાં, એવું તે વખતેય મને લાગતું, અને આજે પણ મારું હૃદય એ જ વાતની સાક્ષી પૂરે છે. પણ વિચારની દૃષ્ટિથી એમનું એ કરવું ખોટું લાગે છે. કોઈકને આવતાં વાર લાગવાની હોય, તો મને તે પહેલાં જમવા બેસાડી દેતાં, પણ પોતે કદી પહેલાં જમવા બેસતાં નહિ. હું રેશમી વસ્ત્ર પહેરી અબોટિયાના રિવાજને પાળતી નહિ, પણ તે તેને ધર્મ તરીકે પાળતાં. તેમનો સ્વભાવ એટલો ગરીબ હતો કે પતિથી બીતાં, એટલું જ નહિ, પણ પુત્રથીય બીતાં. " એ તો જમરાજ જેવો છે. બાપનો જ જોટો છે. તેને આવું નહિ ખપે," એમ કહી 'તેમના'થી એ ડરતાં. તો પછી હું કેટલી ડરતી હોઈશ, એની કલ્પના જ કરી લેવી.

સાસરે નવીસવી ગઈ, ત્યારે તો મને એટલી બધી બીક લાગતી, કે હું સામી ઊભી જ રહેતી નહિ; પણ ઠપકો સાંભળી સાંભળીને મેં બીક છોડી. છતાં બીક તો લાગતી જ. તે આંખો અને તે ચહેરો જ બીક ( પ્રેમપૂર્ણ આદરયુક્ત બીક ) ઉત્પન્ન કરતો. નાની છોકરીઓ પતિથી આટલી બધી શા માટે બીતી હશે, કોણ જાણે? કદાચ અજ્ઞાનને કારણે હશે. અત્યારની ભાષામાં કહેવું હોય તો કદાચ કાંઈક sexual—કામાત્મક—આવશ્યકતા, કાંઈક ઉપયોગ કે કાંઈક આકર્ષણની રીત

આ બીકના મૂળમાં હશે. ગમે તે હોય, તોય મને બીક લાગતી એ વાત ખરી, પણ 'તે' મારા ભણી જોઈને મોહિત થાય છે, એમ મારા જોવામાં આવ્યું. એમ શા માટે થતું કોણ જાણે? હવે પુસ્તકો વાંચીને sexual attraction—કામાત્મક આકર્ષણ—હશે એમ હું કહીશ. પણ તે વખતે મને એમ લાગતું કે મારામાં કોઈ ગુણ જ નથી. હું પાસે ઊભી રહેવા માટે પણ અપાત્ર છું. કેટલાય દિવસ લગી હું એમની પાસે ઊભી રહી ન હતી, એટલી મને એમની બીક લાગતી. "બીએ છે શા માટે? શરમાય છે શાની?" એમ એ છાની રીતે મને કહેતા. પણ મારી શરમ કહો, બીક કહો, કેટલાય દિવસ લગી ગઈ નહિ. હું સામે ઊભી જ રહેતી નહિ; પછી વાતચીત ક્યાંથી થાય? ને તેથી તેમની મારી ઉપર કેટલાય દિવસ લગી રીસ હતી; પણ એ વાતો લખવામાં કશો સાર નથી. પણ મનની આવી પરિસ્થિતિમાંથી શરૂઆત થયા છતાં તેમની સાથે હું કેવી રીતે લડી? તેમને મેં કઠોર શબ્દો કેવી રીતે કહ્યા? કોણ જાણે એ ચમત્કાર કેવી રીતે થયો હશે? જગત એવું છે, એમ માની શાંત થઈએ, એ જ બસ છે.

# [ ૧૪ ] દેવ ફરીથી જડયો

બાળુ, રાવબા અને સુનંદ હવે કૉલેજમાં ગયા હતા. સુનંદ ઘરનો ગરીબ હતો; પણ મેટ્રિકમાં તેને કુલ એટલા માર્ક મળ્યા હતા કે તે પહેલે નંબરે આવ્યો હતો. ગણિતમાં ૨૦૦માંથી ૧૮૦ હતા અને અંગ્રેજીમાંય એ પહેલો આવ્યો હતો. તેથી તેને કૉલેજમાં શિષ્યવૃત્તિ મળવાની ખાતરી હતી. શિષ્યવૃત્તિ કરતાં વધારે પૈસાની જરૂર પડે તો વિનાયકરાવ આપવાના હતા. તે વખતે ડેક્કન કૉલેજમાં બેનસાહેબ પ્રિન્સિપાલ હતા. પ્રિન્સિપાલસાહેબનો સંબંધ છોકરાઓ સાથે વર્ગની બહાર બહુ ઓછો આવતો, પણ વર્ગમાં બેનસાહેબનો 'સમય' બસ સ્વર્ગીય આનંદસમો હતો. ડેક્કન કૉલેજનો બીજો સ્વર્ગીય આનંદ નદીમાં બોટિંગ—હોડીમાં સહેલ—કરવાનો હતો. ત્યાંની ડીબેટિંગ સોસાયટી વગેરે બાબતો બીજી કૉલેજોના જેવી જ છે. જો ફેર હોય તો તે એટલો જ કે ડેક્કન કૉલેજમાં ભાષણસ્વાતંત્ર્ય વધારે હતું. એક દિવસે સુનંદે પ્રિન્સિપાલસાહેબની હાજરીમાં "અંગ્રેજ લોકોએ લુચ્ચાઈથી રાજ્ય મેળવ્યું છે. તેમની વિરુદ્ધ બંડ કરવું એ શકય નથી માટે ઇષ્ટ નથી, પણ આગળ ઉપર શકય કરી શકાય તો ઇષ્ટ થશે," એવાં વિધાન કર્યાં. પણ એય ત્યાં નભી

ગયું. બીજે ઠેકાણે એ નભત નહિ. બેનસાહેબે સુનંદની હસતાં હસતાં ખબર લઈ નાખી અને 'અંગ્રેજો સિવાય બીજા કોઈનું રાજ્ય હોત, તો તમને આવા ભાષણ માટે ફાંસીની સજા મળત' એમ કહી 'આ રાજદ્રોહાત્મક ભાષણની શિક્ષા તરીકે તમારે હિંદુસ્તાનની ભૂગોળ અને હિંદુસ્તાનનો ઇતિહાસ એ વિષયોનો વધારે માર્મિક રીતે અભ્યાસ કરવો એવી હું સજા ફરમાવું છું' એમ વિનોદાત્મક રીતે કહી એ પ્રકરણ ત્યાં જ અટકાવ્યું, એવી લોકવાયકા છે.

એ પ્રકરણ અટક્યું; પણ સુનંદ એ અજબ વ્યક્તિ હતી. 'ઇન્ટર'માં હતો ત્યારે બીજી એક આફત એને વળગી. બંગાળના બારીસાલ બૉંબ પ્રકરણના કેટલાક તાંતણા મહારાષ્ટ્ર લગી પહોંચેલા હતા અને તેમાંના એકે આવીને સોનગામના સુનંદને જકડ્યો. એક પિસ્તોલ સોનગામમાં આવી છે, અને ત્યાંના જ્વલજ્જ્હાલ યુવાન સુનંદ પાસે તે છે, એવો પોલીસને પત્તો લાગ્યો. પોલીસે સુનંદને ડેક્કન કૉલેજમાં પકડવાનો પ્રયત્ન કર્યો, પણ બેનસાહેબે તેમનો પત્તો ખાવા દીધો નહિ. "આ કંપાઉંડમાં મારા વિના બીજો કોઈ ધણી નથી ને પુરાવા વિના હું કોઈનેય પકડવા દઈશ નહિ," એમ તેમણે કહેલું એમ કહેવાય છે.

એ વાત સાચી હો, કે જૂઠી હો, જ્યાં લગી સુનંદ ડેક્કન કૉલેજમાં રહેતો હતો, ત્યાં લગી તે પકડાયો ન હતો. પણ બે મહિનાની રજામાં જ્યારે તે ઘેર ગયો, ત્યારે વાત એવી બની કે ગિરિધરરાવને ઘેર એ આખું મંડળ બેઠું હતું. સુશીલા હાફૂસ કેરી કાપીને સૌને આપતી હતી, ને ગિરિધરરાવની સુનંદ સાથે રાજકારણને લગતી ચર્ચા ચાલી રહી હતી. "સરકાર તમને પકડશે, તો તમે જ્વલજ્જ્હાલ લોકો શું કરવાના છો?" એવું ગિરિધરરાવે હમણાં જ પૂછ્યું હતું; અને નાશિકના મુકદ્દમાનો ઉલ્લેખ કરી આપણા લોકો કેવા નાલાયક છે, તે સિદ્ધ કરી આપતા હતા. સુનંદ

કહેતો હતો કે "નાશિકનો બાર વહેલો થયો, તેથી બધી બાજી બગડી ગઈ; નહિ તો સાવરકર એક અજબ વ્યક્તિ છે! બંડો ઘણી વાર નિષ્ફળ જાય છે, પણ આખરે એકાદ સફળ થાય, એટલે તેને બંડ નથી કહેતા, પણ રાજ્યક્રાંતિ કહે છે," વગેરે ચર્ચા ખૂબ જોસમાં આવી હતી, એટલામાં કાળી ડગલીવાળા પોલીસોની એક ટુકડી ગિરિધરરાવને ઘેર આવી, અને તેમાંના હવાલદારે ગિરિધરરાવને સલામ કરી સુનંદના નામનું વૉરંટ બતાવ્યું. પોલીસના કબજામાં જતાં પહેલાં સુનંદ જાણે સહેજ સુશીલા સાથે ધીમેથી કાંઈ બોલ્યો ને તે ધીમેથી ત્યાંથી ચાલી ગઈ અને સુનંદે દાગીનાનું કહીને આપેલું એક નાનુંશું પોટલું ગાદલા નીચે એકદમ મૂકી દીધું. એટલામાં પોલીસ તેની પાછળ આવ્યો અને "તમે અહીં શા માટે આવ્યાં? આમ આવવાનું ન હોય," એમ ગુસ્સાથી બોલી ઝડતી-વૉરંટ ન હોવા છતાં તેની ઓરડીનો ઝડતી લેવાનો તેમણે આરંભ કર્યો. ટ્રંકો, કબાટ વગેરે તપાસી તપાસીને જોયાં, તેનીય એક બાઈ પાસે જડતી લેવડાવી, પણ પોલીસને ક્યાંયથી કશુંય મળ્યું નહિ. શિકાર હાથમાં ન આવવાને કારણે તેઓ નાખુશ થયા (સુશીલા જેવી ખૂબસૂરત નવયુવતી જોવા મળી એ વાત એ નાખુશીમાંય ખુશી ઉત્પન્ન કરે એવી એમને લાગી! અસ્તુ.)

સુશીલાને તો તે રાત અતિશય દુઃખદાયક થઈ પડી. પોલીસ છેતરાયા, પણ મન કેવી રીતે છેતરાય? સુનંદે આપેલા પોટલામાં શું હતું, તેની તેને પહેલાં ખબર ન હતી. પણ "ગાદલા નીચે છુપાવી રાખ," એવું જ્યારે તેણે તેના કાનમાં કહ્યું, ત્યારે જ તેમાં શું હતું, તેય તેણે તેને કહ્યું હતું. "મને બચાવવો હોય અને દેશનું હિત સાધવું હોય તો આ વખતે મને મદદ કર, ને ગમે તેમ કરી એ ડબો છુપાવી દે," એ સુનંદના તે વખતના શબ્દો હતા. તેનામાં થોડુંઘણું દેશાભિમાન હતું. કેટલાક દિવસ લગી સ્વદેશી ખાંડ ખાવાનો અને સ્વદેશી કાપડ વાપરવાનો નિયમ પણ એણે પાળ્યો

હતો. પણ આવા ફંદામાં પોતે પડવું કે નહિ એની એને ક્ષણ માટે શંકા થઈ. પણ તરત જ દેશાભિમાન ઊછળી આવ્યું, અને સાચું કહું તો સુનંદ માટેના બાલપણના પ્રેમે મોટો ઉછાળો માર્યો; ને તેણે એકદમ મનમાં ઠરાવ કરીને તે પિસ્તોલ તે વખતે સૂઝેલી જગ્યાએ એટલે ગાદલા નીચે સંતાડી રાખી. ઝડતી પૂરી થતાં લગી શું થાય છે ને શું નથી થતું એ વિચાર આગળ બીજા વિચારોને આગળ આવવાનો સમય જ ન હતો. પણ ઝડતી પૂરી થયા પછી તેનું હૃદય તેને ડંખવા લાગ્યું. પોતે જે કામ કર્યું તે સારું છે ખરું, એ પ્રશ્ન એનું મન એને સતત પૂછવા લાગ્યું, ને તેને બિલકુલ ચેન પડ્યું નહિ. પતિને એ ગુપ્ત વાત કહેવી કે નહિ એનો એ નિશ્ચય કરી શકી નહિ, ને તે રાતના કેટલાક કલાક તેને નરકયાતના સમી યાતનાઓ આપવા લાગ્યા.

અને તેના પતિએ ઘણી વાર લગી પથારીમાં પડી રહી, પાસાં બદલ્યાં પછી, જાણે એકદમ નિશ્ચય થયો હોય એવે સ્વરે કહ્યું: "સુશીલા, સુનંદના કાનમાં તું વાતો કરે છે, એ મને બિલકુલ રુચતું નથી. તું એને ચાહે છે એ હું જાણું છું; પણ મારા દેખતાં તો એવું ન જ કરીશ." આમ જયારે તેણે કહ્યું, ત્યારે તેને નરકયાતનાનો અનુભવ થયો. શું બોલવું ને શું કરવું તે ન સૂઝવાથી તે રડવા લાગી. એ જોઈને એના પતિનું મન પીગળી ગયું, ને "મેં તને નાહકની ધમકાવી; પુરુષોનાં મન શંકાશીલ હોય છે; તું ગુસ્સે થઈશ નહિ," એવું એવું એ બોલવા લાગ્યો. પણ તે જ વખતે સદ્‌ભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો, ગાદલું કયાંક કઠણ લાગે છે, એવો વિચાર મનમાં આવવાથી, નીચે જે કાંઈ હોય તે કાઢી નાખવા માટે તેણે ફાનસ હાથમાં લીધું, ને ગાદી તપાસી જોવા લાગ્યો અને આખરે ડબામાં સંતાડેલી પિસ્તોલની બધી ગુપ્ત વાત બહાર આવી !

"મારી જાણબહાર તું આવા ફંદામાં પડે છે, એ ઠીક

નથી," પતિદેવ બોલ્યા. ને કેટલીક વાર લગી કશું બોલ્યા વિના સ્વસ્થ રીતે પડી રહ્યા. થોડી વારે તે બોલ્યાઃ "સુશીલા, સુનંદને હું નાનપણથી ઓળખું છું, ને તે આવા કશા ફંદામાં સપડાયો હશે એવી મને શંકાય આવવા માંડી હતી. પણ તુંય એમાં સપડાઈશ, એવો મને ખ્યાલ ન હતો. તેની સાથે મારી દુશ્મનાવટ છે, તેની મને ઈર્ષ્યા આવે છે, એવો ઘણાનો મારી ઉપર આરોપ છે; પણ એની સાથે વેર હોત, તો અત્યારે ને અત્યારે તેનું નામ પોલીસને કહી એનો કાંટો મેં કાઢી નાખ્યો હોત. પણ હું એટલો નીચ નથી."

"મેં કદી એવું આપને કહ્યું છે ખરું? લોકો ભલેને ગમે તે કહે. મેં કદીય એવું મનમાં આણ્યું છે ખરું?" સુશીલા બોલી.

"મનમાંની વાત કોણ જાણે?"

"આપ તો બધું જાણો છો." સુશીલા તરત જ બોલીઃ "મારા મનમાં સુનંદ માટે પ્રેમ છે, એમ જે હમણાં કહ્યું, તે કેવી રીતે કહેલું?"

"તેં મને પકડ્યો ખરો. ને તને સાચું કહું? હું તારા મનને બરાબર જાણું છું. તું સાચેસાચ સાધ્વી છે. પણ તું વ્યવહાર સમજતી નથી. સુનંદ પણ સજ્જન છે. તે હોંશિયાર છે એ યુનિવર્સિટીએ જ જગતને જાહેર કર્યું છે. પણ વ્યવહારમાં તે તારા જેવો બાળક જ છે. બાળુ અને એની પ્રત્યે નાનપણથી તને પ્રેમ છે, એ ન સમજવા જેટલો હું નાદાન થોડો છું? પણ તું પતિવ્રતા છે, એય હું જાણું છું. તારી યોગ્યતા મારામાં આવવાની નથી. જગતમાં દેવ નથી એમ હું હમેશાં કહું છું ને કૉલેજની ડિબેટિંગ સોસાયટીમાં—ચર્ચાસભામાં—મેં એ વસ્તુ જાહેર રીતે કહી પણ નાખી છે. પણ જગતમાં 'દેવ' ન હોય તોય એક 'દેવી' તો છે જ એમ હું

હમેશાં કહ્યા કરવાનો. પણ એ દેવી લૌકિક વ્યવહારમાં મારી ઇચ્છાને અનુસરે એવી મારી ઇચ્છા છે. કારણ લૌકિક વ્યવહાર તેના કરતાં હું વધારે જાણું છું એમ મને લાગે છે, કંઈ નહિ તો મને એવો ભ્રમ છે. પણ હવે તું આટલું કરજે. ઊઠે કે તરત જ સુનંદને સંદેશો કહેવડાવીને આ બધું તેને લઈ જવાનું કહેજે. અને ફરીથી આવા ફંદામાં ફસાઈશ નહિ. સુનંદને કહેજે, અમે મૉડરેટ લોકો બૉંબની વિરુદ્ધ હોવા છતાં માણસાઈ છોડી બેઠા નથી ને જરૂર પડે ત્યારે અમે જ ઉપયોગી નીવડવાના છીએ. સમજી ?"

"દૈવે જ બચાવ્યા એમ કહેવું જોઈએ. મને તો થયું હતું કે હવે શુંનું શું થઈ જશે !"

"અમારા ઘરમાં આટલાં વર્ષ રહ્યા છતાં તું દૈવને માનતી હોય એમ લાગે છે. તું તો હમેશાં ફરિયાદ કર્યા કરે છે કે 'આ ઘરમાં આવ્યા પછી મારો દેવ ખોવાઈ ગયો.'"

"આટલા દિવસ લગી સાચે જ ખોવાયો હતો; પણ આજે અત્યારે જ મને તે જડયો છે! આટલા દિવસ લગી પાસે હોવા છતાં મેં તેને ન ઓળખ્યો તેથી, દેવ કોપ ન કરે ?"

"દેવ કોપ કરત, પણ બિચારો દેવી આગળ શું કરે ?"

## [ ૧૫ ] ક્રમવિકાસ કે ક્રાંતિ ?

**બા**ળુ અને રાવબાની બી. એ.ની પરીક્ષાનું પરિણામ જણાઈ ચૂક્યું હતું; ને રાવબા ત્રીજા વર્ગમાં અને બાળુ પહેલા વર્ગમાં પાસ થયા હતા. બાળુને ડેક્કન કૉલેજમાં ફેલોશીપ મળશે, એ વાત નિશ્ચિત હતી અને રાવબા એલએલ. બી.નો અભ્યાસ કરવાનો હતો. સુનંદ હમણાં જ જેલમાંથી છૂટીને આવ્યો હતો. કારણ પિસ્તોલ પોલીસોએ આખરે શોધી કાઢી હતી અને મુકદ્દમો થયા પછી જે થવાનું હતું તે થઈ ચૂક્યું હતું. જેલમાંથી છૂટીને આવ્યા પછી સુનંદ સાથે બોલવા પણ કોઈ તૈયાર ન હતું. પણ ગિરિધરરાવે તેને પોતાની મેળે ચા પીવાનું આમંત્રણ આપ્યું હતું. તેમને જવલજૂંહાલપણું બિલકુલ ગમતું ન હતું; પણ એક શિષ્ય તરીકે સુનંદ ઉપર એમને ખૂબ પ્રેમ હતો. બાળુનેય તેમણે આ વખતે બોલાવ્યો હતો ને બધા સુનંદના આગમનની રાહ જોતા હતા.

" તું, બાળુ, ફર્સ્ટ ક્લાસમાં આવ્યો; પણ સુનંદ જો જેલમાં ન ગયો હોત, તો ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવત. પણ હવે ઈન્ટરમાંય પાસ થયો નથી, ને નોકરી લેવા જશે, તો કોઈ બારણે ઊભું રહેવા દેવાનું નથી. "

"પણ તે નોકરી શોધે જ શાના? એમનો નોકરી કરવાનો કદી વિચાર જ ન હતો," સુશીલા 'જ્ઞાનપ્રકાશ' વાંચતી હતી, તે બોલી.

"Nonsense (છટ્), નોકરી સિવાય તેનું ગાડું નભશે કેવી રીતે? ઘરનો શ્રીમાન છે કે શું? વળી પાછો જેલમાં જતાં પહેલાં પરણી બેઠો છે! આવાં કામ કરવાં હતાં, તો પરણ્યા શા માટે?"

"પરણતી વેળાએ પૂરું ભવિષ્ય માણસ થોડો જ જોઈ શકે છે?" રાવબા બોલ્યો, અને પત્ની તરફ સાભિપ્રાય દૃષ્ટિએ જોવા લાગ્યો: "મને ક્યાં આ ભવિષ્યની ખબર હતી કે નાસ્તિકતામાં મારાથીય એ ચઢી જવાની છે."

"તે નાસ્તિક નથી," સુશીલાના સસરા બોલ્યા: "તે સ્પેન્સરની અને મારી માફક અજ્ઞેયવાદી છે. તું માત્ર નાસ્તિક છે ખરો!"

"મારાથીય એ વધારે છે. પણ હું શા માટે કોઈને વિષે ખોટો મત બંધાય એવું કહું? તમારી સાથે એ બોલતી નથી, એટલે તમને—"

"પણ બોલવાની જરૂર શી? નાસ્તિક માણસો જુદી જ જાતનાં હોય છે," ગિરિધરરાવે જવાબ દીધો અને વિષયાંતર કરવાના હેતુથી "હજી કેમ સુનંદ નહિ આવ્યો હોય," એમ કહી બારીમાંથી રસ્તા તરફ જોવા લાગ્યા. જોયા પછી એકબે ક્ષણમાં જ સુનંદ તેમની નજરે પડ્યો, અને "છે તેવો જ હજી રહ્યો છે!" એ ઉદ્ગાર સામાન્ય રીતે કઠોર દેખાતા પણ સુનંદ વિષે હૃદયમાં કોમળ ભાવ ધારણ કરનારા ગુરુના મુખમાંથી એકદમ બહાર પડ્યા.

દાદરો ચઢીને સુનંદ ઉપર આવ્યો અને ઘણે દિવસે તેમજ મહત્ત્વના બનાવ પછીના પહેલા જ મેળાપને લીધે તેણે ગુરુના પગ ઉપર માથું મૂક્યું: ખેસ વડે પરસેવો અને આંખો લૂછીને એક

જગ્યાએ જઈને બેઠો. "અરે, પગે માથું શાના મૂકો છો, આ નવ-યુગમાં? અમે શું પહેલાંના સમયના ગુરુ જેવા ગુરુઓ છીએ કે શું? હવે એ રિવાજ તોડી નાખવા જોઈએ. બાકી એ બધું સ્વાભાવિક રીતે જ થાય છે. દુનિયામાં સ્પેન્સર કહે છે તેમ બધું પરિસ્થિતિમાં adjust—અનુકૂળ—થયાં જ કરે છે!"

"પરિસ્થિતિને અનુકૂળ થવાને બદલે પરિસ્થિતિને બદલવાનો કોઈ જોસથી પ્રયત્ન નથી કરતું. દરેક જણ તેની ગુલામી સ્વીકારે છે. એને કોઈ નમાવતું નથી," સુનંદ બોલ્યો: "બાકી, અમે તો failures—નિષ્ફળ ગયેલા—છીએ. અમને બોલવાનો અધિકાર નથી."

"Success—સફળતા અને failures—નિષ્ફળતાનો આ પ્રશ્ન નથી," બાળુ બોલ્યો: "પરિસ્થિતિને નમાવતાં પહેલાં સમાજ શક્યતા કે અશક્યતાનો વિચાર કરે છે; ને તે તદ્દન સ્વાભાવિક છે. તેમાં ખોટું શું છે?"

"આપણા સમાજમાં સામાન્ય નીતિ પણ નથી. મોટા મોટા લોકોમાંય સાદી નીતિ નથી. આવી સ્થિતિમાં સંજોગોને નમાવવાની વાતો કરવામાં શો અર્થ છે?" ગિરિધરરાવ બોલ્યા: "આપણે ત્યાંની મ્યુનિસિપાલિટીની જ વાત લો. અહીંનો જહાલ પક્ષ આજ લગી સરકાર ઉપર ન મનાય એટલી સખત ટીકા કરતો; પણ હવે તે જ લોકો સરકારી અને મુસલમાન સભ્યો સાથે મળી જઈને કામ કરે છે. ને એમ કરીને મેળવશે શું, તો કહે છે કે મૉડરેટ પ્રમુખને કાઢી નાખી પોતાના પક્ષનો પ્રમુખ તેની જગ્યાએ બેસાડશે! આને નીતિ કહેવી કે શું કહેવું?"

"મૉડરેટ પક્ષે જે કર્યું તે જ હવે અમે કરીએ છીએ," સુનંદે જવાબ વાળ્યો.

"મૉડરેટ લોકો સરકારની સાથે આવી રીતે કદી પણ મળી ગયા નથી," રાવબાએ જવાબ આપ્યો.

"રહેવા દેને ચર્ચા," ગિરિધરરાવ બોલ્યાઃ "એ હમણાં તો આવ્યો છે. તબિયત કેવી છે, હાલહવાલ શા છે, એ તો મને પૂછવા દેશો કે નહિ?" આમ કહી તેમણે, રાવબાએ અને સુશીલાએ (બાળુએ એ પહેલાં જ બધું પૂછી લીધું હતું) મુકદ્દમા વિષે પૂછપરછ કરી. ને તેણેય બધી વાત હતી તેવી કહી; પોતાની ભૂલો પણ નિઃસંકોચ રીતે કબૂલ કરી દીધી.

"દેશમાં વધારે તાકાત નથી. વધારે લાગણી હોય એવા માણસો જ ઓછા છે. સ્વાર્થત્યાગ નહિ જેવો છે. આવી સ્થિતિમાં અમે જે માર્ગ લીધો, તે તદ્દન ભૂલભરેલો હતો," તે બોલ્યોઃ "પણ પ્રયત્ન કર્યાનો મને લેશ માત્ર પશ્ચાત્તાપ થતો નથી. આમાંથી યોગ્ય પાઠ ન લઈ શકું, તો જ મને ખોટું લાગશે."

"યોગ્ય પાઠ કયો?" સુશીલાએ ચાની કીટલી આણી હતી, તેમાંથી કપમાં ચા રેડતાં પહેલાં તેના ભણી જોઈને પૂછ્યું.

"યોગ્ય પાઠ એ કે આ માર્ગ નિરર્થક છે, એમ માની બીજો યોગ્ય રસ્તો શોધવો."

"અરે, પણ તમને તો એ વાત હું મૂળથી કહેતો આવ્યો છું," ગિરિધરરાવ પોતાના મહત્ત્વનું દર્શન કરાવતા સ્વરે બોલ્યાઃ "હમેશાં માણસ કે સમાજે Evolution—ક્રમવિકાસને રસ્તે જવું જોઈએ. Revolution—ક્રાંતિનો રસ્તો નકામો છે."

"આ સિદ્ધાંત બધી બાબતોમાં ખરો છે, એમ માનવા હું તૈયાર નથી. પણ અત્યારના સંજોગોમાં એ યોગ્ય છે, એ હું કબૂલ કરું છું."

"સીંદરી બળે, પણ વળ ન મૂકે," સુશીલા વચ્ચે બોલી, ને સ્મિત કરી ગાલમાં હસવા લાગી.

"વળ નહિ હોય તો પછી માણસમાં બાકી રહ્યું શું?" સુનંદે જવાબ આપતાં કહ્યું ને ચાનો કપ મોંએ અડાડ્યો.

"ક્રાંતિ ક્રમવિકાસ કરતાં હમેશાં જ ખરાબ હોય છે, એમ નથી; પણ ઘણુંખરું એ એવી હોય છે," બાળુએ વચ્ચે જ કહ્યું: "પણ ક્રમવિકાસને માર્ગે જવાની વાત કરીએ તો તેમાં દોષ એ છે કે એ માર્ગે ધ્યેયપ્રાપ્તિ માટે વખત ખૂબ લાગે છે. ને કોઈ કાળે પણ એ પ્રાપ્ત થશે કે કેમ તેની શંકા થવા માંડે છે. તે રસ્તે જતાં ઉત્સાહ, સાહસ, નીડરતા, સ્વાર્થત્યાગ, પરાક્રમ વગેરે ગુણોને બહાર આવવાનું સ્થાન રહેતું નથી."

"ગ્રેજ્યુએટ થયા છતાં હજી તું એના એ ભ્રમમાં રહ્યો છે કે શું?" ગિરિધરરાવ બોલ્યા: "અરે ભાઈ, સામાજિક કાર્ય કરતી વખતે ઉત્સાહ, સાહસ, નીડરતા કે પરાક્રમને સ્થાન નથી મળતું એમ તું કેવી રીતે કહી શકે છે? પણ એ રહેવા દે. તારા આ પિસ્તોલવાળા લોકોએ શાં શાં પરાક્રમ કર્યાં છે, તે તો એક વાર કહે! તમારા પેલા રામદાસી વિનાયકબુવાએ, પોલીસે તમાચો મારતાં જ આ સુનંદનું નામ કહી દીધું. આને તે તમે પરાક્રમ કહેશો?"

"તમાચો મારતાં જ નહિ, પણ તમાચો મારવાની ધમકી આપતાં જ તેણે મારું નામ આપ્યું, અને મને દોઢ વર્ષની સજા થઈ," સુનંદ બોલ્યો: "અમારા ખટલામાં સપડાયેલા અને ન સપડાયેલા લોકોની એકેએક વાત કહેવા બેસું તો એક દિવસમાં બધું પૂરું પણ નહિ થાય. પોલીસ અને તેમના અમલદારોનીય એવી કેટલીક વાતો છે. પણ તે હમણાં રહેવા દો."

"એ ખરું; પણ હવે તું શું કરવાનો છે?" ગિરિધરરાવે પૂછ્યું: "પત્નીને, માતાને અને તારી જાતને તો પોષવી જ જોઈશેને? તારી બાને હવે કેમ છે? તાવ આવતો હતો એમ સાંભળ્યું હતું."

"તાવ નથી હવે; પણ અશક્તિ ઘણી છે. મારા જેલવાસથી એ બિચારીની કેડો જ ભાંગી ગઈ છે."

"તેથી તો હું પૂછું છું કે હવે આગળ શો વિચાર છે? સરકારી નોકરી તો નહિ મળી શકે; પણ મુંબઈમાં એકાદ વેપારીને ત્યાં તો મળે ખરી."

"એવો જ વિચાર કરી રહ્યો છું. પણ હમણા કશું નક્કી નથી. બાનાં એકબે જૂનાં ઘરેણાં વેચ્યાં છે તેની ઉપર ગુજરાન— "

"Don't talk of that, I cannot hear it—એવી વાત ન કર; મારાથી એ સહી જતી નથી," ગિરિધરરાવ ગળગળા થઈને બોલ્યા: "તું હવે એમ કર. તને જો પૈસા વગેરેની જરૂર પડે તો ઉછીના, કરજ પેટે અથવા એમ ને એમ, ગમે તે રીતે હું તને આપીશ. આપણા મત જુદા છે; પણ તારા મતના કરતાં તારા મન તરફ હું વધારે જોઉં છું. તારા વિચારો તને જેલમાં લઈ જશે; પણ તારું મન તને સ્વર્ગમાં લઈ જશે. પણ એ વાતો કરવામાં કશો અર્થ નથી. તને જ્યારે જ્યારે મદદની જરૂર હોય ત્યારે ત્યારે મને મળજે; બનશે તેટલું હું કરીશ."

ઉપર લખેલી ગંભીર પ્રકારની વાતો કરીને ગિરિધરરાવ કાંઈ કારણસર નીચે ગયા અને મેડા ઉપર રાવબા, બાળુ, સુનંદ ને સુશીલા રહ્યાં. રાવબા ને બાળુની વચ્ચે ગાઢી મિત્રતા કદી ન હોવાથી ને રાવબાનો સ્વભાવ શંકાશીલ હોવાને લીધે સુશીલા બાળુ સાથે બોલવાનું ટાળતી; પણ આજે સુનંદના આગમનનો પ્રસંગ હોવાથી તે ત્યાં થોભી ને સુનંદ અને બાળુની પત્નીઓ વિષે (તે બન્ને આ પહેલાં જ નાનપણમાં જૂના રિવાજને અનુસરીને પરણી ગયા હતા, એ કહેવાની હવે ભાગ્યે જ જરૂર છે) વિવિધ વાતો કરતી ને મજાક ઉડાવતી ઊભી હતી. એ વખતે નાનપણની બધી રમતો, રીસો, કજિયા વગેરેની વાતો નીકળી ને બધાંનો એ સમય આનંદમાં અને હાસ્યવિનોદમાં પસાર થયો. વાતચીત પૂરી થવા આવી, ત્યારે સુનંદ સ્મિત કરી બોલ્યો: "જેલમાં જઈ આવ્યા પછી આ એક મોટો

લાભ થયો કે આપણે ચારે જણાં ઘણાં વરસથી પહેલાંની જેમ હસ્ય રમ્યાં નહોતાં તે આજે હસવા રમવા પામ્યાં."

"સંતોષ માની લો છો, એટલું જ, બીજું શું ? બી. એ. થય પછી આમાં પડ્યા હોત, તો વિદ્યા તો પૂરી થાત," સુશીલા બોલી

"વિદ્યા ભણીને પછી પણ સત્કાર્ય કરવાનું હતું ને ? એ તો ગ ત્યારે થઈ શકે છે. હવે બી. એ. થયા પછી સન્માન સાથે સત્કાર્ય થા શકત, તે હું કરી શકવાનો નથી, એ વાત મને કબૂલ છે. પ સન્માન વિના મારું કામ રોકાઈ જ જશે, એમ મને નથી લાગતું.

"રોકાવાની વાત નથી," સુશીલા બોલીઃ "તમે ત્રણે જણ સાથે હતા. પણ હવે એક જણ પાછળ રહ્યો એ મનને ગમતું નથી.

"પણ હું પાછળ ક્યાં છું ? મારું નામ તો છાપે ચઢી ગયું છે, સંતોષનો ખોટો અભિનય કરી સુનંદ બોલ્યોઃ "પણ મારી વાત રહે દે. તું નાસ્તિક બનતી જાય છે, એમ બાળુ કહેતો હતો ત સાચું છે ?"

"મને નાસ્તિક કોણ કહી શકે એમ છે ?" સુશીલાએ જવા દીધોઃ "હું દેવને માનું છું એટલું જ નહિ, પણ મારો દેવ મૂર્તદેહધા છે, અને તે હમણાં મારી પાસે આ ક્ષણે પણ છે," આમ કહીને તે પોતાના પતિ તરફ પ્રેમપૂર્ણ નજરે જોયું. આ સાંભળી સુનંદ કાંઈ શ્લેષાત્મક વાક્ય બોલવાનો હતો ત્યાં તો ઉષા ત્યાં આવીને "મો બહેન, બાએ તને આજે ઘેર બોલાવી છે, તાત્યા મ્યુનિસિપાલિટી પ્રમુખ થયા છે ને, તેથી આજે પાર્ટી છે, ને તેથી તને બોલા છે !" એમ બોલી. તેના આમ બોલવાથી અને બોલાવવાથી વિ બદલાયો અને સૌ વિખેરાયાં.

## [ ૧૬ ] સ્વાર્થભક્તિ કે સદ્‌ગુણભક્તિ?

સુનંદરાવ અને બળવંતરાવ એક વરસ પછી આગ્રા, હરદ્વાર તરફ પ્રવાસે ગયા હતા, ત્યારે તેમને સુશીલાનો નીચેનો પત્ર મળ્યો હતો. તેમાં એક રીતે દુઃખની ને બીજી રીતે આનંદની ખબર હતી. તે પત્રથી તેમનાં મનમાં દેશની સામાજિક અને ઔદ્યોગિક ઉન્નતિ વિષે અનેક વિચારો આવ્યા ને તેમનાં ચિત્ત અસ્વસ્થ થયાં. પત્ર વાંચી રહ્યા પછી તે વિષે તેમની વચ્ચે વાતચીત થવી જોઈતી હતી, પણ તેવું થવાને બદલે તે પત્ર તેમણે બેત્રણ વાર વાંચ્યો, ને પછી બેચાર ઉદ્‌ગારવાચક વાક્યો ઉચ્ચાર્યાઃ પોતપોતાની જગ્યાએ બેસી રહીને તે વિષે વિચાર કરવા બન્ને મંડી ગયા.

શ્રી.

સોનગામ.

"પ્રિય મિત્ર બળવંતરાવ અને સુનંદરાવ! સુશીલાના નમસ્કાર સ્વીકારશો. વિ. વિ. તમે તાજમહાલ જોઈને ખૂબ આનંદિત થયા, અને સાદા પથ્થરોમાંથી આવી સુંદર ઇમારત માણુસ જેમ બનાવી શકે છે, તેમ સામાન્ય માણુસોના સમાજમાંથી પણુ સુંદર સમાજમંદિરની રચના તે રચી શકશે અને તેથી આખા વિશ્વને આનંદ આપી શકાશે,

એવો વિચાર સુનંદરાવને ત્યાં સૂઝ્યો ને પછી 'માણુસ ધારે, તો સમાજની રચના પરસ્પરોપયોગી અને અન્યોન્ય સૌંદર્યવર્ધક કેવી રીતે થઈ શકે,' તે વિષે તમે બન્નેએ ચર્ચા કરી, વગેરે વાતો તમે પત્રદ્વારા લખી તે જાણી; હરદ્વારનું અને ત્યાંના ગુરુકુળનું વર્ણન પણ ખૂબ મજા પડે એવું હતું. અમે બન્ને તમારી સાથે હોત, તો ખૂબ મઝા પડત, એ વિચાર મારા મનમાં આવ્યો; પણ તેમને એ વિચાર ગમ્યો નહિ. તેમનું કહેવું એવું હતું કે દરેકે દરેક વાતની નકામી શાબ્દિક ચર્ચા કરવા કરતાં કે જુદાં જુદાં સ્થાનો જોવા કરતાં માણસે ઉદ્યોગ કરવા બેસી જવું જોઈએ. દેશની ઉન્નતિ કરવી હોય તો હરદ્વાર જેવાં તીર્થો જોવાને બદલે એકાદ કારખાનું કાઢીને ચલાવવું. કાંઈ નહિ તો તેમાં કામ કરી દેશની સંપત્તિમાં વધારો કરવો. મને તમે કહો છો તેય ગમે છે અને તે કહે છે એય એક રીતે તો સાચું જ છે, એમ લાગે છે!

"પણ મારે એ કહેવું નથી. જે આનંદની વાત કહેવાની છે તે એ છે કે અમે બન્ને એક મહાસંકટમાંથી બચ્યાં. અમારા સાબુના કારખાનાના અને ચોખાની મિલના મજૂરોએ મજૂરીના દર વધારવા માટે હડતાળ પાડી હતી. પણ અમારે ત્યાં નમતું મૂકવાની વૃત્તિ બિલકુલ ન હોવાને લીધે અને લોકોને ન ગમતાં કઠોર સત્યો બેધડક રીતે સમય કે અસમય જોયા વિના કહી નાખવાની ટેવને લીધે લોકો ઊકળ્યા, તપી ગયા અને ગુસ્સાના આવેશમાં તેમણે કારખાનાને અને મિલને આગ લગાડી દીધી! મારી મધ્યસ્થીથી કારખાનાની અને મિલની સ્ત્રીઓની મજૂરી થોડીક વધારવામાં આવી હતી, અને કૂશકી, ધોવાના સાબુ વગેરે વસ્તુઓ તેમને થોડીઘણી મફત આપવામાં આવી હતી. તેમ બીજી પણ કેટલીક સગવડો તેમને આપવામાં આવી હતી. તેથી મજૂર સ્ત્રીઓ એ હડતાળમાં સામેલ થઈ ન હતી. તેમની સાથે વાતચીત કરવા માટે બપોરની ચા વગેરે લઈને હું કારખાનામાં ગઈ હતી. પાછળથી 'તે' ત્યાં આવ્યા. તે આવ્યા પછી ચોખાની મિલમાં બેઠેલી

મજૂર બાઈઓ સાથેની વાતો પડતી મૂકી મનુષ્યશૂન્ય બનેલા સાબુના કારખાનામાં હું આવી. અને એક ઓરડામાં 'તે' અને હું વાતો કરતાં બેઠાં. 'તે' અંદર એકલા જ છે એમ માનીને કેટલાક મજૂરોએ ચારપાંચ ઠેકાણે કારખાનાને આગ લગાડી અને બહારથી દરવાજા બંધ કરીને તેઓ મોજ જોતા બેઠા! ત્રણચાર મિનિટમાં જ આગ લાગ્યાની વાત અમે જાણી; પણ ઉપાય શો? ચારે બાજુથી ભડકા નીકળતા હતા, બહાર જવાનો રસ્તો ન હતો. શું કરવું એ સૂઝે નહિ. હું બેબાકળી બની ગઈ, રડવા લાગી ને બૂમો પણ પાડવા લાગી. પણ તે તદ્દન શાંત હતા. જુદે જુદે રસ્તે મને લઈ જવાનો તેમણે પ્રયત્ન કર્યો, પણ બધું નકામું હતું. આખરે તે વચલા મોટા ચોકમાં ખુલ્લામાં વચ્ચોવચ ઊભા રહ્યા ને 'રડીને થોડી જ આગ હોલવાવાની છે? મૃત્યુ પાસેથી હવે આપણે ભાગી શકવાનાં નથી. મૂરખ લોકો સાથે સંબંધ રાખીએ, એટલે પરિણામ આવું જ આવે. શાંત રીતે અહીં વચ્ચોવચ ઊભાં રહીશું તો આગ હોલવાયા પછી થોડાંઘણાં દઝાયાં છતાંય કદાચ આપણે જીવતાં રહી શકીશું,' એમ મને કહેવા લાગ્યા. તેમની એ ધીરજ જોઈ ને મને એ સાચે જ દેવસમા લાગ્યા. પણ મારી બૂમાબૂમ કેમે કરી અટકે નહિ. પણ એય એક રીતે સારું જ થયું. કારણ તેથી હું ત્યાં હોવાની વાત કેટલાક મજૂરોએ જાણી. ને એક બારણું એકેસપાટે તોડી નાખીને આગના ભડકામાંથી મને ઉગારવાને તેઓ આવ્યા; પણ હું 'તેમને' સખત રીતે વળગી પડેલી હોવાથી તેઓ અમને બન્નેને ઊંચકીને બહાર લઈ ગયા. મને ઉગારવા આવેલામાંથી એકે જાન ખોયો અને બેત્રણ જણા સખ્ત રીતે દાઝ્યા? ઈશ્વરની યોજના આવી વિચિત્ર છે!

'આપ કેવળ પૈસા તરફ જુઓ છો તેથી મજૂરો સામા થયા છે. થોડી મજૂરી વધારો તો શું બગડી જવાનું છે?' એવું હું 'તેમને' કહું છું; પણ 'તે' માનતા નથી. મજૂરી વધાર્યે નફો

નહિ થાય એટલું જ નહિ, પણ ખોટ આવશે, એમ ‘તે’ કહે છે. ને ‘આ બાબતમાં તું કશું નહિ સમજે, એટલે તું બોલીશ નહિ,’ એમ કહે છે. ‘તારે જોવા હોય તો તને હિસાબના ચોપડા હું બતાવું. ખોટ આવશે કે નહિ, તે તું જ કહેજે,’ એમ પણ ‘તે’ મને કહે છે. પણ ચોપડા વગેરે હું જોતી નથી. તેમની વાત મને સાચી લાગે છે; પણ મજૂરોની સ્થિતિય મારાથી જોવાતી નથી. ‘મજૂરો પોતાનું હિત સમજી શકતા નથી, હું તેમનું હિત સમજી શકું છું ને આ ઉદ્યોગ મેં તેમને માટે જ ચાલુ કર્યો છે,’ એવુંય ‘એ’ કહે છે. ‘દેશની ઔદ્યોગિક ઉન્નતિ થવી જોઈએ. સરકારની ટીકા કરવાથી અને વ્યાખ્યાનો ઝૂડવાથી કશું વળવાનું નથી,’ એવા એમના વિચારો છે. ‘મજૂરોને આ બધી વાતો સમજાવીને કહોને એક વાર, એટલે તેમની રીસ ઊતરી જશે,’ એવું હું કહું કે તરત જ ‘તે’ કહે છે, કે ‘મજૂરો કશું સમજતા નથી. તેઓ તો ક્ષુદ્ર અને તાત્કાળિક ફાયદો જ જુએ છે.’

‘એવું કેમ કહો છો? મને બચાવવાને માટે એમણે પોતાનો જાન જોખમમાં નાખ્યો કે નહિ!’ એવું મેં કહ્યું ત્યારે એમણે જવાબ આપ્યો કે ‘તેં મજૂરણોની મજૂરી વધારવામાં ભાગ લીધો હતો, તેથી તારા પ્રત્યે એમને ભક્તિભાવ છે; બીજું કશું નથી.’ મેં કહ્યું: ‘એમ નથી. તેમની સાથે મીઠાશથી બોલીએ, તેમની પૂછપરછ કરીએ, સુખ કે સમાધાનની બે વાતો કરીએ, તો તેમને પણ ગમે. તેઓય માણસો તો છે જ ને? તેઓ કરેલા ઉપકારને સમજી શકે છે. તેઓ ઉપકારને સમજી શક્યા ન હોત તો મારે માટે કાંઈ તેઓ પોતાનો જાન જોખમમાં ન નાખત.’

‘તેઓ ઉપકાર જાણે છે, એ વાત હું કબૂલ કરું છું,’ તે કહે છે: ‘પણ તેઓ મૂરખ ને અજ્ઞાન છે. પોતાનું હિત તેઓ સમજી શકતા નથી, ને જેઓ સમજે છે તેમની ઉપર તેમને વિશ્વાસ નથી.

તેમની માગણી કબૂલ કરી જો હું મજૂરી આપવા માંડું તો એકબે વરસમાં જ મારે કારખાનું અને મિલ બંધ કરીને દેવાળું કાઢવું પડે. ને તેમ થાય તો તેમને અત્યારે મળે છે એટલી મજૂરી કેવી રીતે મળી શકશે? તેમનું હિત હું સમજું છું અને મારા મત પ્રમાણે જ હું વર્તવાનો છું. એ મૂર્ખ લોકો ક્ષુદ્ર અને તાત્કાળિક લાભ સમજે છે; આગળપાછળનું કાંઈ જોતા નથી, અને તેમનો પક્ષ લઈને બોલનારી તું છે, પણ તને પણ એની કશી ખબર નથી.'

તેમનું આ કહેવું મને સાચું લાગે છે, કારણ મારા કરતાં તે વધારે સમજે છે. વ્યવહારજ્ઞાન મારા કરતાં તેમનામાં વધારે છે અને તેઓ 'અર્થશાસ્ત્ર' વગેરે જે શબ્દો બોલે છે, તેમનો અર્થ પણ મને સમજાતો નથી. તેમનો અને મારો વખત કેવી રીતે પસાર થાય છે. તે જણાવવાને માટે આ લાંબો પત્ર લખ્યો છે. તમારા પણ પત્રો આવે છે, તેવા જ છો આવતા. એ મને બહુ ગમે છે. તમને તે sentimentalists—ભાવનાપ્રધાન—કહે છે, છતાં તમારે માટે એમને ખૂબ માન છે. જ્યારે મળીશું ત્યારે આગની વાત વિસ્તારથી કહીશ. તમે પણ પ્રવાસની વાત કહેશો જ. એ જ.

તમારી બાલમિત્ર
સુશીલા."

## [ ૧૭ ] પતિ પણ માટી જ !

સુશીલાની ઈશ્વર વિષેની કલ્પના અને ભાવના કેટલેક અંશે વય પ્રમાણે અને માનસિક વિકાસ પ્રમાણે તો કેટલેક અંશે વિશેષ પ્રકારના અનુભવોને લઈને અને જે લોકોનો એને સહવાસ હતો તેમના પરિચયને લીધે, કેવી રીતે ક્રમેક્રમે બદલાયાં તે અત્યાર લગી જુદા જુદા પ્રસંગો અને દૃશ્યોના આધારે આપણે જોયું. માણસના જેવા જ પણ તેનાથી ઉચ્ચ કોટીના ને આકાશમાં રહેનારા નાનપણના દેવો ગયા અને તેમની જગ્યાએ પતિ એ જ દેવ એને મન વસી ગયો હતો, એ વાત આપણે છેલ્લાં બે પ્રકરણોમાં જોઈ લીધી. પણ આ દેવ તેને વધારે દિવસ લાભકારક થાય એમ ન હતું. પછી એનો પતિ મૃત્યુવશ થયો એ અર્થમાં આ નથી કહેવાયું. એ બેશક એક મોટી આપત્તિ હતી, પણ તેથી વધારે ગંભીર એવા અર્થમાં તેના ઉપર એક એવી આપત્તિ આવી પડી કે પતિને પોતે દેવ માનતી હતી એ પોતાનો મોટો ભ્રમ હતો, પતિ દેવ તો નથી જ, સારો માણસ પણ છે કે નહિ, એ વિષે પણ શંકા છે, એવી જાતના વિચારો મનમાં આવવા લાગ્યા. માટીના ગણપતિને કેટલાક દિવસ લગી દેવ માનીને પછી તે માટીનો જ છે, એમાં દેવત્વ નથી, એની

ખાતરી થયા પછી આપણને આઘાત થાય છે; પણ માટીના ગણપતિમાં દેવત્વ નહિ હોય તોય બીજે ક્યાંક તો છે, એ ભાવના જો તે અરસામાં હૃદયમાં જાગે, તો એ આઘાતની ખોટી અસર થતી નથી. એથી ઊલટું, ઝાડનાં મૂળિયાં વાદળના વરસાદથી વધારે દઢ થાય છે અને ઝાડને જીવન આપે છે, તેવી જ સ્થિતિ કાંઈક થાય છે. આકાશના બધા દેવ આકાશકુસુમવત્ ખોટા છે, એ માન્યતા એક કવિસંકેત કે સુજનસંકેત છે, એમ જાણ્યા પછી 'કેટલાક સુજનો દેવસમા છે, કાંઈ નહિ તો તેમની સુજનતા દૈવી છે,' એ વિચાર માણસને આધ્યાત્મિક જીવન આપી શકે છે. અને એ વિચારની સાથે સુશીલ પત્નીને મનગમતા પતિ વિષે જે શારીરિક અને બૌદ્ધિક મોહ હોય છે, તે જો મોજૂદ હોય, તો માટીના દેવ ગયા પછી ( થોડીક અતિશયોક્તિ કરીએ તો ) દેવનો સાક્ષાત્ અવતાર પોતાના ભાગ્યમાં મળ્યો છે, એમ તેને લાગે છે અને આધ્યાત્મિક જીવનનો પ્રવાહ શુદ્ધ અને આનંદદાયક રીતે વહી શકે છે. પણ પોતે જેમ તદ્દન અવતાર નહિ પણ એના જેવો કાંઈક ઉચ્ચ કોટિનો માને છે, તે પોતાના જેવો જ છે, એટલું જ નહિ, પણ ( શકિત અને બુદ્ધિની દૃષ્ટિથી ગમે તેટલો શ્રેષ્ઠ હોવા છતાં), તે પોતાના કરતાં નૈતિક દૃષ્ટિથી ઓછા દરજ્જાનો છે, એવું જો કોઈ સ્ત્રીને માલૂમ પડે તો તેને પોતે ભયંકર રીતે છેતરાઈ છે એમ લાગશે, અને પછી પોતાને વિષે તેમજ જગતને વિષે તેના મનમાં અતિશય તિરસ્કાર પેદા થશે.

અને તેમાંય વળી એવી સ્થિતિ થઈ હોય, કે જે સાત્ત્વિક ગુણોનો કોઈ માણસ ઉપર આપણે પ્રેમને લીધે આરોપ કરીએ, તે તે ગુણોથી યુક્ત નથી, એટલું જ દેખાઈ આવે, એટલું જ નહિ પણ જે ગુણોને પોતે ' સાત્ત્વિક ' અને ' ઉચ્ચ ' કહ્યા, તે તેવા છે કે નહિ, એ વિષે જ શંકા આવે; એટલે સુજનતાને સુજનતા જ શા માટે કહેવી, એવી જ

શંકા મનમાં આવવા માંડે, અને 'માણુસના સદ્દગુણુ એટલે સ્વાર્થનાં કેવળ રૂપાંતરો છે, જગતની રંગભૂમિ ઉપર સ્વાર્થે રચેલા સ્વાંગ છે,' એવી ભલે અસ્પષ્ટ પણ શંકા મનમાં આવવા માંડે, તો માણુસના જીવનનો આધાર જ તૂટયા જેવું થાય. આપણી સુશીલાના નસીબમાં એ સ્થિતિનો અનુભવ લેવાનું સર્જાયું હતું. અને તેય જે ઉંમરમાં સાચે જ ન લેવો જોઈએ તે જ ઉંમરમાં લેવાનો હતો. પણ એ વિષે વધારે વિચાર કર્યા વિના કયા પ્રસંગોથી અને અનુભવોથી એ માનસિક અવસ્થામાં તે જઈ પહોંચી તે આપણે જોઈ એ.

સુશીલાના જીવનમાં જે જાતજાતના ફેરફારો થયા તે જાતજાતના સૂક્ષ્મ બનાવોને લીધે થયા છે. સ્થૂલ દૃષ્ટિથી જોનારને તેના મનમાં સ્થિત્યંતરો કેમ અને કેવી રીતે થયાં એ સમજવું ભારે હતું. આ લેખકની પણ એવી જ સ્થિતિ થઈ. કારણ પાછલા પ્રકરણમાં વર્ણવેલી મનઃસ્થિતિમાં એક કે દોઢ વર્ષમાં કશો ફેરફાર થયો નથી અને પોતાના પતિના સહવાસના તે ગાળામાં એ સ્વર્ગતુલ્ય આનંદનો ઉપભોગ કરી રહી છે, એવી બાહ્ય નિરીક્ષણ ઉપરથી આ લેખકનો આટલો બધો નિકટ પરિચય હોવા છતાં માન્યતા બંધાઈ હતી! તેને બેચાર દૃશ્યો જોવાને મળ્યાં તે પરથી તો હરકોઈ ને એમ જ લાગ્યું હોત. પણ એ દૃશ્યોનાં આ લેખકે કરેલાં વર્ણનો જ્યારે એને ઘેર જ સુશીલાએ વાંચ્યાં ત્યારે તેણે 'Thou too Brutus' –તુંય બ્રુટસ—એ શબ્દો ઉચ્ચાર્યા અને પછી 'બહારથી હું ગમે તેટલી આનંદી દેખાતી હતી છતાં અંતરાત્મામાં સૂક્ષ્મ રીતે કેટલીક ચિનગારીઓ પડવાથી ત્યાં ધુમાડો થવાની શરૂઆત થતી હતી, ને ધુમાઈ ધુમાઈ ને થોડા વખત પછી ત્યાં ભડકો થયો!' એમ કહ્યું; અને 'મેં મારા આત્મચરિત્રમાં એ બધી હકીકત આપેલી છે,' એમ કહી બીજે દિવસે એ આત્મચરિત્ર મોકલી પણ આપ્યું. તે હકીકત વાંચ્યા પછી આ લેખકે લખેલાં ચાર પ્રકરણો અયથાર્થ હોવાને લીધે

રદ કર્યા અને તેમને બદલે તેની સંમતિ લઈને તેના આત્મચરિત્રનાં કેટલાંક પ્રકરણો આપવાનું ઠરાવ્યું. તે લખે છેઃ

"એ બી. એ. થયા પછી એલએલ. બી.નો અભ્યાસ કરતા હતા, એ દરમિયાન એક દિવસ સુનંદરાવ તેમની પાસે આવ્યા અને ગામમાં એક મફત વાંચનાલય કાઢવાનો પોતાનો વિચાર હોવાનું તેમણે જણાવ્યું, ને વિનંતિ કરી કે 'તમારે એ ફંડમાં મોટી રકમ આપવી પડશે. બાળુએ એક મહિનાની ફેલોશિપ એટલે પચાસ રૂપિયા આપ્યા છે. તમારે સો રૂપિયા આપવા પડશે.' એમણે જવાબ આપ્યો: 'તમે જોઈએ તો, 'આ'ની પાસે:એની બંગડીઓ માગો, એ તમને આપશે. કારણ એનું મન કોમળ છે. હું તો કઠોર વૃત્તિનો માણસ છું. તમારી આ નકામી ભાંજગડ મને પસંદ નથી.'

'કેમ પસંદ નથી?' સુનંદરાવે પૂછ્યું.

'કેમ શું? પિતાજી જેવો જ હું સ્પેન્સરનો શિષ્ય છું. દરેક જણ પોતાની મેળે પોતાનું કામ કરે, એમાં જ તેનું ને સમાજનું હિત છે, એવો મારો મત છે. દરેક જણ પોતાની મેળે ધોતિયું ધોઈ નાંખે, તો બધાંનાં ધોતિયાં ધોવાઈ જશે. તો પછી આ સીધો માર્ગ છોડીને દરેક જણ બીજાનાં ધોતિયાં ધોવા જાય, એ દ્રાવિડી પ્રાણાયામ કરવાની શી જરૂર? કેવી હસવા જેવી આ વાત છે? કહે છે કે દરેક જણ સ્વાર્થ છોડીને પરમાર્થ સાધે. એટલે પોતાનું ધોતિયું કે પોતાના કુટુંબનાં ધોતિયાં ધોવાને બદલે દરેક જણ પરમાર્થ સાધવા માટે બીજાનાં ઘરનાં ધોતિયાં ધૂએ!'

'આવા વિચિત્ર દાખલા લો એ કેમ ચાલે?' સુનંદરાવનો પક્ષ લઈ મેં કહ્યું.

'તારા જેવાં આગળ નહિ ચાલે, એ કબૂલ કરું છું. પણ તારી આગળ મારું શું ચાલે છે તે આ દાખલોય ચાલે?'

‘બધી વાતો આમ મશ્કરીમાં ન કાઢી નાખો,’ એમ મેં કહ્યું. એમની દલીલ મને ઠસી નહિ. મશ્કરી ગમી ન હતી એમ તો હતું જ નહિ. સાચું કહું તો મને એ બેશક ગમી હતી!

‘તું કહે છે એટલે મશ્કરી રહેવા દઉં છું,’ તેમણે આગળ ચલાવ્યું: ‘પણ એ વાત સાચી કે મને સ્પેન્સરના વિકાસવાદના સિદ્ધાંતો રુચે છે. જગતમાં જીવનકલહ ચાલે છે. જેઓ જીવવાને લાયક હશે તેઓ જીવશે અને તેઓ જ જીવે એ યોગ્ય છે; બાકીના મરશે. પણ તેઓ મરશે તેમાં દિલગીર થવા જેવું શું છે?’

‘એટલે આપણો દેશ પણ જીવનકલહમાં મરી જાય તો ચાલશે. એમ જ ને?’ રાષ્ટ્રીય પક્ષાભિમાની સુનંદરાવે પૂછ્યું.

‘ચાલવાનો સવાલ જ નથી. જીવનકલહમાં જે થવાનું હશે તે થશે. તે થવાનું જ છે ને થવું જ જોઈએ. નાલાયક માણસો કે રાષ્ટ્રો જીવનકલહમાં નાશ પામે તો તેમાં ખોટું શું છે?’

‘એટલે તમે ગરીબોને, દીનોને, કંગાલોને આધાર આપવાની વિરુદ્ધ છો, એમ કહેવું જોઈએ.’

‘હા, છું ખરો. ને સાચું કહું? તમને ખોટું લાગશે અને ‘આ’ દિલગીર થશે. પણ હું કહી જ દઉં છું. જગતમાં સાચો પરોપકાર છે જ નહિ. દરેક જણ સ્વાર્થી છે. હવે ટિળક, ગોખલે વગેરેએ સ્વાર્થત્યાગ નથી કર્યો, એમ તમે મને પૂછશો. પણ સાચું જ બોલાવવું હોય તો તેમણેય કશો સ્વાર્થત્યાગ કર્યો નથી. સ્વાર્થત્યાગમાં એમને સુખ મળતું હતું. પોતે દેશાભિમાની છે, પોતે ઉચ્ચ કોટિના છે, પોતે સ્વાર્થત્યાગ કરે છે, એ વિચારથી જ તેમને સુખ મળતું હતું. ગઈ કાલે જ એક ચોપડીમાં મેં એક વાક્ય વાંચ્યું: Self-sacrifice is a luxury—a sort of self-indulgence (સ્વાર્થત્યાગ એ મોજ છે; એક જાતની આસક્તિ છે).

આ રહી એ ચોપડી અહીં—' આમ બોલી લાલ રંગના પૂંઠાવાળી એક ચોપડી કાઢી તેમણે સુનંદરાવને એ વાક્ય (ત્યાં નિશાની મૂકેલી જ હતી!) કાઢીને બતાવ્યું.

વાક્ય વાંચીને સુનંદરાવ માત્ર હસ્યા અને બોલ્યા: 'આ ચર્ચા તો જૂની જ છે. Gratitude is anticipation of favours to come (આવનારા પ્રસાદોનો પૂર્વાસ્વાદ એટલે જ કૃતજ્ઞતા), એ બટલરનું વાક્ય અથવા न वाऽरे पत्युः कामाय पतिः प्रियो भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवति। (પતિ પ્રત્યેના પ્રેમને અંગે પતિ પ્રિય નથી હોતો, પણ પોતાની જાત પ્રત્યેના પ્રેમને અંગે જ તે પ્રિય હોય છે), વગેરે ઉપનિષદનાં વચનો તો જૂનાં જ છે.'

'જૂનાં છે તેમ જ સાચાંય છે,' તેમણે કહ્યું. 'જગતમાં પરાર્થ સાચા દિલથી કરનારા બહુ થોડા લોકો છે. અને જે થોડા છે તેમને ભ્રમ થયો છે. તેમણે આધ્યાત્મિક મદિરા પીધેલી હોય છે. અને એ મદિરાના નશામાં એ લોકો ફિળક–ગોખલેની જેમ વર્તે છે.'

આ સાંભળી સુનંદરાવ કશું બોલ્યા નહિ. તેમણે એક નિઃશ્વાસ નાખ્યો અને આવા માણસ સાથે સુશીલાને જન્મારો કાઢવો પડવાનો છે, તેથી એમને ખૂબ લાગી આવતું હોય એવું સૂક્ષ્મ દૃષ્ટિએ જોનારને જણાઈ આવે એવી નજરે મારા તરફ કાંઈક જોઈને તે બોલ્યા: 'ભલે, આપણા વિચારો ચર્ચા કરીને બદલાવાના નથી. પછી શુષ્ક ચર્ચા કર્યે શું વળવાનું છે? બાકી, આજે હું ભારે મૂર્ખામી કરવાનો હતો; પણ સારે નસીબે બચી ગયો. વકીલાતમાં જૂઠું બોલવું પડે છે. તેથી વકીલાતનો અભ્યાસ મૂકી દેવાની સલાહ હું તમને આપવાનો હતો. પણ સદ્‌ભાગ્યે એ વિષય ન કાઢ્યો એ સારું થયું, એમ લાગે છે.'

આ સાંભળીને માત્ર હસીને 'તે' ઊઠયા. ને કબાટ ઉઘાડી કાંઈક હાથમાં લઈ તે સુનંદરાવ પાસે ગયા અને એક જૂના દોસ્ત તરીકે તેમની પીઠ પર ધબ્બો લગાવી બોલ્યા: 'મારી શ્રદ્ધા છે, તેથી નહિ; પણ જૂની દોસ્તીને માટે અને (મારા તરફ જોઈને) 'આ' ને માટે દશ રૂપિયા આપું છું. પણ એક શરત છે, કે તમારે ચા પીને જ જવાનું.' આમ બોલી સાભિપ્રાય 'એમણે' મારા ભણી જોયું. એમનો અભિપ્રાય હું સમજી અને ચા લેવા માટે (ચા બનાવવાનું તો મેં પહેલાં જ કહ્યું હતું) હું નીચે જવા ઊપડી, ત્યાં તો ચા આવી! (અમારે ત્યાં નોકરના હાથની ચા લેવામાં કોઈને કશો વાંધો હતો નહિ. ને સુનંદરાવનેય ન હતો.) આ વાત થઈ ગયા પછી બધાં પોતપોતાને કામે ગયાં. પણ તે દિવસે, અથવા સાચું કહેવું હોય તો, તે રાત્રે Self-sacrifice is a luxury–a sort of self-indulgence" (ત્યાગ એ એક જાતનો ભોગ છે. પોતાની જાતનાં વખાણ કરાવવાનો એ રસ્તો છે) એ વાક્યથી આખી રાત ઊંઘ આવી નહિ! એ જાગે ત્યારે અનેક વાર કારણ પૂછતા; પણ મનમાંની યાતનાઓ એમને કહીને શું વળવાનું હતું? નકામી મશ્કરી કરત. એટલે મેં ગમે તેવા ઉડાઉ જવાબો આપીને વેળા વાળી લીધી."

## [૧૮] સુખવાદનાં પરિણામ

"ગયા પ્રકરણમાં લખેલી વાતચીતની કોઈને ખબર ન હતી. મારું ચરિત્ર લખવા ઇચ્છનારા આ લેખકનેય એની ખબર ન હતી. પાછળથી તેને—અથવા તેમને કહેવું જોઈએ—મેં એક વિશેષ પ્રસંગે એ વિષે વાત કરેલી. પણ એ વાત એમની વિસ્મૃતિમાં ક્યાંય લપાઈ ગઈ હોય એમ લાગે છે. પણ હું એ વીસરી શકું એમ ન હતું. કારણ મારો સ્વભાવ બાહ્ય બાબતો કરતાં આવી આંતર બાબતો ઉપર જ વધારે આધાર રાખતો હતો. સારી હોય કે ખોટી હોય (ખોટી જ કહેવી જોઈએ), પણ મારી વૃત્તિ નાનપણથી અંતર્મુખ હતી એ વાત ખોટી નથી. મને એમ જ લાગ્યાં કરતું કે પરોપકાર વગેરે બધું 'તે' કહે છે તેમ સ્વાર્થનો જ એક પર્યાય હોય, તો હવે આ જગતમાં સારું રહ્યું શું? સાસરીમાં આવ્યા પછી મારો દેવ ગયો, ધર્મ ગયો, અને હવે તો 'સદાચાર' એ શબ્દ પણ અર્થહીન થવા બેઠો છે. તો હવે પછી મારો અધઃપાત ક્યાં લગી થવાનો છે? મારી આ વૃત્તિ મા જાણશે, તો શું કહેશે? તેને શું થશે? અને તાત્યા આટલા ઉદારમતવાદી છે, પણ તેય શું કહેશે?

આ પ્રશ્ન આટલો તીવ્ર બન્યો તેનું બીજુંય એક કારણ હતું. કહેવા જેવું નથી; પણ કહેવું જોઈએ. દિનપ્રતિદિન એમની વૃત્તિ બદલાતી જતી હતી, અને તેમને ભલતા ભલતા છંદ વળગતા હતા. મારી ઉપરનો પ્રેમ ઘટતો હતો એમ ન હતું; ઊલટો મારી પ્રત્યેનો પ્રેમ તો વધતો જ હતો. પણ પુરુષોનું ચિત્ત જ એવું ચંચળ હોય છે એમ કહો, અથવા બીજું કાંઈ હશે, એમ કહો; તેઓ કુછંદે ચઢ્યા હતા. કેટલાક દિવસ લગી એ વાતની મને ખબર પડી નહિ, પણ એની ખબર પડ્યા વિના ક્યાં લગી રહે? મેં ઘણી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ કશી અસર થઈ નહિ. અને જે દિવસે હું ખૂબ ગુસ્સે ભરાઈ, તે દિવસે તો હદ જ વળી ગઈ. કારણ મને એમણે કહ્યું: 'હું ગમે તેમ કરું તેમાં તારું શું જાય છે? તારું સુખ કાંઈ ઓછું થતું નથી. તારી પ્રત્યેનો મારો પ્રેમ લગીરે ઓછો થયો છે? પછી મારા સુખની આડે તું શા માટે આવે છે?'

'સુખની પેલી પાર માણસને કશું છે જ નહિ કે શું?' મેં ગુસ્સાના આવેશમાં પૂછ્યું. પણ જરાય રીસ ચઢાવ્યા વિના, કાંઈક હસીને, મજાક અને લાડભર્યા અવાજે, મારી તરફ જોઈને તે બોલ્યા: 'તારો આ ક્રોધ સાચે જ મનોહર છે. તે ભયમૂલક છે, એટલું જ નથી ગમતું. સાચું કહેજે, આ જગતમાં સુખ સિવાય બીજું કંઈ છે ખરું?' હું કશું બોલી નહિ. એટલે પછી મને કહે: 'સુશીલા, તારી શ્રદ્ધા મને પ્રાપ્ત થશે ખરી? નાનપણથી અશ્રદ્ધા ઉપર, જીવનકલહના સિદ્ધાંત ઉપર અને ભૌતિકશાસ્ત્ર ઉપર હું ઊછર્યો છું. મારા હૃદયની કોમળતા અને સાત્ત્વિકતાનાં ઝરણાં સુકાઈ ગયાં છે. 'સાત્ત્વિકતા'નો અર્થ જ મને સમજાતો નથી. અને 'કોમળતા' એટલે એક જાતની મૂર્ખતા છે, એમ જ મને લાગે છે. સુખ સિવાય બીજું કશું મારે માટે સાધ્ય નથી. ભૌતિકશાસ્ત્રોના નિયમો સિવાય બીજું કશું નિયમન મારે માટે નથી. વસ્તુઓના ગુણધર્મ વિના બીજો

ધર્મ હું માનતો નથી. જીવનકલહમાં જે ટકી રહેશે તે જીવવાનો, નહિ ટકી રહે તે મરવાનો, એ મારો આદ્ય નીતિસિદ્ધાંત છે. સંજોગોને અનુસરીને વર્તવું એ મારું વ્યવહારજીવનનું ધોરણ છે. અને 'અનુરૂપ' શબ્દનો અર્થ મારે મન વધારેમાં વધારે સુખ આપનારું અને જીવનકલહમાં ટકી રહેવાનું વધારેમાં વધારે સામર્થ્ય ધરાવનારું, એ છે. એ શબ્દનો બીજો કશો અર્થ હું સમજતો નથી. પણ તારાં રૂપ અને તારાં શીલ તરફ જોઉં છું, ત્યારે મારી ક્યાંક ભૂલ થાય છે, એમ લાગે છે. ભૂલ ક્યાં થાય છે તે હજી સમજાતું નથી. એ ભૂલ ક્યાં છે, એ કહે, એટલે તારો ઉપકાર હું અનંત જન્મો લગી નહિ ભૂલું. મારે ધર્મ, નીતિ, સદ્‌ગુણની જરૂર નથી, એમ થોડું જ છે? પણ તેમની ઉપર મારો વિશ્વાસ જ બેસતો નથી; તેને હું શું કરું? તારો વિશ્વાસ છે; એ સારી વાત છે. તારી મને અદેખાઈ આવે છે; ને એમ થઈ જાય છે કે તારાં ચરણ પકડીને તને ગુરુ બનાવી દઉં. તારાં ચરણ ધોઈને એ પાવન જળ પીવા જેટલી તું પવિત્ર છે. પણ તારી એ પવિત્રતા ભ્રમમૂલક છે, એમ લાગ્યા કરે છે, તેનું હું શું કરું? મારું મન તું ન ફેરવ. હું સાચે જ તારા પગ પકડી તેનું પવિત્ર જળ પીશ. પણ અત્યારની મનઃસ્થિતિમાં હું વર્તું છું તે સિવાય બીજી કઈ રીતે હું વર્તી શકું?'

આ નાનકડું વ્યાખ્યાન મેં સાંભળી લીધું. કશો જવાબ ન દીધો. પણ જવાબ શો આપું? ઉંમરમાં, જ્ઞાનમાં, અનુભવમાં અને અધિકારમાં એ મારાથી શ્રેષ્ઠ હતા. તેમને હું શું કહું? તેમની દલીલોને તે ઉંમરમાં હું સમજી શકતી હતી એ જ મારું સદ્‌ભાગ્ય હતું; પણ એ દલીલોને તોડી નાખવાનું કામ મારાથી શી રીતે બને? એટલે 'મૌનં સર્વાર્થસાધનમ્' એ સિદ્ધાંતનો જ મેં સ્વાભાવિક રીતે આશ્રય લીધો અને બે નિઃશ્વાસ નાખી, કપાળે હાથ દઈ, ચૂપ થઈ ગઈ. અશ્રુબિંદુ મારી મદદે ધાયાં, અને તેમની ઉપર અશ્રુબિંદુઓની તત્કાળ અસર

થઈ; એટલી બધી થઈ કે તે તે મારા પગ પકડવા લાગ્યા. પણ તત્કાળ થયેલી એ અસર તાત્કાળિક હતી, એ વાત તેમના પછીના વર્તનથી થોડા જ દિવસમાં મારા ધ્યાનમાં આવી ગઈ.

નવાઈની વાત એવી બની કે મને તે રાત્રે અથવા તે પછી જે વાતથી ખૂબ ખોટું લાગ્યું તે વાત એ હતી કે તેમની દલીલો મારી બુદ્ધિને સાચી અને જવાબ ન આપી શકાય એવી લાગી! તેમના જડવાદના વિચારો સાંભળતી વખતે એ યુક્તિવાદ કાનને કેવોય લાગે છે, પણ એ સાચો નથી શું? સ્પેન્સર, સસરાજી અને 'તે' કશું સમજતા જ ન હતા, એમ કહેવું? ને તેમનું જ કહેવું સ્વીકારીએ, તો મારા જૂનાપુરાણા ખ્યાલો મારે છોડી દેવા ન જોઈએ? પરસ્ત્રીનો કે બહારનો છંદ ખોટો દેખાય છે, એ વાત ખરી; પણ 'તારા સુખની આડે આવ્યા વિના જો હું સુખનો ઉપભોગ લઉં તો તેમાં તારું શું જાય છે?' આ તેમના સવાલનો હું શો જવાબ દઉં? તે વખતે તો મને એનો જવાબ દેતાં આવડતો ન હતો; એટલું જ નહિ પણ તેમનું જ કહેવું મને સાચું લાગતું હતું. અને મારો જે ગુસ્સો તેમને દેખાયો, તે તેમની ઉપર ન હતો, પણ મારી ઉપર જ હતો, એમ હવે મને તો લાગે છે. કારણ મારું અંતર્યામી મન તેમની દલીલનો મનમાં ને મનમાં ખૂબ વિરોધ કરતું, છતાં તેમની દલીલો આગળ મુખદુર્બળ બની ગયું હતું, તેથી મને મારી જાત ઉપર તિરસ્કાર આવ્યો હતો. એ તિરસ્કાર એમને દેખાયો ગુસ્સાના અને શોકના સ્વરૂપમાં! મારા હૃદયના છેક અંદરના ભાગમાં તેમનું કહેવું ગમે તેટલું અસત્ય લાગતું હતું, તોપણ બુદ્ધિને એમની વાત ઠસે છે, એમ જ લાગતું હતું. આવી સ્થિતિમાં સાચો ગુસ્સો તો મારી જાત ઉપર જ હતો. પણ તેણે ખોટો સ્વાંગ લઈ પોતાનું સ્વરૂપ તેમનાથી છુપાવ્યું, એટલું જ નહિ, પણ મારાથીય છુપાવ્યું. તેમાંય વળી ખરી મઝા તો એ હતી—હા, હવે એને મઝા જ કહેવી જોઈએ, કારણ એ દિવસો

તો ગયા. મઝા માટે જ હવે આ પૃથક્કરણ થઈ રહ્યું છે—કે 'તેમને' વિષે મારા મનમાં પ્રેમ, આદર, ને પૂજ્યભાવ પણ હતાં. 'તે' પૂર્વવયમાં વિચિત્ર રીતે વર્તતા. મારાં બા અને સાસુજીએ યોગ્ય તક જોઈને જુવાન પુરુષોનાં મન વિષે સૂચનાં આપી દીધી હતી અને પ્રસંગાનુસાર કેવી રીતે વર્તવું તેય કહી રાખ્યું હતું. તેથી તે તે વેળાએ તેમના કહેવાનો પુરાવો મળવાથી તે સૂચનાનો મેં ઉપયોગ કરી લીધો હતો. પુરુષો તો એવા જ; એ ઉંમરમાં તો એવા જ રહેવાના, એવું મારા મન સાથે નક્કી કરી રાખ્યું હતું. પણ જ્યારે એ કુછંદે ચઢ્યા, ત્યારે મારા હૃદયને આઘાત લાગ્યો; ને જે દિવસે તેમણે એનું સ્પષ્ટ શબ્દોમાં સમર્થન કર્યું, તે દિવસે તો હું મૂક, બધિર અને જડ બની ગઈ! મારા મનમાં પરસ્પરવિરોધી લહરીઓ એક પછી એક ઉત્પન્ન થવા લાગી. કોણ સાચું? 'તે' કે હું? ને હું સાચી હોઉં, તોય તેમની આ જાતની વૃત્તિ આગળ મારે શું બોલવું? ને શું ન બોલવું? ને બોલવાથી ય શું વળવાનું હતું? ને ખરું જોવા જતાં એમનું કહેવું ક્યાં ખોટું છે? પણ ખોટું તો છે જ! આવા ભલતી જાતના આચારને કોઈ કદી સારો કહે ખરું? પણ લોક સારો ન કહે, તેથી તે ખોટો બની જ જાય છે શું? લોક તો જૂનીપુરાણી વાતોને જ વળગી રહેવાના. પણ આમ કહું, તોય એ છંદ સારો તો નથી જ. એમાં શરીરનો નાશ છે, મનનો નાશ છે, નીતિનો નાશ છે, અને બધી જ વાતોનો નાશ થાય છે. પણ એમ હું માનું છું. 'એ' ક્યાં એવું માને છે? સારું-ખોટું એ સમજતા નથી કે શું? તેમનાં કરતાં વધારે હું સમજું છું કે શું? હા, એ બાબતની મને જ વધારે સમજણ છે. મનોવિકારોના પ્રવાહમાં તણાયા પછી પુરુષોનાં મન બગડે છે ને તેમને સારાસાર વિચાર રહેતો નથી. પણ હું એવી રીતે બોલું છું કે જાણે સ્ત્રીઓને કશો સ્વાર્થ ન હોય! ને એ સ્વાર્થથી તો હું આમ નહિ બોલતી હોઉં?—ના. સ્વાર્થથી લગીરે નથી બોલતી. તેમને માટે હું ગમે તેવો સ્વાર્થત્યાગ કરીશ. પણ

સ્વાર્થત્યાગ એટલે શું? અને તેવો ખરો સ્વાર્થત્યાગ જગતમાં છે ખરો? વિચારોના આ પરસ્પરવિરોધી ધક્કા લાગવાથી મારું મન કેટલાક દિવસ લગી એવું ગૂંચવાઈ ગયું, તે એટલું બધું સુસ્ત બની ગયું હતું કે તેને ચેતના આપવાનું કાર્ય કોઈ માનવી કે દૈવી શક્તિના હાથમાં રહ્યું ન હતું!

'હાથમાં રહ્યું ન હતું' એમ મેં હમણાં કહ્યું ખરું; પણ એ કહેવું થોડા વખત પૂરતું જ સાચું નીવડ્યું. કારણ મારે કમનસીબે (અથવા હવે સારે નસીબે કહું છું) મારી ઉપર એના કરતાંય વધારે ખરાબ પ્રસંગો આવેલા છે. અને તેમણે મારા મનની અજગરના જેવી સુસ્તી કાઢી નાખીને મને હલાવી હલાવીને જાગ્રત કરી. એટલું જ નહિ પણ (ભગવદ્ગીતાની ભાષામાં બોલવું હોય તો) તેથી મારું ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય જતું રહ્યું અને આધ્યાત્મિક દૃષ્ટિથી હું પાછી સજીવન થઈ. અને બળવાન થયા પછી હિંમતવાળી પણ બની."

## [ ૧૯ ] માતાપિતાને ‘સ્વાભાવિક સજા!’

“ એમનો કુછંદ અને તે જેનું પરિણામ હતું તે તેમના જડવાદે અથવા નિસર્ગવાદે મારા મનને જે જડતા આપી, તે લોકોના ધ્યાનમાં આવે એ શકય ન હતું. હું પહેલાંની જેમ જ ઘરનું કામ થોડુંઘણું કરી હાઇસ્કૂલમાં જતી. બાને, સાસુજીને અને સસરાજીને એમ કાંઈક થયું હતું ખરું, કે હું હવે પહેલાંની રહી નથી, મારા મનમાં કોઈક ગાંઠ બંધાઈ ગઈ છે ને કોઈક મને પજવી રહ્યું છે. તેમણે જુદેજુદે પ્રસંગે એ વાત કહી બતાવી, ને કારણ પૂછ્યું, પણ ‘ કાંઈ નથી, કાંઈ નથી ’ એમ કહી સાચો જવાબ આપવાનું મેં ટાળ્યું. પણ જવાબ શો આપવો ? પોતાના જ માણસની આવી વાતો માતાની પાસે કહી શકાતી ન હતી; ને તેમાંય મને લાગતું કે ‘ તે ’ ગમે તેવા હોય, તોય મારે એમની બધી વાત ઢાંકવી જ જોઈએ. પણ જેમ દિવસ જતા ગયા તેમ એ ઢાંકવાનો પ્રયાસ નકામો જવા લાગ્યો, ને મારું મન પણ તેમને વિષે પૂજ્યભાવવાળું રહ્યું ન હતું.

કારણો ગણાવવા બેસું તો તે સાવ નજીવાં, પણ મન ઉપર જબરી અસર કરે એવાં હતાં. મારા સસરા હમણાંથી માંદા રહેતા.

તેથી તેમણે નોકરીનું રાજીનામું આપી દીધેલું. પૈસાનો પ્રશ્ન તો હતો જ નહિ; એટલે આ ઠીક હતું. પણ ઘડપણમાં એમને દુર્બળતા અને બીજું બાળપણ આવ્યાં, તેથી તેમના પુત્રે તેમને નાના બાળકની જેમ રાખવાની જ્યારે શરૂઆત કરી અને 'સ્પેન્સરની સ્વાભાવિક સજાઓ' જ્યારે પિતા ઉપર લાદવા માંડી, ત્યારે મને શું થયું તે કહેવું કઠણ છે. અને જ્યારે એક દિવસે તેમણે પોતાની જન્મદાત્રી માતા ઉપર એ 'સ્વાભાવિક સજા'નો પ્રયોગ કર્યો, ત્યારે તો મારું મન એટલું બધું તિરસ્કારપૂર્ણ થઈ ગયું, ને એ બધી વાતથી મને એટલો કંટાળો આવ્યો કે ઊલટી થાય એવું થઈ ગયું. (ને સંજોગ એવા થયા કે તે વખતે મને ખરેખરી ઊલટી થવા લાગી. મારી ઊલટીઓ જોઈને બધાં સમજ્યાં કે દહાડા રહ્યા છે. સાસુજી અને બાને તેથી આનંદ થયો. પણ થોડે દિવસે એમનો ભ્રમ દૂર થયો!)

મારા મનની સ્થિતિ મેં કહી ખરી, પણ શું થયું તે તો મેં કહ્યું જ નહિ. એક રીતે કહું તો કહેવા જેવું ઘણું છે; બીજી રીતે કહું તો એમાં કહેવા જેવું કશું નથી. મારા સસરામાં બોલબોલ કરવાની ટેવ, અને સ્પેન્સર વિષેની ઘેલછા કાંઈ નવાં ન હતાં. પણ તેમાં ઘડપણનો ભ્રમ ભળ્યો ને વેળાકવેળાએ જે આવે તેની પાસે સ્પેન્સર વિષે વાતો કરવા એ મંડી પડતા. એટલે કેટલીક વાર એમના પુત્ર એમને રોકતા અને ચૂપ કરી દેતા. આ તો કાંઈ જ નથી. કોઈકની પાસે ટૉનિક અને બીજી દવાઓ મંગાવવાને માટે આપેલી દશ રૂપિયાની નોટ તેમણે એક વાર ખોઈ નાખી એટલે ગુસ્સાના આવેશમાં તે દિવસે તેમની દવા ન મંગાવવાની 'સ્વાભાવિક સજા' તેમને આપવામાં આવી! આ તો કાંઈ નથી. પણ પ્રત્યક્ષ જન્મદાત્રી અને પાલનપોષણ કરી મોટા કરનારી માતાને અપવાસ નિમિત્તે ફરાળનો સામાન આણવાને આપેલી પાવલી એણે ખોઈ નાખી. બસ, એટલે તો 'તને આજે ફરાળનો સામાન જ નહિ મળે;

તું એ જ સજાને લાયક છે,' એમ તેને કહેવામાં આવ્યું. આ શબ્દો મેં જ્યારે સાંભળ્યા—ન સાંભળું તો ક્યાં જાઉં? કાનના પડદા તો તોડી નંખાતા ન હતા!—ત્યારે મારી આંખમાં આંસુ આવી ગયાં. ને કોઈએ થપાટ મારી હોય તેમ હું ખસિયાણી પડી ગઈ. સાસુજી વધારે કશું બોલ્યાં નહિ, માત્ર એટલું જ બોલ્યાં: 'ખરી વાત છે, ભાઈ, મારી જ ભૂલ થઈ, તું જ સાચો છે!' આટલા શબ્દ બોલીને દેવઘરમાં જઈને જપમાળ લઈને આંસુ સારતાં બેઠાં. હું કાંઈક બહાનું કાઢી ધીમેથી એમની પાસે જઈને બેઠી, તેમને પગે પડી 'સ્વભાવ વિચિત્ર થઈ ગયો છે. ક્ષમા કરો. 'એ' આવું કરે છે, તેમાં હું શું કરું?' એમ મેં કહ્યું. મારાં ઊનાં આંસુથી એમના પગ ભીના થયા અને એમની આંખમાંથી બેત્રણ આંસુ મારા ગળા ઉપર પડ્યાં. 'ઊઠ બહેન, ક્ષમા શાની કરવાની છે? એને હું શાપ થોડી જ આપવાની છું? મારા એની ઉપર હંમેશાં આશીર્વાદ જ ઊતરશે. મારા ભાગ્યમાં હશે તે મારે ભોગવવું જ જોઈએ. એને એ શું કરે, ને તુંય શું કરે? મારું ભોક્તૃત્વ એવું હશે, એટલે એને આવી બુદ્ધિ સૂઝે છે. ખોટું લગાડીશ નહિ. મારે તો શું? થોડા દિવસ રહ્યા છે. ગમે તેમ કરી નીકળી જશે. તારે જ ખરી મુશ્કેલી છે. હમણાં હમણાં એનાં લક્ષણ સારાં જણાતાં નથી. રાત્રે મધરાત્રે આવે છે ને જાય છે; એ તું જાણે જ છે. તું સમજદાર છે તેથી બોલતી નથી. હું બધું જોતી નથી શું? બધુંય જોઉં છું; પણ કરું શું? અને હવે તો તે એ બાઈને ઘરમાં આણવાનો છે. હવે પછીના દિવસો ભારે છે, એટલી વાત ખરી.' આ સાંભળીને મેં કશો જવાબ દીધો નહિ. થોડી વારમાં હું દેવઘરમાંથી બહાર નીકળી અને 'એમની પાસે જઈને કાંઈક કહું' એ હેતુથી મેડે ગઈ. જોઉં છું તો કોટટોપી પહેરી બહાર જવા નીકળતા હતા. 'બાને ફરાળનો સામાન આણી આપું છું. બિચારીને ખૂબ ખોટું લાગ્યું હશે. I have a soft corner for her, do you see! (તને સાચું કહું, તેને માટે મારા હૃદયમાં પ્રેમનો ખૂણો છે.)'

આ સાંભળીને મને ખૂબ આનંદ થયો. એટલો બધો આનંદ થયો કે 'એ બાઇને ઘરમાં આણવા' વિષેના સમાચાર સાંભળીને મનમાં જે બેચેની ઉત્પન્ન થઈ હતી, તે કાંઈક તો દૂર થઈ, ને મનમાં થયું લાગે છે એટલા બધા 'એ' ખરાબ નથી, હૃદય તો કોમળ જ છે. પણ પુરુષ હોવાથી મનમાં આવે તે એકદમ બોલી નાખે છે, એટલું જ! આ વિચાર ક્ષણ માત્ર મનમાં આવ્યો, અને હું એમની સામે આદરયુક્ત, પ્રેમભીની અને કૌતુકપૂર્ણ નજરથી જોઈ રહી. 'જા, જા. અહીંથી જા. આવી મોહક રીતે મારા તરફ જોયા કરીશ નહિ; નહિ તો હું કાંઈનું કાંઇ કરી બેસીશ. તું અને મારી બા બન્ને ખૂબ ખરાબ છો. You disturb my philosophy of life and action (મારાં જીવન ને કાર્યની ફિલસૂફીની તમે આડે આવો છો). સમજે છે, હું શું કહું છું તે? બાકી, મારા મનમાંના કલહને તું શી રીતે સમજવાની છે? પણ નથી સમજતી એ જ એક રીતે સારું છે. Ignorance is bliss (અજ્ઞાનતામાં જ કલ્યાણ છે),' એમ કહી મારા ગાલને લહેરથી આંગળી અડાડી એ બજારમાં જવા ઊપડી ગયા. હું ત્યાં જ ફોટો તરફ જોતી જોતી કેટલીય વાર લગી ઊભી રહી. નીચે આવું ત્યાં તો મગફળી, ખજૂર, કેળાં વગેરે ઘણી વસ્તુઓ લઈને એ પાછા આવ્યા હતા."

## [ ૨૦ ] નરકયાતના

"પુરાણમાં એક વાત છે, કે એક સાધ્વી પતિને વેશ્યાને ઘેર મૂકી આવી. એટલી બધી એ પતિનિષ્ઠ અને સ્વાર્થનિરપેક્ષ હતી! કદાચ એ વાત ખરીય હશે; પણ અત્યારના યુગમાં તો એવી વાત શક્ય લાગતી નથી. મારે માટે તો શક્ય ન જ હતી. એ ઉંમરમાં, એ મનઃસ્થિતિમાં એ પતિ વિષે અને એ બાઈ વિષે તો શક્ય ન હતી. અમારા ઘરમાં જ્યારે 'એમનું' એ પ્રિયપાત્ર રહેવા આવ્યું, ત્યારથી જ મારું માથું ભમવા લાગ્યું. પણ શું કરી શકાય તેમ હતું? ચૂપ થઈને રહી. તેમાંય મને દિવસ રહેલા. પિયેરમાં જવાનું મન થયું. પણ પિયેરમાં જઈ માબાપને પળેપળે દુઃખની યાદ આપવાને બદલે નસીબમાં હોય તે બધું સાસરીમાં જ ભોગવવું, એવો મેં ઠરાવ કર્યો; અને નફ્ફટની જેમ ત્યાં જ રહી. 'એ' પોતે મને કહેતા, 'તને હું પહેલાંની જેમ જ ચાહું છું,' અને સાચું જોવા જઈએ તો એમ હતુંય ખરું. અલબત્ત થોડો ફેર તો પડ્યો જ હતો. 'એ' મને ચાહતા હતા એમાં શંકા ન હતી. મારે વિષે પૂછશો તો હું સીતા–સાવિત્રી જેવી ન હતી, અને હમણાંય નથી. સીતા-સાવિત્રી મારે માટે હવે આદર્શભૂત રહ્યાં પણ નથી. પણ પતિવ્રતા-

ધર્મ પૂજ્ય હતો અને 'તે' ગમે તેવી ભૂલ કરતા હોય તોપણ પોતે ધર્મ ન જ છોડવો એમ મને લાગતું હતું. સીતા-સાવિત્રીને બદલે મારી બા અને સાસુજીની મૂર્તિઓ મારી સામે આવતી અને જેવો એ બન્નેનો આચાર હતો તેવો જ મારો થાય એમ હું ઇચ્છતી. પણ એ બન્ને જુદા યુગનાં અને હું જુદા યુગની, અને મારી ઉપર આવી પડેલી આફત પણ જુદી જ જાતની હતી. એ બાઈ (નામ રૂપાબાઈ, જાતે સોની, રૂપ પણ સામાન્ય જ હતું, પણ કહે છે ને કે પ્રેમ અંધ હોય છે!)—એ રૂપાબાઈ ઘરમાં આવ્યા પછી ઘરમાં એમનો અમલ શરૂ થયો. સસરાજી પક્ષાઘાત થયાથી પથારીમાં જ પડી રહેતા, સાસુજી દુ:ખી થઈને 'જલદી મૃત્યુ આવે તો સારું' એમ કહી મૃત્યુને રોજ આગ્રહપૂર્વક બોલાવતાં. ઊલટીથી હું ત્રાસી ગઈ હતી, ચિંતાથી સુકાઇ ગઈ હતી, અને અતિવિચારથી દિઙ્મૂઢ બની ગઈ હતી. 'એમને' વિષે તો શું કહું? પોતાના મતને અનુસરીને પોતે વર્તી રહ્યા છે, લોકમતની લેશમાત્ર પોતાને પરવા નથી, એ જ તાનમાં 'એ' હતા! એલએલ. બી.ની પરીક્ષા હમણાં જ પસાર કરેલી, અને દૈવ સારું હોવાને લીધે પ્રૅકટીસ પણ શરૂઆતથી જ સારી ચાલતી હતી. જુવાની ખીલી હતી, પૈસાની ખોટ ન હતી. આવી સ્થિતિમાં રૂપાબાઈ ઘરમાં ન પેસે તો જ નવાઈ હતી.

એટલી વાત સાચી હતી કે હું ગમે તેવી પતિવ્રતા હતી, ને ગમે તેવી દિઙ્મૂઢ બની ગઈ હતી, તોપણ હજી મેં સ્વાભિમાનનો ત્યાગ કર્યો ન હતો. તે બાઈ ઘરમાં આવી, ત્યારે મેં વિશેષ વાંધો દર્શાવ્યો નહિ. 'એમનું' હૃદય એ બાઈમાં જ રહે, એની જ વાતો કરે, એ બધુંયે સહન કર્યું; પણ મારી પાછળ પડેલું દુર્ભાગ્ય આટલેથી મને છોડે, એમ થોડું જ હતું? ધીમેધીમે મારું સ્વામિત્વ જતું રહ્યું, એટલું જ નહિ, પણ દાસીત્વ મારે ભાગે આવવા માંડ્યું. આ વાત મારાથી સહી ગઈ નહિ, ને એક દિવસે ઘરમાં બરાબર કજિયો થયો.

એ તોફાનથી અને ગડગડાટથી 'એ' મોહનિદ્રામાંથી કાંઈક જાગ્રત થયા, અને અમારી બન્નેની આંખોમાંથી અશ્રુવર્ષાવ થયા પછી બન્નેનાં હૃદયાકાશ કેટલાક દિવસ લગી નિર્મળ થયાં અને રહ્યાં. 'નિર્મળ થયાં' એ કદાચ અતિશયોક્તિપૂર્ણ હશે; પણ મને સાચે જ એવું લાગવા માંડ્યું કે 'એમનો' કશો દોષ નથી. 'એ' બિચારા મોહમાં સપડાયા છે. એ બાઈની હું દાસી બનું એવી એમની લગીરે ઇચ્છા નથી. અને સાચે જ એવી એમની લગીરે ઇચ્છા ન હતી. કારણ રીસમાં ને રીસમાં રૂપાબાઈને સામે બોલાવી 'આવા બનાવ ફરીથી ઘરમાં ન બનવા જોઈએ; ઘરની માલિક એ છે, તમે નથી; એની લાયકાત તમારામાં નથી, ને આવવાનીય નથી; એના સદ્‌ગુણ જુદા ને તમારા 'ગુણ' જુદા;' એવું ઘણુંય કહી તેને ધમકાવી નાખી, અને તે રીતે ઘરની પરિસ્થિતિ ઘણા દિવસ બદલાયેલી રહી પણ ખરી.

પણ આખરે એ ઉગ્ર ઉનાળો આવવાનો હતો તે આવ્યા વિના ન જ રહ્યો. એનું હું શું વર્ણન કરું ? દુશ્મનનેય એવા દિવસો ન આવે! સીતાએ વેઠેલો વનવાસ તેને દુઃખદાયક થયો હતો; પણ તેવા વનવાસને મેં સ્વર્ગનિવાસ સમો માન્યો હોત. કારણ એના પતિનો એના પ્રત્યે સાચો અને એકનિષ્ઠ પ્રેમ હતો. અને એનો વનવાસ વનમાં હતો. ત્યારે મારો વનવાસ ઘરમાં આવ્યો હતો; ને પતિપ્રેમ તો એકનિષ્ઠ હતો જ નહિ. મારા ઘરમાં હું મહેમાનની જેમ રહેતી, ચોરની જેમ રહેતી, મૃત્યુશય્યાએ સૂતેલાં સાસુ-સસરાની પજવણી ઉઘાડી આંખે જોતી, પતિના માત્ર પૈસાની નહિ, પણ આબરૂનીય ધૂળધાણીની' વાતો રાતદિવસ સાંભળતી, પતિના માનસિક અધઃપતનનાં રોજ દર્શન કરતી, અને પોતે પાસે રહેતા છતાં એમની પાસે જવાની મનાઈ—મનમાં ચોરી હતી, એ સાંખી લેતી! પરમાત્મા, આવી આફત બીજી કોઈ પણ સ્ત્રીની ઉપર નાખીશ નહિ, એટલી જ વિનંતિ છે. ને એવી આફત નાખવી જ હોય, તો તે સ્ત્રીને

વધારે દિવસ અનિશ્ચિતતામાં ન રાખતાં પોતાનો છૂટકારો કેવી રીતે મેળવી લેવો એનો ચોક્કસ ઉપાય સુઝાડજે. કાંઈ નહિ તો એટલું તો કરજે કે કર્તવ્ય શું અને અકર્તવ્ય શું, એ વિષે એના મનને સંશયમાં રાખીશ નહિ. એ પતિના ચરણ પાસે બેસી રહે, પછી ભલે તે લાતો મારે, તોય તેની પાસે એ સ્થિતિમાં બેસી રહેવાની શ્રદ્ધા, તને ગમતું હોય તો તેના મનમાં ઉત્પન્ન કરજે; અથવા, એવા પતિને સન્માર્ગે વાળવાના પ્રયત્નો કરવામાં કશો અર્થ નથી, તેનો આત્મા જુદો ને પોતાનો જુદો છે, પોતાના શરીરની પતિએ ધૂળધાણી કરી નાખી હોય, તેથી પોતાના શરીરનીય ધૂળધાણી કરી લેવામાં ડહાપણ નથી, તેણે પોતાની નીતિમત્તાની હોળી કરી હોય, તેથી પોતાની નીતિમત્તાની આહુતિ તે ભડભડ બળતા અગ્નિમાં નાખવાની જરૂર નથી, એ જાતની નિશ્ચયવૃત્તિ, તને ગમે તો, એને આપજે. પણ અધવચની સ્થિતિ કોઈનાય કપાળમાં લખીશ નહિ. કારણ એવી સ્થિતિ શુદ્ધ નરક છે!

અને એ નરકની બધી યાતનાઓ મેં સહી. નરકયાતના ભોગવવામાં પણ ભાગ્ય જોઈએ છે! બધાંનાં જ નસીબમાં એવા ભોગ નથી હોતા. મારા જેવી જે થોડીઘણી ભાગ્યવતી બહેનો હોય છે, તેમને જ આ બધું સહેવાનું મળે છે!"

## [ ૨૧ ] "સૌ સારું જેનું છેવટ સારું !"

"પ્રિય મિત્ર સુનંદને તેના બાળુનાં સ્નેહસ્મરણ. વિ. વિ. પત્ર લખવાનું નિમિત્તકારણ એ છે કે ૧૯૨૧ની સાલમાં સરકાર જે વસ્તીગણુતરી કરશે, તેમાં પહેલાં અસ્તિત્વમાં ન આવેલાં એક બાળક અને એક બાલિકાની ગણુતરી સરકારને કરવી પડે એવી ગોઠવણુ તારી પત્નીએ અને મારી પત્નીએ કરી છે. પોતપોતાનાં અપત્યો સાથે માતાઓ ક્ષેમકુશળ છે. મારી પત્નીને મેલેરિયા આવતો હોવાથી તે કાંઈક ગભરાઈ છે, પણુ ચિંતા કરવાનું કશું કારણુ નથી, એમ ડૉક્ટર મોઢેથી તો કહે છે. મારી પત્ની, કન્યા અવતરી તેથી કાંઈક નારાજ થઈ છે. પણુ તે ગૌરવર્ણુની છે અને તારો પુત્ર શ્યામ-વર્ણુનો છે, એ વાત તેને મન છેક અસંતોષકારક નથી! તારી સ્ત્રી તરફ તું ધ્યાન નથી આપતો, પણુ 'આંધળા ભરવાડની ગાયો ભગવાન સાચવે' એ નિયમ મુજબ મારી અલૌકિક ગુણુવતી પત્નીએ તેને મારે ત્યાં આણી છે. અને એ રીતે મારા ઘરને સુવાવડની ઇસ્પિતાલમાં ફેરવી નાખ્યું છે! વખત જતાં એનું રૂપાંતર ગાંડાની ઇસ્પિતાલમાં ન થાય, એટલે બસ!

હું પોતાને ખૂબ ડાહ્યો માનું છું. પણ હવે ગાંડપણ વળગવાનો ડર લાગવા માંડ્યો છે. કારણ એટલું જ કે આજનો સમય ક્રાંતિનો હોય એમ દેખાય છે! મહાયુદ્ધની ધામધૂમને અંગે દેશપરદેશમાં જે ક્રાંતિઓ થાય છે, તેમની વાત જવા દઈએ, તોય આપણાં પાડોશી—આપણાં પરિચિત અને સ્નેહી માણસોમાં પરિસ્થિતિને લગતી અને સ્વભાવોને લગતી અનેક ક્રાંતિઓ થઈ રહી છે. અને એ ક્રાંતિનું વર્ણન કરવા માટે જ હું આ પત્ર લખી રહ્યો છું. રાવબાને અને સુશીલાને તું જો હવે જુએ તો તેમને ઓળખી શકે કે કેમ તેની મને શંકા છે. તેનાં માતાપિતાનાં મૃત્યુ પછી એ બન્ને એટલાં બધાં બદલાયાં છે! પહેલાંનો એ ઊંચો, કદાવર, ઉમદા, અને દેખાવડો રાવબા, હમણાં માંદગીને લીધે અસ્થિપંજર થઈ ગયો છે. ને સુશીલાય હવે અશક્ત અને પ્રૌઢ બની ગઈ છે. એમનામાં ક્રાંતિ થઈ છે, તે મેં આ અર્થમાં કહ્યું નથી. એ વાતો તો તું જાણે જ છે. તેમના સ્વભાવમાં અને સંજોગોમાં ખૂબ ફેરફાર થયો છે (અને તે ઇષ્ટ છે તેથી જ કાંઈક આનંદી વૃત્તિથી હું આ પત્ર લખી રહ્યો છું), એ હું કહેવા ઇચ્છું છું.

રાવબાએ આઠ દિવસ પહેલાં મને સંદેશો કહેવડાવીને ઘેર બોલાવેલો. રૂપાબાઈને અને એનાં માણસોને બહાર જવાનું કહીને એણે મને કહ્યું: 'બાળુ, સુનંદની અને તારી મારે ક્ષમા માગવાની છે. સુશીલાની પણ મારે ક્ષમા માગવી છે, માટે તેમને બોલાવવાની ગોઠવણ કર.'

'સુનંદ તો કલકત્તા ગયો છે, એટલે એ નહિ આવી શકે. જોઈએ તો સુશીલાને લોનાવલાની સ્કૂલને સરનામે તાર કરાવીને અહીં બોલાવું.'

'તારથી એ નહિ આવે. મેં એનાં એટલાં બધાં અપમાન કર્યાં છે અને એને એટલી બધી પજવી છે કે તે હવે તાર કરવાથી

કે કાગળ લખવાથી નથી આવવાની. ઘરમાંથી કાઢી મૂક્યા પછી કોણ આવે? માટે તું પોતે લોનાવલા જા. લોનાવલાની ક્રાઇસ્ટ્સ ક્રોસ હાઈસ્કૂલની હૉસ્ટેલમાં રહે છે. તેને તું જાતે મળીને આગ્રહ-પૂર્વક લઈ આવ. હું કહું છું તે એને કહીશ તો તે આવશે. તેને હું મૃત્યુશય્યા ઉપર પડ્યો છું એમ કહેજે, એટલે આવશે અને એને કહેજે,—આમ આવ, તારા કાનમાં જ કહું!' મારા કાનમાં તેણે મને જે કહ્યું તે સાંભળીને તો હું ચકિત જ થઈ ગયો. અને વધારે કશું બોલ્યા વિના 'ચિંતા કરતો નહિ, હું એને લઈ આવું છું' એમ મેં એને કહ્યું. તેની રજા લઈ હું ઊપડ્યો ને ચોથે જ દિવસે તેને લઈ આવ્યો. આવતાં જ તે એકદમ પતિ પાસે ગઈ, અને પગ વગેરે દબાવીને જાણે પહેલાં કશું બન્યું જ ન હોય, તેમ પતિની સેવા કરવા લાગી. થોડી વાર લગી આ બધું જોયા પછી હું પોતાને ઘેર ગયો.

બીજે જ દિવસે તેણે મને સંદેશો મોકલાવી સાંજે પાંચ વાગ્યાને સુમારે 'એક ગમત' જોવા બોલાવ્યો. સવારે માંદગી કાંઈક વધારે હતી, અને બપોરે આ આવો સંદેશો આવ્યો. કશો અર્થ મને સમજાય નહિ. કચેરીનું કામ પૂરું કરી સીધો રાવબાને ઘેર ગયો. તો રાવબા માંદગીની પીડા અસહ્ય થવાથી કણુકણી રહ્યો હતો. સુશીલા, રૂપાબાઈ, એક ડૉક્ટર, રૂપાબાઈએ બોલાવેલો એક વકીલ, અને બીજા કેટલાક માણસો ત્યાં બેઠેલા હતા. વકીલના ડાબા હાથમાં એક કાગળ હતો અને જમણા હાથમાં કલમ હતી. મને જોઈ તેણે રૂપાબાઈ તરફ જોયું અને 'હવે શું કરવું છે?' એમ પૂછતી સૂચકદૃષ્ટિ એના તરફ ફેંકી. તેણે કાગળ સહી માટે રાવબાની આગળ ધરવાનું વકીલને કહ્યું. અને વકીલે તે કાગળ ધર્યો. રાવબાએ કલમ લઈને સહી કરી—ના, સહી કરી હોય, એવો દેખાવ કર્યો. એકાએક કાંઈક સૂઝ્યું હોય તેમ તેણે તે

કાગળ મારા હાથમાં મૂક્યો અને કહ્યું; 'જો મેં તને પરમ દિવસે તારા કાનમાં જે વાત કહેલી તેનો પુરાવો! આ ચોર લોકો એ વીલ ઉપર મારી સહી લઈ મારો અને એ (સુશીલા)નો નાશ કરવા ઇચ્છતા હતા.' હું એ વીલ ઉતાવળે વાંચી ગયો. તેમાં મેં ધારેલું તે જ હતું. રાવબાએ સહી કરવાને બદલે સહીની જગ્યાએ 'તમારી લુચ્ચાઈ સમજનારો' એમ લખેલું હતું!

તને કહેવાની જરૂર છે જ નહિ, કે સવારે અસ્વસ્થ હોવાનો એણે માત્ર ઢોંગ કર્યો હતો. અને આ બધો તાલ એણે જ ગોઠવ્યો હતો. રૂપાબાઈ અને તેના સાથીઓ તેની અડધીક બેભાન અવસ્થામાં પોતાની મતલબ સાધે એવું વીલ બનાવી તેની ઉપર રાવબાની સહી લેવા માગતાં હતાં, અને પછી જલદી મૃત્યુ ન આવે તો ઝેર આપવાનાં છે, એવું તેને કેટલાક દિવસ પહેલાં સમજાઈ ગયું હતું. તે ઊંઘી ગયો છે, એમ માનીને એ લોકો માંહેમાંહે એ વિષે ઘુસપુસ કરી રહ્યા હતા, એ એણે સાંભળેલું અને તેથી એનું લૌકિક ભાન જાગ્રત થઈ ગયું હતું. તરત જ તેણે મને બોલાવવા મોકલ્યો અને એ કાવતરાની વાત સુશીલાને કહી એને બોલાવવાની મને સૂચના કરી હતી. તે પછી હું તેને લઈ આવ્યો અને ત્યારબાદ આ સુખાંતક વાત બની.

રૂપાબાઈ અને તેના સાથીઓ અત્યારે પોલીસના કબજામાં છે, તે છૂટી જાય તો મને તેની કશી ચિંતા નથી. એથી વધારે મહત્ત્વનાં કામ મારી પાસે છે. વળી મુકદ્દમો ચલાવવાથી રાવબાને શારીરિક અને માનસિક કલેશ થવાનો સંભવ છે. તેની અત્યારની સ્થિતિમાં તેને એવા કલેશ સહેવા દેવા એ યોગ્ય નથી. હમણાં એની તબિયત કાંઈક સુધરી છે. સુશીલા તેને પહેલાંથીય વધારે પ્રિય થઈ પડી છે. સુશીલા પણ પહેલાંનું બધું ભૂલી

ગઈ છે. આર્ય સ્ત્રીઓની લોકો ભલે મજાક કરે, પણ આર્ય સ્ત્રી તે આર્ય સ્ત્રી જ છે!

ના, પણ હું ભૂલ્યો, સુશીલા હવે પહેલાંની આર્ય સ્ત્રી રહી નથી. તેના વિચારો હવે સાવ બદલાયા છે. એ વિચારો જો તું સાંભળે, તો તારા હૃદયને જબરો ધક્કો લાગે. મનેય નવાઈ લાગેલી. પણ સુશીલાનું બધું જ મને સારું લાગે છે; એટલે આ ફેરફાર પણ મને ગમ્યો, તનેય ગમશે એમ માનું છું. આ પત્ર ખૂબ લંબાયો છે. તેથી વધારે લખતો નથી. All's well that ends well (સૌ સારું જેનું છેવટ સારું), એ સુંદર કહેવત સાથે આ પત્ર પૂરો કરું છું. હૃદયની બેચેની કહેવતથી દૂર થતી નથી એ વાત હું જાણું છું; પણ ક્યાંક તો પૂરું કરવું જ જોઈએ ને?

તારો

બાળુ."

## [ ૨૨ ] "હું મરતો નથી, પણ જીવતો થાઉં છું —મારી પત્ની મને જન્મ આપે છે."

"પ્રિય મિત્ર સુનંદને બાળુનાં સ્નેહસ્મરણ. અહીં કોઈનું જ કુશળ નથી. બાળકો માંદલાં રહે છે. બન્ને જણની સ્ત્રીઓ પથારીવશ છે. ક્ષયને લીધે જીર્ણ થયેલી પત્ની થોડા જ દિવસમાં પથારી છોડીને જશે, એમ લાગે છે. મને શું થાય છે તે કેવી રીતે લખું? રાવબાએ પથારીનો ત્યાગ કર્યો—કાયમને માટે! સુશીલાને હું કેવી રીતે મળું? તું કેવી રીતે મળીશ?

આ બનાવ અણધાર્યો બન્યો. ગયા પત્રમાં લખેલી સ્થિતિ થયા પછી તેની તબિયત સુધરવા માંડી. તબિયત એટલી સારી થઈ કે હરવાફરવા લાગ્યો, ને પહેલાંની જેમ ચર્ચામાં ભાગ પણ લેવા લાગ્યો. સુશીલા વિષે એની વૃત્તિ એટલી બધી બદલાઈ ગઈ, કે તે તેને પ્રત્યક્ષ દેવ—અથવા વ્યાકરણદૃષ્ટિથી દેવી—જેવી માનવા લાગ્યો. તારે અને મારે વિષે તેના મનમાં જે કાંટો હતો તે નીકળી ગયો. તે મને વારંવાર બોલાવતો અને જાતજાતની ચર્ચાઓ કાઢી કલાકોના કલાક લગી વાતો કર્યા કરતો. 'દેવી' તો ત્યાં

હોવાનાં જ! એક દિવસે એની હાજરીમાં રાવબાએ મને કહ્યું: 'બાળુ, આજ લગી હું શૂદ્ર હતો; હવે હું બ્રાહ્મણ થયો છું.' એનો કશો અર્થ મને સમજાયો નહિ; સુશીલાય સમજી શકી નહિ, તેથી અમે બન્ને તેની તરફ ચકિત નજરે જોવા લાગ્યાં. સ્મિત કરી તે બોલ્યો: 'મનુષ્ય દ્વિજ ક્યારે બને છે, તેની તમને ખબર નથી કે શું? जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते! (જન્મથી માણસ શૂદ્ર હોય છે, પણ સંસ્કારથી દ્વિજ કહેવાય છે.) આપણાં શાસ્ત્રોના કથન અનુસાર આપણે બધાં જન્મતઃ શૂદ્રવૃત્તિના હોઈએ છીએ. સારા સંસ્કારો દ્વારા આપણને પુનર્જન્મ મળે છે, એટલે આપણે દ્વિજ બનીએ છીએ. મને આ સુશીલાએ પુનર્જન્મ આપ્યો છે.' તેના એ શબ્દો સાંભળીને સુશીલાને અને મને કેટલો આનંદ થયો હશે, એ તને કહેવાની જરૂર નથી. પણ સુશીલાએ મનમાં તો આનંદ છુપાવવાનો પ્રયત્ન કરીને કહ્યું: 'એમ જ કહેવું હોય તો હુંય આ ઘરમાં આવ્યા પછી પુનર્જન્મ, ને તેથી દ્વિજત્વ પામી છું. હવે હું પહેલાંની રહી નથી.'

'તમે બન્ને દ્વિજ થયાં છો. હું જ એક શૂદ્ર રહ્યો છું,' હું વચ્ચે જ બોલ્યો: 'આ શૂદ્રને તમારા ઘરમાં પેસવાની બંધી થાય છે કે શું એવો મને ડર લાગવા માંડ્યો છે.'

'એવો ડર રાખવાની જરૂર નથી,' રાવબા બોલ્યો: 'હું આધુનિક દ્વિજ છું; હું અસ્પૃશ્યતાને માનતો નથી. મજાક મૂકી દઈને, બાળુ, હું તને સાચું કહું? આનાં નાનાં મધુર વાક્યોએ જડવાદીઓના મોટામોટા ગ્રંથોને ખોટા પાડ્યા છે. બૈરાંય મારાં વહાલાં જબરાં તો ખરાં!'

'આવા શબ્દોથી ન ઠગાવા જેટલી જબરી તો હવે હું બની છું; એટલું હું કબૂલ કરું છું.'

'તું કબૂલ કર કે ન કર. ખરી વાત હતી તે કહી દીધી. જડવાદને લીધે મારા આત્મામાં જડતા આવી હતી. જીવનકલહના સિદ્ધાંતને લીધે મારા હૃદયમાં ગુપ્ત ઝઘડો ઉત્પન્ન થયો હતો. અજ્ઞેય-વાદને લીધે હું ગમે ત્યાં તણાઈ જતો હતો. પણ તારાં પ્રેમ અને કર્તવ્યનિષ્ઠાની સંજીવનીથી જાણે મને પુનર્જન્મ મળ્યો છે. તારી સામે હું પહેલાં એટલી ખરાબ રીતે વર્ત્યો છું, છતાં તું પાછી આવી અને પાછલું બધું ભૂલીને મારી સેવા કરવા લાગી તેથી હું હારી ગયો.'

'સંજીવની વડે મેં તમને જન્મ આપ્યો, એમ કહો છો, તો પછી હારી જવાની વાત શા માટે કરો છો?' સુશીલાએ મશ્કરીભર્યા અવાજે કહ્યું.

'પહેલાં હરાવીને પછી સંજીવની વડે પુનર્જન્મ આપ્યો એમ મારે કહેવું છે,' રાવબાએ જવાબ આપ્યો અને પોતાનો પક્ષ સાચવવાનો પ્રયત્ન કર્યો.

'ઠીક, ઠીક!' ડોકું ધુણાવી હસતાં હસતાં સુશીલા આટલું જ બોલીને ચૂપ થઈ. એમની એ પ્રેમપૂર્ણ ચર્ચામાં હું ગાંડાની જેમ નકામો બેઠો છું એમ મને થઈ ગયું, ને હું બોલ્યો: 'તમારી આ ચર્ચામાં હું મરી જાઉં છું. મને કયો કચ કે કઈ દેવયાની સંજીવની પાશે, કોણ જાણે?'

'આવી રીતે અમારી ઘણી ચર્ચાઓ ઘણી વાર થતી. અને ઉત્તરધ્રુવની છ છ મહિનાની દીર્ઘ રાત્રીઓ પછી સૂર્યોદયનાં ચિહ્નો દેખાવાથી તે વખતના ઋષિઓને જેમ આનંદ થતો, અને પછી તેઓ આનંદપૂર્ણ સ્વરે ઉષાનાં સ્તોત્રો ગાતા, તેમ મનેય ગાવાનું મન થઈ જતું. (મેં સાચે જ કવિતા લખવાની શરૂઆત કરી હતી. ને તને તે મોકલીય આપવાનો હતો!) પણ મારું ઉષાસ્તોત્ર પૂરું થાય તે પહેલાં જ મારું આખું જગત અંધતમમાં ડૂબી ગયું!

મૃત્યુનું એ દૃશ્ય મારી આંખ સામે છે. હું એનું વર્ણન નથી કરતો. તારા આવ્યા પછી એ બધું હું તને કહીશ. સુશીલાએ તેની ખૂબ સેવા કરી. કોણ જાણે તે તેને કોણે શીખવી હશે? તેણે તેને પોતાની સેવા અને શીલથી એટલો બધો પોતાનો બનાવી લીધો હતો ને એટલો બધો સુધાર્યો હતો કે એ બન્નેનો ગૃહસંસાર જોઈ મને આપણા બન્નેના ગૃહસંસાર ફિક્કા લાગવા માંડ્યા હતા! રાવબા સાથે આપણે નાનપણથી લડતા આવ્યા છીએ; પણ તે મૂળે તો ખરાબ નથી, એ વાત પણ આપણે બન્નેએ કેટલીય વાર કરી છે. પણ તેનું હૃદય આટલું સારું હશે એનો મને લગીરે ખ્યાલ ન હતો. સુશીલા સાથે હમણાંહમણાં એ કેવી રીતે વર્ત્યો હતો, તેનું વર્ણન હું કેવી રીતે કરું? પત્ર ખૂબ મોટો થયો છે. (તને લખેલો કયો પત્ર મોટો નથી હોતો?) એટલે તેનો જીવ જતાં પહેલાં અર્ધ ઉન્માદની સ્થિતિમાં તેણે ઉચ્ચારેલું વાક્ય તને કહું છું. એના એ શબ્દોમાં કેટલો અર્થ સમાયો છે તે જો:

'હું મરતો નથી, પણ જીવતો થાઉં છું. મારી પત્ની મને જન્મ આપે છે!'

તારો

બાળુ."

## [ ૨૩ ] ક્રાઇસ્ટ્સ ક્રૉસ સ્કૂલ

“ મિત્રો રા. રા. બળવંતરાય અને સુનંદરાવ, સુશીલાના પ્રણામ વાંચશો. વિ. વિ. મેં અહીં આવ્યા પછી તમને પત્ર લખ્યો નથી, એનું કારણ એ છે કે મને કોઈને પત્ર લખવાની રજા જ હતી નહિ. કુશળ સમાચારના પત્રો લખ્યા તેય મહામુસીબતે. અહીંની મારી રહેણી વિષે સામાન્ય માહિતી ઘેર લખેલા પત્રો ઉપરથી મળી હશે. વધારે માહિતી ખાસ પરવાનગી લઈને લખું છું.

સાસુ અને સસરાનાં મરણ પછી તરત જ મારી ઉપર જે આફતો એક પછી એક આવવા માંડી, તેમાંથી પાર ઊતર્યા પછીના બેત્રણ મહિના મારે માટે બહુ વસમા નીવડ્યા. હવે મને લાગે છે કે, હું પાછી મૂળ પ્રકૃતિને પ્રાપ્ત કરી શકી છું. એટલે હવે હું દુઃખી રહેતી નથી અને જૂનાં સ્મરણો યાદ કરી કરીને વિચાર પણ કર્યા કરતી નથી. બીજી કન્યાઓની જેમ—જેમને મારા જેવા મીઠા અને કડવા અનુભવો થયા નથી એવી કુમારિકાઓની જેમ જ—હું રહું છું. રમવું, ઠઠ્ઠામશ્કરી કરવી, હક્ક કે અધિકાર માટે લડવું, વગેરે બાબતોમાં હું એમના જેવી જ છું. પૂરેપૂરી રીતે એમના જેવું મારાથી થઈ શકાય જ નહિ. જે સ્ત્રીને એક વાર ઉચ્ચ પતિસુખનો અનુભવ

મળ્યો, જેને એક વાર પુત્રનું મુખદર્શન થયું, અને જેનાં આ સુખ કાળે હરી લીધાં છે, તે ફરીથી કુમારિકા જેવી બને એ શક્ય નથી.

અહીં રોમન કૅથોલિક મિશનની મદદ મેળવતી, છતાં તેના તાબામાં ન હોય એવી સો વિદ્યાર્થીઓની શાળા છે. પાંસઠ કન્યાઓ અને પાંત્રીસેક છોકરાઓ છે. તેઓ ઉંમરે ૩ થી ૨૫ લગીની ઉંમરનાં છે. ઘણુંખરાં છોકરાં ગોરાં, ઍંગ્લોઇંડિયન અને પારસીઓનાં છે. ફક્ત ૭ હિંદુ, ૨ મુસલમાન છે; ઘણુંખરાં હૉસ્ટેલમાં રહેનારાં છે. બે પારસી છોકરાં અને એક યુરોપિયન છોકરી છે. અને તેઓ ગામમાંથી આવે છે. છેક પ્રાથમિક વર્ગથી માંડીને તે ઠેઠ સિનિયર કૅમ્બ્રિજ લગીના વર્ગો છે. શિક્ષકમંડળમાં ઘણુંખરાં યુરોપિયનો છે. એક પારસી છે તે સાયન્સ શીખવે છે, અને એક હિંદુ છે તે ગણિત શીખવે છે. ઘણુંખરું મડમોનું જ રાજ્ય છે. એક યુરોપિયન પુરુષ છે, તે સ્ત્રી પ્રિન્સિપાલનો પતિ છે. નિશાળ સ્ત્રી પ્રિન્સિપાલના હાથમાં છે. છોકરાઓ માટે જુદો બંગલો છે, પણ દિવસનો બધો અભ્યાસ અને હરવુંફરવું વગેરે નિશાળના ચોગાનમાં જ થાય છે. વર્ગમાં તેમજ બહાર પણ સ્ત્રીપુરુષભેદ વધારે તીવ્રતાથી પળાતો નથી. સ્વાભાવિક રીતે જે ભેદ છે, તે તો હમેશાં રહેવાનો જ. એમાંથી ખોટું પરિણામ આવશે, એમ પહેલાં લાગે છે—મનેય લાગેલું. પણ અનુભવ પછી એ મત બદલાયો છે. ચોવીસ વરસના શાળાના ઇતિહાસમાં એવા અનિષ્ટ બનાવ ત્રણચાર વાર જ બન્યા છે. અહીંનાં છોકરા અને છોકરીઓ અરસપરસ પરણી જતાં હશે, એમ બહારના લોકો માને છે. પણ સંખ્યાશાસ્ત્ર એમ જણાવે છે કે ગયાં ચાળીશ વરસમાં ૨૩ લગ્નો થયાં, અને તે બધાં માતપિતાની અને ગુરુજનોની સંમતિથી થયાં હતાં. અહીંનું વાતાવરણ અતિશય શુદ્ધ અને સાત્ત્વિક છે. એનું ઘણુંખરું શ્રેય અમારાં પ્રિન્સિપાલ મિસિસ સ્વીટને, તેમના પતિ મિસ્ટર સ્વીટને, અને તેમના મદદનીશ શિક્ષકોને આપવું જોઈએ. મિસિટ સ્વીટ આ નિશાળમાં ચાળીસ

વરસ પહેલાં આવ્યાં. (તે વખતે તે મિસિસ સ્વીટ ન હતાં, પણ મિસ કૅથેરીન ટ્રુલ્વ હતાં.) પાંચસાત વરસે જ્યારે તે વિલાયત ગયાં, ત્યારે તેમનાં મિસ્ટર રૉબર્ટ સ્વીટ સાથે લગ્ન થયાં અને તે બન્ને અહીં આવી આ શાળા ચલાવવા લાગ્યાં. તેમનાં શિષ્ય અને શિષ્યાઓનાં છોકરા અને છોકરીઓ (અને કેટલાકનાં પૌત્રો ને પૌત્રીઓ) હમણાં આ નિશાળમાં ભણે છે. મિસિસ સ્વીટનો સ્વભાવ ખૂબ મીઠો અને કોમળ છે. નિયમન તરફ પૂરતું ધ્યાન આપવામાં તે ચોક્કસ છે અને તેમને રમતનો શોખ છે. તે કાંઈક મશ્કરીખોર અને થોડાંક તોફાનપ્રિય પણ છે. છતાં સિદ્ધાંતની બાબતમાં અને એવી બીજી મહત્ત્વની ગંભીર બાબતોમાં તેઓ ગંભીર, ન્યાયનિષ્ઠુર અને નિઃસ્પૃહ છે. વિદ્યાર્થીઓ ઉપર એમને એટલો બધો પ્રેમ છે કે તેમને તે પોતાનાં જ બાળકો હોય એમ લાગે છે. મિસ્ટર સ્વીટ સીધા અને સાદા આદમી છે. નિશાળમાં ભણાવવાનું કામ પૂરું થયા પછી તે ગોલ્ફ, ટેનિસ કે વાચનમાં જ મગ્ન રહે છે. તેમણે 'હિંદમાંના ક્રાઈસ્ટના ભાઈઓ' એ નામનું પ્રેરક પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે. કેટલીક વાર્તાઓ પણ લખી છે, પણ તેમાં ઘણુંખરું ધાર્મિક સિદ્ધાંતનું પ્રતિપાદન કરેલું હોય છે,—કલાદૃષ્ટિથી એટલી બધી સારી વાર્તાઓ ન કહેવાય. ધાર્મિક સિદ્ધાંતનો ઉલ્લેખ અહીં કર્યો જ છે, એટલે હવે એકદમ કહી જ નાખું છું કે હું હવે પહેલાંના દેવ વગેરેને માનતી નથી. આકાશમાંના બાપને મારે માનવો, અને ખ્રિસ્તી ધર્માચાર્યોનાં ટોળામાં મારે પેસવું એવી મિસ્ટર અને મિસિસ સ્વીટની સાત્ત્વિક ઇચ્છા છે, પણ હું એમાં સંમત થઈશ, એમ મને લાગતું નથી. એમના ઈશ્વરને માન્ય રાખું, તો છ દિવસ કામ કર્યા પછી થાકી જવાશે અને રવિવારે આરામ લેનારો, Doomsday—કયામત—ના દિવસ લગી બધા લોકોને પોતે સ્વર્ગમાં જશે કે નરકમાં તેની લગીરે ખબર ન પડવા દેનારો, ત્યાં લગી બધાંને જ મૂંઝવણ અને ચિંતામાં રાખનારો, આદમ અને ઈવની ભૂલ માટે આખી માનવજાતિ ઉપર ગુસ્સે થનારો અને

બધાંને નાહક સજા કરનાર, ઈસુ ખ્રિસ્તે પોતે બધાંના વતી શિક્ષા સહન કર્યા પછી એ પુત્રબલિદાનથી સંતોષ માનનાર, ઈસુ ખ્રિસ્ત ઉપર જેમને શ્રદ્ધા ન હોય એવા સાધુઓને માટેય સ્વર્ગની આશા નથી, એમ કહેનાર, અને તેની ઉપર શ્રદ્ધા રાખનારા દુષ્ટોનેય સ્વર્ગની લાલચ આપનાર, એવા એ ઈશ્વરને ઈશ્વર માનવા કરતાં આપણા વિષ્ણુ, શંકર, બ્રહ્મદેવ, વિઠ્ઠલ કે દત્તાત્રેય એમાંના એકાદને ઈશ્વર માનું તો શું ખોટું ? કાવ્યદૃષ્ટિથી જોઈએ તોપણ આપણા દેવો બેશક વધારે શ્રેષ્ઠ છે. તત્ત્વદૃષ્ટિથી જોવા બેસીએ, તો આપણો સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વ-શક્તિમાન, પૂર્વકર્માનુસાર સારાંમાઠાં ફળ આપનારો ઈશ્વર બુદ્ધિને વધારે સંતોષ આપે છે. અને એનીય આગળ જઈને પરમ અર્થ તરફ જોઈએ તો આપણું 'બ્રહ્મ' બહુ જ સુંદર છે. અસ્તુ. હું નિશાળની ધાર્મિક પ્રાર્થનામાં જાઉં છું. જવું જોઈએ જ એમ નથી, છતાં દરેક જણ જાય એવી અપેક્ષા હોય છે. અને મિસીસ સ્વીટને નાખુશ કરવાં એ મને નથી રુચતું. પણ મિસીસ સ્વીટ મારા વિચારો પૂરેપૂરા જાણે છે. ક્રાઈસ્ટને વિષે મારા મનમાં આદર છે, ખ્રિસ્તી મિશન વિષેય મારો સારો મત છે, ને તે હાર્દિક છે, એ વાત તે જાણે છે. એ બન્નેના ધાર્મિક વિચારો રોમન કૅથોલિક પંથને અનુસરે એવા છે; પણ બીજા વિષે બોલતી વખતે મન ઉદાર રાખીને તેઓ બોલે છે.

આવી આ સંસ્થામાં છોકરા અને છોકરીઓ ભેગાં ભણે છે, તો પરિણામ ખોટું આવે એમ નથી લાગતું. અત્યાર લગીના અનુભવ ઉપરથી જે લાગ્યું છે તે લખ્યું છે. બીજી બાબતો વિષે ફરીથી પરવાનગી મેળવીને લખીશ. મારી બા મને થોડા જ વખતમાં મળવા આવવાની છે, તે વખતે આવશો, તો મળવાની રજા મળશે, નહિ તો અપવાદરૂપ પ્રસંગો વિના મળવાની રજા માગશો નહિ. અહીંનો કોર્સ—અભ્યાસક્રમ પૂરો કરતાં હજી બે વરસ લાગશે. પછી શું કરીશ, તેની ચિંતા

આજે જ શા માટે કરવી ? Sufficient unto the day, is the evil thereof. ( આજની જ ચિંતા આજ માટે પૂરતી છે. )

તમારી બન્નેની બાળમિત્ર.

સુશીલા."

"તા. કઃ–પત્રો કેવળ કુશળ સમાચારના હોય તોપણ લખશો. મને સારું લાગે છે.

વિનોદ અને કુમુદિનીને આશિષ; મારો રવીન્દ્ર જો હોત, તો તેમના જેવડો જ હોત. તે જ્યાં હશે ત્યાં તેને મારા આશીર્વાદ છે. તમે પણ એને આશીર્વાદ દેજો. Rationalist—બુદ્ધિવાદી—હોવા છતાં ગાંડીની જેમ લખી રહી છું; પણ તમે મને શરૂઆતથી જ ગાંડી ઠરાવી છે ને ?

સુશીલા."

## [ ૨૪ ] આ આપણી સમાજવ્યવસ્થા !

“ પ્રિય તાત્યાને સુશીલાના સાષ્ટાંગ નમસ્કાર.

વિ. વિ. તમે અને બા મળી ગયા પછી શારીરિક દૃષ્ટિથી હું ક્ષેમ છું. પણ મનમાં ખૂબ મૂંઝવણ થઈ રહી છે. હું મનથી વટલાઈ રહી છું. એટલે ખ્રિસ્તીધર્મ તરફ મારા મનનું વલણ વધતું જાય છે, એમ ન સમજશો, પણ આજના બધા ધર્મો અને પ્રચલિત સમાજવ્યવસ્થા (એટલે અવ્યવસ્થા) પ્રત્યે મને તિરસ્કાર છૂટવા લાગ્યો છે. દરેક ધર્મના સિદ્ધાંતો સારા હોય છે, પણ એ સિદ્ધાંતો વ્યવહારમાં કશા ઉપયોગના નથી. એટલું જ નહિ પણ ધર્મો કેટલાક ખરાબ રિવાજોને અને કહેવાતી ‘સમાજવ્યવસ્થા’ને ટેકો આપીને ગરીબોના નાશના કારણરૂપ બને છે, એવો મારો મત થવા માંડ્યો છે. એક જ બાબત જોયા પછી મારો મત બદલાયો છે, એમ નથી. જગતમાં ચાલતા અનેક વ્યવહાર જોઈને મને એવું લાગવા માંડ્યું છે, કે એક તો વિચાર કરવાનું સાવ મૂકી દેવું, અથવા ધાર્મિક બાબતોમાં પૂરાં ક્રાંતિકારક બની જવું. આ વૃત્તિ ખૂબ બળવાન બની છે. અને એના કારણમાં આગળ આપું છું તે અનુભવ છે.

અમારા છાત્રાલયની પડોશમાં રેલવે ઉપર ગધેડાં ઉપર લાદીને રેતીપથરા પાથરનારા ઓડ લોકોનાં ઝૂંપડાં છે. આટલા દિવસથી

અમે અહીં છીએ, પણ એ ઝૂંપડાંમાં અમે કદી ગયાં નહોતાં. એ લોકો સાથે કદી બોલ્યાંય ન હતાં. જાણે કે એમનાં એ ગધેડાં અને એ લોકો વચ્ચે કશો ફેર જ ન હોય ! પણ સાચું કહીએ તો તે લોકોય ગધેડાંની જેમ જ વર્તતા હતા ! દશબાર દિવસ પહેલાં તેમાંના એકને કોઈ રોગ થયો એટલે તેનાં બૈરાંછોકરાંએ રડારોળ શરૂ કરી, અને પડોશી પુરુષોએ ગમે તેવા વહેમભર્યા ઉપાયો કરવા માંડચા. એક જણ તદ્દન નજીક રહેલા ડૉટકર પાસે ગયો. પણ તે સાહેબના ખ્રિસ્તીધર્મે તેને બુદ્ધિ ન સુઝાડી કે ફી મળવાની આશા ન હોવા છતાં ગરીબોની દવા કરવી જ જોઈએ ! પાછળથી હિંદુ વૈદ્ય, મુસલમાન હકીમ, પારસી ડૉક્ટર બધા પાસે એ માણુસ જઈ વળ્યો, પણ કોઈ વહારે ધાયું નહિ. છેવટે ડરતો ડરતો અમારાં મિસીસ સ્વીટ પાસે આવ્યો અને પગે પડીને સારી દવા આપવાને કાલાવાલા કરવા લાગ્યો. હું, માસ્ટર કાફ નામનો મારી શાળાનો એક મિત્ર, અને બેચાર છોકરીઓ અને છોકરાઓ તે દિવસે બૅડમિંગ્ટન રમી રહ્યા પછી મિસીસ સ્વીટે બોલાવ્યાં હોવાથી તેમને ત્યાં ચા પીવા ગયાં હતાં. અમે બધાંએ એની હકીકત સાંભળી અને તે ગરીબ માણસને મદદ કરવાનું ઠરાવ્યું. મિસીસ સ્વીટ પણ તૈયાર થયાં. તેમણે સામાન્ય ઉપયોગી દવાની બેચાર શીશીઓ લીધી અને અમે બધાં ઓડ લોકોનાં ઝૂંપડાં પાસે જઈ પહોંચીએ ત્યાં તો બધે ધાંધલ મચેલી જોઈ. રોગી જે ઝૂંપડામાં હતો તેમાં મિસીસ સ્વીટ અને હું બન્ને પેઠાં. ઊભા રહેવા પૂરતીય જગ્યા ન હતી. અંદર પણ આવડીશી જગ્યામાં પેલો રોગી, એની આસપાસ બે પુરુષો, બે ઘરડી સ્ત્રીઓ, અને ગંદી ગોદડી પર બેઠેલાં ત્રણ છોકરાં તેમજ ઊંઘી ગયેલું એક ધાવણું બાળક હતાં ! રોગીને ઓશીકે ચૂલો હતો ! ને તેમાં છાણાં બળતાં હોવાથી તેમાંથી ધુમાડો નીકળતો હતો, અને આખું ઝૂંપડું તેથી ભરાઈ ગયું હતું. બરાડા પાડતાં એ બધાં લોકોને પહેલાં તો ચૂપ કરી, મિસીસ સ્વીટે તપાસ કરવા માંડી. તે ઓડની દશબાર વરસની એક

દીકરીએ પોતાનાં નાનાં ભાંડુઓને પડખે રાખ્યાં હતાં. કારણ તે બિચારીની મા તરતમાં જ મરી ગયેલ હોવાથી એ બાળકોની સંભાળનો ભાર એને માથે આવી પડ્યો હતો! તે પહેલાં મારા અને પછી મિસીસ સ્વીટના પગ ઝાલીને ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. રોગીની પાસે બેઠેલાં બૈરાંએ તેની કથની અમને કહી. અમે તેને છાની રાખી અને પૂછપરછ કરી એકાદ ઓસડ આપવાની તૈયારીમાં પડ્યાં. પીવાના પાણીમાં પરમેંગેનેટ નાખી તે પાણી એને પીવાને માટે રાખવું, એ હેતુથી મિસીસ સ્વીટે પાણી ભરેલું મોટું વાસણ મંગાવ્યું. પણ ઘરમાં ખાલી વાસણ જ હતું નહિ. છેવટે એક ગંદો વાડકો મળ્યો; પણ પાણી જ ન મળે! એક માટલામાં તળિયે પડી રહેલું ગંદું પાણી આખરે મળ્યું, તેમાં પરમેંગેનેટ થોડુંક નાખી પાણીને લાલ બનાવી તે રોગીને પીવા માટે આપ્યું. દવાની શીશી આપીને અમે બહાર નીકળ્યાં. મિસીસ સ્વીટ ખૂબ ગભરાઈ ગયેલાં લાગતાં હતાં. તે બોલ્યાં: 'આ કૉલેરાનો કેસ છે. તમે બધાં મારી સાથે ન આવ્યાં હોત તો ઠીક હતું. હવે ઘેર જાઓ કે તરત જ પાણીમાં જંતુઘ્ન દવા (ચેપ દૂર કરનારી દવા) નાખીને તે પાણી વડે નાહી લેજો. ને કપડાંને બાફ આપી ધોબીને આપી જ દેજો.' માસ્ટર કાફે પડોશની ઝૂંપડીમાં વસતા બોડ પાસેથી ઘણી માહિતી મેળવી હતી, તે ઉપરથી તેનેય એ કેસ કૉલેરાનો હોવાની ખાતરી થઈ ચૂકી હતી. પણ પોતાને વિષે ચિંતાતુર થવાને બદલે જે સમાજવ્યવસ્થાને લીધે એ લોકોને આવી દરિદ્રતામાં અને અજ્ઞાનતામાં રહેવું પડે છે, તેને તે ગુસ્સાથી શાપ દેવા લાગ્યો: 'આ જુઓ અમારો મૂડીવાદ; અને તમારો હિંદુધર્મ! તમે એ લોકોને અસ્પૃશ્ય માનતાં હશો,' તેણે મને કહ્યું.

'અમે એમને અસ્પૃશ્ય નથી માનતાં, પણ ઢેડ, ભંગી, ચમાર વગેરેને અસ્પૃશ્ય માનીએ છીએ,' મેં જવાબ આપ્યો.

'પણ તમે તેમને અસ્પૃશ્યોની જેમ રાખો તો છો જ ને? હું

તમને, હિંદુઓને જ દોષ દેવા નથી માગતો. મૂડીવાદમાં આવેલા બધા ધર્મો અને બધા લોકો સરખા જ હોય છે. યુરોપિયન, પારસી, મુસલમાન એકે ડૉક્ટર ત્યાં આવ્યો હતો ખરો ? માણસની કિંમત નથી, આ દુનિયામાં તો પૈસાની કિંમત છે. This must be done away with. I am going to be a social revolutionary (આ બધું મિટાવી દેવું જોઈએ. હું તો સામાજિક ક્રાંતિકાર બનવાનો છું.)' આવી રીતે એ જુસ્સાથી બોલવા લાગ્યો, એટલે મિસીસ સ્વીટે એને રોક્યો ને તે પછી ચૂપ થઈ ગયો. (પૂરેપૂરા ચૂપ થવાનું તો કાફના સ્વભાવમાં છે જ નહિ.) આ કાફને વિષે, જ્યારે હું ઘેર આવી હતી ત્યારે, મેં તમને ઘણી વાતો કરેલી છે. એનું ઉતાવળિયાપણું, જુસ્સો, પ્રેમ, લાગણીવશતા એ બધા ગુણો અતિરેકને લીધે હાસ્યાસ્પદ બને છે. છતાંય મને એ ગમે છે. ને તેથી જ તે મારો મિત્ર છે. રજામાં હું એને આપણે ઘેર લાવું તો કેમ? તેને આવવું છે, પણ મિસીસ સ્વીટ રજા આપશે કે કેમ તેની શંકા છે. પણ આ તો ભવિષ્યની વાતો છે. પેલા ઓડ લોકો વિષે હું લખતી હતી, તે તો ભૂલી જ ગઈ! દવાદારૂ આપીને અને ગરમ પાણી પીવાનું કહીને અમે ત્યાંથી નીકળ્યાં.

ઘેર આવ્યા પછી અમે નાહ્યાં અને કપડાં બદલ્યાં. પણ એ ઓડ લોકોને નવડાવે કોણ? અને તેમનાં કપડાંય કોણ બદલે? આખરે થવાનું હતું તે થયું. ૭૦–૮૦ ઓડ લોકો એક અઠવાડિયામાં કૉલેરાનાં બલિદાન થયાં! પણ એ કૉલેરાનાં બલિદાન હતાં કે આપણી સમાજવ્યવસ્થાનાં બલિદાન હતાં, એ મને અને કાફને સવાલ થઈ પડ્યો છે. આ સવાલનો જવાબ, તાત્યા, તમે આપશો? આ સમાજની સ્થિતિ બદલી શકાય એવી નથી? કાફ અને મેં તો તેને બદલવાની પ્રતિજ્ઞા કરી છે. અમારી બાળકોની પ્રતિજ્ઞા સાંભળીને તમને હસવું આવશે, પણ હસી કઢાવા જેવો આ પ્રશ્ન નથી. હમણાં વધારે કશું લખતી નથી.

બળવંતરાવ અને સુનંદરાવને પ્રણામ કહેશો. બળવંતરાવનાં પત્નીને થોડો તાવ આવતો હતો એમ તમે ગયા પત્રમાં જણાવેલું. તાવ હમણાં કેમ છે?

સુશીલા."

"તા. ક. ઓડની દીકરી અને દીકરાઓને ભાડાના પૈસા આપીને મેં પૂનાના એક મિશનમાં મોકલી આપ્યાં છે. એ છોકરાં વટલાશે એટલે હિંદુધર્મમાંથી એટલી સંખ્યા ઘટશે, એ વાત સાચી; પણ હિંદુધર્મે એમને માટે શું કર્યું છે? છોકરીના ભણતરનો ખર્ચ હું આપીશ અને છોકરાઓના ભણતરનો ખર્ચ મિશનમાંથી થશે, એવું મિસીસ સ્વીટે કહ્યું છે. આવાં છોકરાંઓની સગવડ કેવી રીતે કરવી, તેનો સમાજ વિચાર જ કરતો નથી. નવલકથા કે નાટકોમાં પ્રેમ સિવાય બીજો કોઈ વિષય નથી હોતો; રાજકારણી પુરુષોને સ્વરાજ્ય સિવાય બીજું કશું સૂઝતું નથી; સમાજસુધારકોને તો વિધવાવિવાહ, સ્ત્રીશિક્ષણ, બ્રાહ્મણબ્રાહ્મણેતર એવા જ વિષયો સૂઝે છે. ગરીબ ઢેડ, ભંગી, ઓડ જેવા લોકોની સ્થિતિ કેવી હશે, એમની સ્થિતિ એવી શા માટે છે, તે સ્થિતિ કેવી રીતે સુધારવી, એનો કોઈ જ વિચાર કરતું નથી. મને તો કાફની જેમ એ જ વાત સાચી લાગવા માંડી છે કે આખો સમાજ સડી ગયેલો, કહોવાઈ ગયેલો—rotten—છે. તે સુધારવાનો ઉપાય એ છે કે પહેલાંની મૂર્ખતાભરી સમાજવ્યવસ્થા અને ધર્મવ્યવસ્થાનો નાશ થવો જોઈએ. મારા આ વિચારો ભૂલભરેલા હશે, 'તે એવા છે જ' એવું જ માનીને હું આગળ ચાલું છું. પણ તમારી આગળ મનની વાત ન કહું, તો કોની આગળ કહું? રજાઓમાં હું, તમે, બળવંતરાવ, સુનંદરાવ, કાફ વગેરે સ્નેહીઓ ભેગાં મળી આ વિષે ચર્ચા કરીએ તો કેવું સરસ થાય! પણ તે તો ભવિષ્યની વાતો છે. આ તાજા કલમ ખૂબ લાંબી થઈ ગઈ, પણ ઉપાય ન હતો.

સુશીલા."

## [ ૨૫ ] ગણુપતિને જલસમાધિ !

સુશીલા ઉનાળાની રજામાં ઘેર આવી હતી. ઘેર એટલે પિયરમાં. કારણ સાસુસસરા ગુજરી ગયાની વાત ગયા પ્રકરણમાં મેં જણાવી છે. તેનાં ઘર અને મિલકતની વ્યવસ્થા તેના પિતા જોતા અને પૈસા વિષે તેના પતિએ છેક છેવટે સાવચેતી રાખેલી હોવાથી તેને પૈસાની ચિંતા હતી નહિ. તેની નાની બહેન ઉષા હવે હાઈસ્કૂલમાં જવા લાગી હતી અને તેનાં લગ્નની વાતો કોકકોક વાર કાંઈક મજાકમાં તો કાંઈક ગંભીર રીતે નીકળતી. આજે સુશીલા આવેલી હોવાથી ઘરમાં મોટું મંડળ ભેગું થયું હતું. સુનંદરાવ તો હતા જ. બળવંતરાવ, તેમના પિતા અને તેમની મા પડોશમાં જ રહેતાં હતાં, તેથી એ ઘરનાં જેવાં થઈ ગયેલાં સ્નેહીઓ પણ આવ્યાં હતાં. સુનંદરાવ અને બળવંતરાવનાં પત્ની પણ આવેલાં ને તે બન્નેની સાથે તેમનાં બાળકો પણ હતાં. એ બાળકો—વિનોદ અને કુમુદિની—સુશીલાની પાસે રમતાં હતાં, એ કહેવાની જરૂર નથી. સુશીલાના વિચારો બદલાઈ ગયા હતા, એ વસ્તુ તેના પહેરવેશ ઉપરથી સમજાય એવી ન હતી. પહેરવેશ સામાન્ય રીતે પહેલાંના જેવો જ હતો. મિશનની ક્રાઈસ્ટ્સ ક્રૉસ સ્કૂલમાં એનો પહેરવેશ કાંઈક જુદો રહેતો હતો, પણ ઘેર આવ્યા પછી, અથવા ઘેર

આવવા માટે તે ઊપડી તે પહેલાં જ તેણે પોતાનો મૂળનો દક્ષિણી પહેરવેશ પહેરી લીધો હતો. આચાર કાંઈક બદલાયો હતો ખરો; એટલે હવે તે બધાં સાથે—પુરુષોની સાથે પણ વધારે મોકળાશથી વર્તવા લાગી હતી. સ્વભાવ પહેલાંની જેમ કોમળ, મીઠાશભર્યો, ને બીજાને ન દૂભવે એવો હતો. બોલવાની રીતમાં ખૂબ ક્રાંતિ થઈ હતી ખરી. એ ક્રાંતિ એટલી બધી દેખાઈ આવે એવી હતી કે તેની મા લક્ષ્મીબાઈ ચકિત થતાં, એટલું જ નહિ પણ મનમાં ને મનમાં દિલગીર થઈ જતાં! તેના પિતાને એની એ બોલવાની રીત જોઈ ને વિશેષ કશું લાગતું નહિ—કાંઈક આનંદ થતો. કારણ તેમનાય વિચારો લગભગ તેના જેવા જ હતા; પણ તે બોલીને બહાર ન પાડતા એટલું જ. બળવંતરાવ વિષે પણ એમ જ કહી શકાય તેમ છે. તેય વળી ક્યાં પહેલાંના જેવા રહ્યા હતા? તેમનાં રાષ્ટ્રાભિમાન, ધર્માભિમાન વગેરે વખતને અનુસરી ઠંડાં પડી ગયાં હતાં. તેમનાં પત્નીને સુશીલાના આ વિચારો કાંઈક ખૂંચતા; પણ તેય નવીન યુગનાં હોવાથી તેમના હૃદયને તેથી ધક્કો લાગતો નહિ; એટલું જ નહિ પણ કોઈક રીતે ગલીપચી—આનંદ ઉત્પન્ન કરીને તેમનામાં એક જાતની જાગૃતિ આણતાં, અને કૌતુકપૂર્ણ આનંદનું કારણ બનતાં.

ઉષાનાં લગ્ન વિષે મજાક કરતાં કરતાં સુશીલા બોલી: "બા, આટલી નાની ઉંમરે શા માટે એને પરણાવવાની વાતો કરે છે? અમારી નિશાળમાં તો એના કરતાં દોઢી ઉંમરની ખ્રિસ્તી, પારસી, અને હિંદુ છોકરીઓ ભણે છે; અને તે ઘણીખરી કુંવારી જ છે. તેમનાં લગ્ન વહેલાં થયાં નથી તેથી તેમને શી ખોટ ગઈ છે?"

"ખ્રિસ્તી છોકરીઓની વાત મારી આગળ શું કામ કાઢે છે? તેમનું બધું જુદું હોય છે. તેમને શું? આજે પરણે ને કાલે છૂટાછેડા કરે તોય શો વાંધો? ને તેઓ તો દશ વાર પરણે તોપણ તેમને કોણ ના પાડે છે?"

"આ તું ગમે તેમ બોલ્યે રાખે છે," સુશીલાના પિતા બોલ્યા: "તને એ લોકો વિષે કશી માહિતી નથી. આવું ભલતું ન બોલીએ."

"તેમ છે, એ વાત હું ઘડીભર કબૂલ કરું છું," સુશીલા બોલી: "પણ તેમાં ખોટું શું? પતિ દારૂડિયો હોય અને તે જો બૈરાંછોકરાંના જીવનનો નાશ કરતો હોય, તો તેવા પતિને છોડીને પોતાનાં બાળકોને સાચવવાં, એમાં પાપને બદલે પુણ્ય છે. પરણ્યાં એટલે તે પતિને પોતાનું અને પોતાનાં બાળકોનાં એમ બધાનાં માથાં કાપવાને માટે સોંપવાં, એવું થોડું જ છે? માથું કપાય તે તો ચાલે; પણ તેને પોતાના નીતિના વિચારોય વેચી નાખવા એવો લગ્નનો અર્થ છે કે શું? લગ્નનો આવો અર્થ માનવા હું તૈયાર નથી."

"સાંભળ્યું, લક્ષ્મીબાઈ! જોયું, ખ્રિસ્તી મિશન સ્કૂલમાં ભણવા મોકલી, તેનું પરિણામ?" બળવંતરાયના પિતા વિશ્વાસરાવ વિનોદબુદ્ધિથી સ્મિત કરી બોલ્યા. તેમને સુશીલાના વિચાર ગમ્યા ખરા; પણ ચર્ચા કરવાના હેતુથી તે બોલ્યા: "ભલે; પણ બબ્બેચચ્ચાર વાર લગ્ન કરે, એટલે નીતિમત્તાનું રક્ષણ થાય છે, એમ તું માને છે કે શું? સ્ત્રીપુરુષોનો સંબંધ નિર્લજ્જપણે ખુલ્લો થાય અને તેને 'પુનર્વિવાહ' એવું સુંદર નામ મળે. પછી તે એક પછી એક એમ કેટલીય વાર થાય તોપણ તેને વ્યભિચાર ન કહેવો એમ કહેવા તું માગે છે કે શું?"

"પુરુષો અનેક વાર 'પુનર્વિવાહ' કરે તો તમે તેને વ્યભિચાર એ નામ આપો છો ખરા? તો પછી સ્ત્રીઓને માટે જ જુદો ન્યાય શા માટે?" સુશીલાએ ઉત્તર દીધો: "બાકી, આ મારો સાચો જવાબ નથી. આ તો થોડી વાર તમને બોલતા બંધ કરવા માટે મેં કહ્યું. હું તો એમ કહેવા માગું છું કે વિવાહ કેટલામી વારનો છે, એ જોવાને બદલે તે જે સ્ત્રીપુરુષનો થાય છે, તેઓ એકબીજાને ચાહે છે કે નહિ, તેમને એકબીજા વિષે આદર છે કે નહિ, તેઓ એકબીજા માટે લાયક છે કે નહિ, એ જ જોવાનું જોઈએ. પ્રથમ

વિવાહનેય હું તો વ્યભિચાર-સંબંધ કહું—જો તે વરકન્યા એકબીજાને લાયક ન હોય, ને એકબીજાને માટે તેમના મનમાં પ્રેમ કે આદર ન હોય તો! સિત્તેર વરસના ડોસાનો પંદર વરસની કન્યા સાથે થયેલો વિવાહ મારા મત પ્રમાણે વિવાહ જ નથી! તે કન્યા એની સાથે પહેલી વાર પરણતી હોય, તો તે ઠગાઈનો, કાયદાના આધારવાળો બળાત્કાર છે. જે સ્ત્રીપુરુષોને એકબીજા વિષે અત્યંત તિરસ્કાર છે, એકબીજાને જોઈ ને કંટાળો આવે છે, તેવાં સ્ત્રીપુરુષો ભેગાં રહીને એવી પરિસ્થિતિમાંય સંતાનોત્પત્તિ કરે, તો તેમાં પાપ છે. કારણ તેઓ પોતાના આચારથી પોતાનાં બાળકોનાં જીવનને અને નીતિને ધૂળભેગી કરી નાખે છે."

"આ વિચાર તેં મિશનવાળા અંગ્રેજો પાસેથી નથી લીધા; આ તો રશિયાના આધુનિક વિચારો હોય એમ લાગે છે," સુનંદરાવ બોલ્યા.

"બરાબર કહ્યું," સુશીલા બોલી: "તમે બોલ્શેવિક લોકોના રાજકીય ક્રાંતિના વિચારોને વધાવી લો છો; ને આ વિચારોથી કેમ ભડકો છો, તે મારાથી સમજાતું નથી."

"પણ એમના બધા રાજકીય વિચારો સાથેય હું ક્યાં સંમત છું?" સુનંદરાવે કહ્યું: "તેમના હિંસાત્મક વિચારો મને પસંદ નથી. મધ્યમ અને શ્રીમાન વર્ગનો તે લોકો દ્વેષ કરે છે, એય મને બિલકુલ પસંદ નથી. ઝારશાહી, મૂડીશાહી, ગૃહસ્થશાહી કે ઉપાધ્યાયશાહી જેટલે અંશે ખરાબ છે, તેટલે જ અંશે મજૂરશાહીય ખરાબ છે. બળાત્કાર ગમે તેનો હોય તોય ખરાબ છે, અને કોઈ પણ પસંદ નહિ કરે. મજૂરોનો અથવા મજૂરનેતાઓનો બળાત્કાર પણ કોઈને—મને તો નહિ જ ગમે. રશિયામાં જેટલું સારું હશે તેટલું હું લઈશ."

"તો પછી તેમના વિવાહવિષયક વિચારો સારા હોય તો લેવામાં શો વાંધો છે?" બળવંતરાવ સુશીલાનો પક્ષ લઈને બોલ્યા. "એ

વિચારો સારા છે કે નહિ એ જ માત્ર પ્રશ્ન છે," વકીલનો પેચ ચડાવતાં તેમણે મજાકપૂર્ણ સ્વરે હસીને કહ્યું.

"બસ, એ જ સવાલ છે," સુશીલાના પિતા બોલ્યા: "ને મારો મત પૂછતા હો, તો તે સુશીલા જેવો જ છે. પણ હવે તો હું વૃદ્ધ થયો, એટલે તે અભિપ્રાય ગમે તેટલો સાચો હોય તોપણ કાંઈક કાનને વિચિત્ર લાગે છે. કેમ, વિશ્વાસરાવ, ખરું કે નહિ?"

"ખરેખર કહેવું હોય, તો એ જ વાત છે, પણ હવે આપણે એ વિચારો જાહેર રીતે કહી શકવાના નથી. આપણા વખતમાં આપણે જમાનાની આગળ હતા. આપણી આગળ આ બળવંત અને સુનંદ ગયા, ને સુશીલા તો એ બન્નેની આગળ વધી છે. કાલમહિમા અગાધ છે!"

"અમે સુશીલાને આગળ નહિ વધવા દઈએ!" સુનંદરાવ બોલ્યા: "પણ આજે આ વાતો અમે બોલવા માગતા નથી. રાજકારણ તરફ બધું ધ્યાન અપાવું જોઈએ એમ અમે માનતા હોવાથી સામાજિક બાબતો તરફ અમે ધ્યાન આપવા માગતા નથી એટલું જ. બાકી, અમે શાના સ્ત્રીઓને અમારી આગળ વધવા દઈએ!"

"એવો આરોપ હું કદી પુરુષો ઉપર કરવાની નથી," સુશીલા સ્મિત કરીને પુરુષોની ટોળ કરવાના અવાજે બોલી: "પુરુષો તો અમને હંમેશાં પાછળ જ રાખવા માગશે. આટલાં વરસ લગી તેમણે એ જ કર્યું છે, અને હવે પછીય તેઓ તે જ કરશે. હમણાં આ રમાભાભીને (સુનંદરાવનાં પત્નીને) આગળ બેસવાં દીધાં, એય સાહસ તમે કેવી રીતે કરી શક્યા, એ જ મારે મન ભારે કોયડો છે. સાચી રીતે તો એમનું સ્થાન ચૂલા આગળ હોવું જોઈએ!"

"અમે સ્ત્રીઓને ખરેખર આગળ લાવીએ છીએ, આગળ લાવવાની માત્ર વાતો નથી કરતા. તમે વાતો ખૂબ કરો છો, પણ બેઠાં છો તેમની આગળ, એટલે ખરું જોતાં તો તેમને પાછળ રાખી રહ્યાં છો!"

"તમે શાબ્દિક છલ કરીને જીતી ગયા છો, ભવિષ્યમાંય જીતશો; પણ સત્ય એ શાબ્દિક છલવડે અસત્ય નહિ થઈ શકે."

"ચિડાવાની શી જરૂર છે?" બળવંતરાવ બોલ્યા: "તારું કથન અમને માન્ય છે; પણ આજે એ વાતો કર્યે શું વળવાનું છે? બીજા બધા સામાજિક ને ધાર્મિક સુધારા થયા પછી આ ક્રાંતિકારક સુધારા પાછળથી હાથમાં લઈશું."

"પણ આજે એ વિષે બોલવામાં શું ખોટું છે?" સુશીલાએ પૂછ્યું: "અને સાચું જ કહેવડાવતા હો, તો જેમને માટે શક્ય હોય, તેઓ એ સુધારા આચારમાં શા માટે ન ઉતારે? આવા લોકો થોડા જ હોવાના. પણ કોઈ પણ માણસે આ સુધારાનો ઉચ્ચાર અને આચાર કરવાની શરૂઆત તો કરવી જ જોઈશે ને? આપણા રીત-રિવાજો, આપણો ધર્મ, આપણો સમાજ બધું Rotten—કહોવાયેલું—છે, સડી ગયું છે, એ બધી ગંદકી સાફ કરવી જોઈએ."

"તું એ ગંદકી સાફ કરજે. હું મારે ઘરમાંનો કચરો કાઢવા જાઉં છું," સુશીલાની બા કાંઈક કંટાળીને અને દિલગીર થઈને પ્રેમ-મૂલક રોષભર્યા સ્વરે બોલી.

લક્ષ્મીબાઈએ અજાણતાં કરેલો આ શાબ્દિક શ્લેષ સાંભળીને બધાં હસ્યાં. તેમના પતિનેય એ સાંભળીને આનંદ થયો. તે બોલ્યા: "તમે ગમે એટલું કહેશો તોય 'એ' સુશીલાની મા છે. એ ભણી છે ઓછું, પણ બોલવામાં કોઈથી ગાંજી જાય એવી નથી. બાકી, હમણાં એ એટલી બધી તપી ગઈ છે કે એને માથે ચા બનાવવા ઠંડા પાણીનું તપેલું મૂક્યું હોય, તો પાંચ મિનિટમાં પાણી ઊકળવા માંડે—દેવતા સળગાવવાની પણ જરૂર ન રહે!"

"ચા જોઈએ છે, એમ જ સીધેસીધું કહોને, હું સમજી ગઈ હતી અને તેથી જ ઊઠતી હતી," લક્ષ્મીબાઈ બોલ્યાં અને રસોડામાં ગયાં. એટલામાં સુનંદરાવનો પુત્ર રોવા લાગ્યો ને બળવંત-

રાવની પુત્રીએ પણ રડવાની શરૂઆત કરી. એટલે એ માતાઓને અંદર જવું હતું પણ નિમિત્ત જડતું ન હતું. પણ હવે બહાનુંય મળ્યું અને લક્ષ્મીબાઈને મદદ કરવા માટે બાળકોને લઈને તેઓ ગયાં. કાંઈક બહાનું કાઢીને અન્નપૂર્ણાબાઈ પણ ગયાં. સુશીલા પણ ઊઠતી હતી; પણ તેના પિતાએ હસીને તેને કહ્યું: "સુશીલા, આવું 'આર્ય સ્ત્રીત્વ' તું બતાવીશ નહિ. કેટલે દિવસે તારી સાથે મનની મોકળાશથી બોલવાની તક મળી છે, એટલે તું બેસ. ને તું હવે પહેલાંની 'આર્ય સ્ત્રી' ક્યાં રહી છે? તને લોનાવલાની મડમોએ પૂરી વટલાવી નાખી છે."

"એ શાની વટલાય?" સુનંદરાવ બોલ્યા: "એ જ એ મડમોને વટલાવે એવી છે. જ્યારે તે નિશાળમાં ગઈ ત્યારે મને બીક હતી, કે કદાચ એ વટલાઈ જશે! પણ હવે હું નિશ્ચિંત થઈ ગયો છું. આકાશમાંના બાપને આ દીકરી મળવાની નથી, એવી હવે મારી ખાતરી થઈ ચૂકી છે."

"આકાશમાંના બાપની દીકરી તો નથી જ થવાની! એટલું જ નહિ, પણ કૈલાસ પરના શંકરની અથવા ક્ષીરસાગરમાં સૂનારા વિષ્ણુનેય મારા ભણી જોઈને સંતોષ થવાનો નથી. પણ બોલવામાં મેં ભૂલ કરી. મારી દૃષ્ટિથી એ દેવો તો નષ્ટ જ થઈ ચૂક્યા છે. કાગળનાં તાજિયાં અથવા માટીના ગણપતિ આપણે બનાવીએ છીએ, તેમને પાણીમાં ડુબાડી દઈએ છીએ, તેવી જ રીતે આપણે જાતજાતના દેવોને ઉત્પન્ન કર્યા છે, પણ તેમને હવે જલસમાધિ આપવાનો વખત આવી લાગ્યો છે, એવો મારો મત થવા લાગ્યો છે,—અથવા થયો જ છે."

"દેવોની સાથે દૈવી ગુણોનેય જલસમાધિ નથી આપતી, ત્યાં લગી કશી હરકત નથી," તેના પિતા બોલ્યા.

"પણ દૈવી ગુણ એટલે શું?" સુશીલા બોલી: "મારા મનમાં જે ગૂંચ છે તે આ જ છે. પહેલાં જેમને હું દૈવી ગુણ માનતી તેમને

કમણાં હું દૈવી ગુણ માનતી નથી, ને તેથી તો મારું મન અસ્વસ્થ થઈ ગયું છે."

"પહેલાંના દૈવી સદ્ગુણોને દૈવી નહિ માનતી હોય, પણ થોડા ઘણાય ગુણો દૈવી છે, એ તો તું માને છે ને? કાંઈ નહિ તો સદ્ગુણ અને દુર્ગુણ વચ્ચેનો તફાવત તો તું માને છે ને? બસ, ત્યારે એટલું પૂરતું છે."

"હા, એ તફાવત હું માનું છું ને તેથી તો એક જાતની મારા મનને શાંતિ છે. પણ જવા દો એ વાતો હવે. આપણે બીજી વાતો કરીએ," એમ કહી તેણે મિસ્ટર અને મિસીસ સ્વીટ, મિસીસ ચેરિટી, મિસીસ ગ્રીન, મિસીસ લવલોંગ, વગેરે મિશનરી બાઈઓના સ્વભાવ વગેરેની વાતો કહેવા માંડી. તેની કૉલેજના નિયમો, શિસ્ત અને એ લોકોની રહેવાની રીત વગેરે બાબતો તેણે તેમને પત્રદ્વારા લખી જણાવેલી હોવાથી તે બધી એ જાણતા હતા. પણ મોઢે કહેલી અને કાગળમાં લખેલી વાતોમાં જીવ અને જડ જેટલો અથવા વ્યક્તિ અને ફોટો જેટલો તફાવત છે. તેની પાસેથી એ બધી વાતો સાંભળવામાં એક કલાક કેવી રીતે પસાર થઈ ગયો, તેની કોઈને ખબરે રહી નહિ. સવાલો પૂછવામાં અને જવાબ સાંભળવામાં જે સમય ગયો તેથી દેવતા સળગાવવામાં વિલંબ થવાથી આખા મંડળને ચા તૈયાર કરી આપવામાં જે મોડું થયું હતું, તેની ખબર કોઈને ન હોવાથી લક્ષ્મીબાઈની અને બીજી સ્ત્રીઓની ગૃહકાર્યવિષયક આબરૂ બહાર ન આવી. બીજી ગમ્મતની વાત એ બની કે ચા તે દિવસે મોળી અને ધુમાડાથી બેસ્વાદ બની હતી. પણ તેનીય વાતચીતના આનંદમાં કોઈને ખબર રહી નહિ; ને એ ચા પણ મીઠી લાગી. સાચું કહેવું હોય તો ચા કોઈને મીઠી લાગેલી નહિ, પણ ચા પીવા તરફ કે ચાના સ્વાદ તરફ કોઈનું ખાસ ધ્યાન હતું નહિ! વિનાયકરાવ 'ચામાં કાંઈક ફેર લાગે છે,' એવું કાંઈક બોલ્યા, પણ કોઈએ એ તરફ ધ્યાન આપ્યું નહિ!

## [ ૨૬ ] ધર્મને માટે અધર્મ

સુશીલા લોનાવલાની ક્રાઈસ્ટ્સ ક્રૉસ સ્કૂલનાં પ્રથમ ગુરુ-જનોને અને મિત્રમંડળને અત્યંત પ્રિય અને આદરણીય થઈ પડી હતી. પણ હમણાંહમણાં તે ઉપલા વર્ગમાં આવ્યા પછી કેટલાંક જણાંને તેનાં સંભાષણ અને તેનાં આચરણ પણ વિચિત્ર લાગવા માંડયાં હતાં. એટલે સુધી કે કેટલીક પોતાને જાતને ડાહી માનનારી વિદ્યાર્થિની-ઓએ મિસીસ સ્વીટના કાન ભંભેરીને ‘ તે નાસ્તિક છે, તે ક્રિશ્ચિયાનિટી (ખ્રિસ્તીધર્મ) ઉપર ભારેભારે આક્ષેપો કરે છે, એટલું જ નહિ પણ તેનું વર્તન પણ દોષપાત્ર છે, ’ એવું તેમની આગળ સૂચન કર્યું હતું. અને પોતે અત્યંત સભ્ય હોય એમ બતાવવાનો અપ્રત્યક્ષ પ્રયત્ન કર્યો હતો: ‘ અમે એવું કાંઈ ખાસ જાણતાં નથી; તે તેવી ખરાબ નહિય હોય, પણ તમારે કાને અમે વાત નાખી છે, એટલું જ. ” આ શબ્દો પાછા કહીને પોતે ન સપડાય એવો રસ્તોય તેમણે ખુલ્લો રાખેલો. મિસીસ સ્વીટે તે બધું માત્ર સાંભળી લીધું અને ‘ કોઈની ઉપર નકામા આક્ષેપ મૂકવા નહિ, એ ટેવ ખોટી છે, ’ એમ કહી તેમને રજા આપી હતી. પણ કેટલાક દિવસ પછી ‘ અમુક યુરોપિયન છોકરાએ સુશીલા પાસે પ્રેમની વાતો કરી છે, અને તે તેની પાછળ કેટલાય દિવસથી પડયો છે,

તેય નાસ્તિક છે, તે એની સાથે વારંવાર ઘુસપુસ વાતો કરે છે,' આ પ્રકારના પ્રવાદ કેટલીક શિક્ષિકાઓ તરફથી મિસીસ સ્વીટને કાને આવવા લાગ્યા. 'મારું ધ્યાન છે, હું તપાસ કરી રહી છું,' એવો જવાબ આપી મિસીસ સ્વીટે એ વાત ત્યાં જ અટકાવી. તેમનું ધ્યાન તેની ઉપર હતું જ, અને વાતચીતદ્વારા તે તેને અવારનવાર સૂચના આપતાંય હતાં; પણ છેવટે એક દિવસે એક નર્સે સુશીલા અને માસ્ટર જોન કાફનાં નામ લઈ ખૂબ વાતો ઉડાડી હતી, તેથી મિસીસ સ્વીટે માનીતી 'પપી' સાથે ( કૂતરા સાથે ) ને પતિ સાથે સાંજે ફરવા નીકળ્યાં, ત્યારે તેનેય જાણે, સહેજે બોલાવતાં હોય તેમ સુશીલાનેય સાથે ચાલવાનું સૂચવ્યું. સુશીલાએ, શા માટે પોતાને બોલાવી છે; એ જાણીને, ખુશીથી એટલું જ નહિ પણ આતુરતાથી તેમની સાથે જવાનું નક્કી કર્યું. તેને પણ તે જ જોઈતું હતું. કારણ પોતાને વિષેની ગેરસમજ દૂર કરવાની તેની ઇચ્છા હતી જ.

ફરવા જતી વખતે સુશીલા સાથે ખાસ વાતચીત થઈ નહિ. 'મારે એક અગત્યની બાબત વિષે તારી સાથે વાત કરવી છે,' એમ મિસીસ સ્વીટે નિશાળમાંથી બહાર નીકળ્યાં કે તરત જ તેને કહી દીધું હતું. પણ થોડી વાર લાગી, તેમણે પોતાના પતિ સાથે આસપાસનાં ઝાડો વિષે, પક્ષીઓ વિષે, તેમના માળા વિષે, હવા વિષે, ઘણી વાતો કરી. 'કેવું સુંદર દશ્ય છે! સવારે વરસાદ પડ્યો ત્યારે સાંજે આકાશ આટલું બધું સ્વચ્છ થશે, એવો આપણને ખ્યાલ સરખોય ન હતો,' તેમણે કહ્યું.

'હવા સારી છે, પણ કદાચ પરમ દિવસની જેમ એકાએક વરસાદ ચઢી આવે તો. આજકાલની હવા સ્ત્રીઓના સ્વભાવની જેમ ચંચળ અને મનમાં શું છે તેની ખબરે પડવા ન દે એવી છે,' મેસ્ટર રૉબર્ટ સ્વીટ વિનોદપૂર્ણ સ્મિત કરી બોલ્યા.

તેમણે આ વાક્ય સ્વાભાવિક રીતે ઉચ્ચાર્યું, પણ સુશીલાને એનો

ડંખ લાગ્યો, એટલે મિસીસ સ્વીટ બોલ્યાં: –'બસ કરો તમારી સ્ત્રીનિંદા.'

'હું સ્ત્રીનિંદા નથી કરતો. એકાએક વાદળાં ચઢી આવશે અને વરસાદ આવશે તેથી આપણે ફરવા દૂર ન જવું એમ હું સૂચવું છું.'

'તમારાં બીજાં ભવિષ્યો આજ લગી ખોટાં પડયાં, તેમ આ પણ ખોટું પડશે એની મને ખાતરી છે.'

'ભલે. તમારું કહેવું મને સાચું લાગતું નથી, છતાં ઘડપણમાંય સ્ત્રીસન્માનની વૃત્તિ મારામાંથી જતી રહી નથી એ બતાવવાને માટે હું તમારી વાત માન્ય રાખું છું.'

રસ્તે ડાંગેરના કચારામાંથી જતી વખતે બાજુના ઓડ લોકોનાં ગંદાં ઝૂંપડાં, છોકરાં અને 'પપી'ને જોઇ દૂરથી ભસનારાં કૂતરાં જોઈને મિસીસ સ્વીટ બોલ્યાં: 'ત્યાં જોયેલા શોખીન લોકોના રંગબેરંગી વિલાયતી ફૂલોથી લચેલા, સુંદર બગીચા અને તેમાં ફરતાં સુસંસ્કૃત લોકો, અને તે પછી જોવામાં આવતાં આ અણુ-ખેડાયેલાં અને ડાંગેરનાં રાડાંથી ભરેલાં ખેતરો અને તેમાં વસનારાં ઈસવી સન પૂર્વે રહેતાં હતાં, તેવી જ રીતે રહેનારાં આ જંગલી માણસો, તેમજ એક બાજુએ રેલવેની આ ધામધૂમ ને ટાટાનું પ્રચંડ તળાવ, અને બીજી બાજુએ એ બધાં તરફ તુચ્છતાથી જોઈ રહેલો પેલો ભવ્ય પર્વત, આ આખુંય દશ્ય જોઈને મારું મન તો આશ્ચર્યચકિત થઈ જાય છે. કેવું સુંદર અને આશ્ચર્યકારક છે, નહિ; રોબર્ટ ?'

'એમ જ જોવા જઈએ તો આખું જગત જ એક આશ્ચર્ય છે,' મિસીસ સ્વીટ બોલ્યાં: 'આપણાં શરીરમાં વિરોધ અને આશ્ચર્ય ઓછાં છે શું ? હાડકાંમાં કે રક્તમાં રહેલાં તત્ત્વો જડ, વિકાસ વનસ્પતિ સમો, અશન–પાન, મૈથુન વગેરે બધી પ્રેરણા પશુના જેવી, કેટલીક વાસનાઓ ને રીતરિવાજ જંગલી લોકોમાં હોય છે તેવાં,

પહેરવેશ અને ભાષાપ્રકારમાં મધ્યયુગીન મિશ્રણ, બાહ્ય આચાર-વિચાર કાંઈક ઓગણીસમી સદીને છાજે એવાં ને કાંઈક વીસમી સદીને છાજે એવાં, મનમાં અસ્પષ્ટ, અમૂર્ત, પણ અંદર ને અંદર માછલાંની જેમ હલી રહેલા ને વચ્ચેવચ્ચે બહાર ચમકારા સાથે કૂદકો મારનારા વિચારો છેક આજના—આ સાલના, અને આકાંક્ષાની નજર નવા જેરુસલેમ તરફ—નવા આવી રહેલા યુગ તરફ! આ નવાજૂનાનું, સારીનરસી બાબતોનું મિશ્રણ કંઈ તેથી ઓછું આશ્ચર્યકારક છે?'

'જરાયે ઓછું નથી. બાકી તમે કહો છો, રૉબર્ટ, તે જ સાચું છે. જગતની દરેક વસ્તુ, દરેક બાબત આશ્ચર્યપરિપૂર્ણ છે. પેલું 'પેશન ફ્લાવર'—કૃષ્ણકમળ—જુઓ! How lovely—કેટલું સુંદર! ને પેલા નાસ્તિક લોકો કહે છે કે જગતને કશો હેતુ નથી; જગત તો અહેતુક છે.'

'હેતુ હશે; પણ તે શો છે, એ વિષે શંકા છે. નાસ્તિક લોકો વિષે ગેરસમજ થવા દઈશ નહિ,' રૉબર્ટ સ્વીટ બોલ્યા.

'તમારા આ સૂક્ષ્મ ભેદ મારે નથી જોઈતા. હું તો મારે—'

'સ્ત્રીઓને તત્ત્વજ્ઞાન નહિ ગમે એમ ઍરિસ્ટોટલ કહી ગયો છે, તે તો હું ભૂલી જ ગયો.' મિસ્ટર રૉબર્ટ સ્મિત કરીને બોલ્યાઃ 'ને આપણી આ સુશીલા સાથે છે તેય હું ભૂલી ગયો!' આમ કહી એમણે સંભાષણનો પ્રવાહ બદલ્યો અને મોઢા વડે સિસોટી વગાડી "પપી"ને તેમણે બોલાવ્યો. 'હું પપીને લઈને ડુંગર ઉપર જઈને આવું છું. તમારે જે કાંઈ વાત કરવી હોય તે કરી લો,' એમ કહી પોતાની નીરોગી અને ઉત્સાહપૂર્ણ વૃદ્ધાવસ્થામાં ચલાય એટલી ઝડપે ચાલીને તે આગળ વધવા લાગ્યા. 'જરા ધીમેથી ચાલજો,' તેમનાં પત્નીએ તેમને ચેતવણી આપી અને પછી વિનોદપૂર્ણ સ્વરે એ સૂચના ઉપર ભાષ્ય કર્યુંઃ 'તમારે માટે હું નથી કહેતી. આપણો 'પપી'

હવે ઘરડો થયો છે. જરા એના ભણી જુઓ. તેણે આપણી ખૂબ સેવા કરી છે, તેથી હવે એને સાચવવો જોઈએ.'

'આપણે કૂતરાને પાળીએ છીએ અને તેને સાચવીએ છીએ, એવું આપણે માનીએ છીએ. પણ કૂતરો એમ માને છે કે હું જ શેઠને રાખું છું અને સાચવું છું. એક જર્મન તત્ત્વવેત્તાએ હમણાં જ એક નવો સિદ્ધાંત શોધી કાઢ્યો છે; તને મેં પરમ દિવસે કહેલો તે તને યાદ છે ને?' આમ બોલીને મિસ્ટર સ્વીટ રસ્તો કાપવા લાગ્યા ને 'પપી' પણ એમની પાછળ ગયો.

તરત જ મિસીસ સ્વીટે ગંભીર સ્વરે સુશીલાને કહ્યું: 'સુશીલા, બોલ, શી છે તારી વાત? સાચું કહેજે. હું તારી મા જેવી—દાદી જેવી છું. તુંય મને એ રીતે જ માને છે. તો સાચે સાચું કહેજે કે તારો અને જોન કાફનો સંબંધ કયા પ્રકારનો છે?'

'તે મારી પાછળ ગાંડા બન્યા છે અને મારી ઉપર મોહ પામ્યા છે. તેમણે મારી પાસે પરણવા વિષે વાત પણ કાઢી હતી. પણ તમે જાણો છો કે એ તદ્દન નાની ઉંમરના છોકરા જેવા છે, અને હું ઉંમરે મોટી ન હોઉં, તોય હિંદુ વિધવા છું. આ બધી વાતો હું સમજું છું. હું બેજવાબદાર રીતે વર્તી નથી, ને વર્તવાનીય નથી.'

'તારી ઉપર મને વિશ્વાસ છે, પૂરેપૂરો વિશ્વાસ છે. તું ખોટે માર્ગે જઈશ નહિ, એ વાત સાચી છે, પણ તું તેને ચાહે છે ખરી?'

'ચાહું છું. પણ એમાં લગ્નનો ખ્યાલ નથી.'

'તો તું તેને ઉત્તેજન ન આપતી. ને તેં એક ભૂલ તો કરી જ, કે તેં મારી સાથે આ વિષે લગીરે વાત ન કરી. નિયમની દૃષ્ટિથી હું નથી કહેતી, પણ તારો અને મારો સંબંધ પ્રેમપૂર્ણ છે, તેથી કહું છું.'

'તમને મેં કહ્યું હોત. પણ તમે તે બિચારાનું નુકસાન કર્યું હોત. તમે—એટલે લોકોએ. તેથી હું તે છુપાવવા ઇચ્છતી હતી. તે બિચારો સજ્જન છે. તેનું નામ નાહકનું બગડયું હોત.'

'તું તેને ચાહતી નથી, એની મને તો ખબર હતી; પણ કોણ જાણે શુંય હશે, એમ માની મેં તને પૂછ્યું, અને તને સાચું કહું ? તારી મા સાથે ગયા માસમાં આવેલો પેલો જુવાન—બળવંતરાવ જ એનું નામ હતું ને ?—જેનાં સ્ત્રી અને પુત્ર તુરતમાં જ ગુજરી ગયાની વાતો તમે કરતાં હતાં તે—તને ચાહે છે અને તુંય તેને ચાહે છે. હું તો ઘરડી છું. મારી નજર હવે ઝાંખી થઈ ગઈ છે; ને કાને પણ બહેરાશ આવી છે; પણ કોણ કોને ચાહે છે તે મારી આંખો હજી જાણી શકે છે અને કાન પણ શબ્દના સ્વરથી એ વાત પારખી શકે છે. હું કહું છું તે ખરું છે કે ખોટું ?'

'સામાન્ય રીતે સાચું છે; પણ તદ્દન સંપૂર્ણપણે સાચું નથી. એમાં સત્યનો અંશ છે, એટલું જ.'

'તે ગમે તેમ હોય. તું એક વરસ પૂરું થતાં પહેલાં અહીંથી જવાની છે. પછી તારી તું મુખત્યાર છે. અહીં છે ત્યાં લગી સાવચેત રહેજે. જોન કાફ સજ્જન છે એ તારો મત બરાબર છે. એનો પ્રેમ પણ સાચો છે, પણ એ ટકશે નહિ.'

'મેં એને એ જ વાત કહી. એના નામ ઉપર શ્લેષ કરીને મેં એને કહ્યું: Your love is calf love' (તારો પ્રેમ વાછરડાંના પ્રેમ જેવો છે). તુરત જ તે હસ્યો અને બોલ્યો: Punning is not proving (શ્લેષ કરવાથી કંઈ વાત સિદ્ધ થતી નથી.) મેં એને ગમે તેવો જવાબ આપી બધી વાત હસવામાં કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો. પણ તે બિચારાને ખૂબ ખોટું લાગ્યું હતું. But after all he is a sport. He bore it well. (પણ એકંદરે તો તે સાચો ખેલાડી છે; બધું એણે સહી લીધું.)'

'જૉન કાફ્રને વિષે હું હવે નિશ્ચિંત છું. ખોટા લોકપ્રવાદોની મને પરવા નથી. તું નિશ્ચિંત રહેજે. પણ ખ્રિસ્તીધર્મ વિષે તું ગમે તેમ બોલે છે. આ આરોપ વિષે તારે શું કહેવું છે?'

'મારા પત્રો તમે વાંચો છો. તેમાંય ખ્રિસ્તીધર્મની ને સાથે મારાય ધર્મની કાંઈક વિનોદથી મેં મજાક ઉડાવી છે. તે જ રીતે હું કોકકોક વાર બોલું છું. મારા વિચારો તમે જાણો જ છો. અલૌકિક ચમત્કારો ઉપર હું કેવી રીતે શ્રદ્ધા રાખું? ને તમારીય શ્રદ્ધા એ ચમત્કારોની ઉપર બેસે છે ખરી? તમને આટલા દિવસ લગી એ પ્રશ્ન પૂછેલો નહિ; પણ તમારી રજા હોય તો હું પૂછું.'

'ભલે પૂછ.'

'મારે એમ પૂછવું છે કે તમારી રોમન કૅથોલિક પંથ ઉપરની શ્રદ્ધા આંધળી નથી? પોપ પણ આખરે તો માણસ છે. પછી તે સ્ખલનશીલ નથી એમ તમે શા રીતે માનો છો? મેરીએ ક્રાઇસ્ટને જન્મ આપ્યો તે છતાં એ 'અદૂષિત' કુમારિકા કેવી? એવા તો કેટલાય સવાલો છે.'

'તું જે ભક્તિભાવથી પૂછે છે, તેને છાજે એવાં સદ્ભાવ અને સત્યભક્તિથી હું તને જવાબ આપું છું. હું તારા જેવી જ અવસ્થામાં એક વાર હતી. પરણતાં પહેલાં હું હિંદુસ્તાનમાં પાંચછ વરસ લગી રહી હતી. તે વખતે મને કૅથોલિક પંથ છોડી દેવાનું મન થયેલું. પણ વિલાયતમાં ગયા પછી મારો અને રૉબર્ટનો ત્યાં પરિચય થયો. તે પહેલાં બુદ્ધિવાદી (રૅશનાલિસ્ટ) હતો. પણ પાછળથી કૅથોલિક થઈ ગયેલો. તેની સાથે મારે ઘણીઘણી વાતો થઈ અને તેણે મને આધ્યાત્મિક પ્રકાશની પ્રાપ્તિ કરાવી આપી. તેથી તો મારું જીવન પ્રસન્ન અને મધુર બન્યું છે. તેણે મારી બધી શંકાઓ દૂર કરી. તે બહારથી જેવો રમતિયાળ અને અડપલો દેખાય છે, તેટલો જ તે અંદરથી ગંભીર અને કાયર છે. એણે મને બરાબર ઠસાવ્યું છે કે જગતમાં બધી વાતો

શ્રદ્ધા ઉપર નભે છે. દરેક યુગની અને માણસોની શ્રદ્ધાઓ જુદી-જુદી જાતની હોય છે એટલું જ ! દરેક જણું પોતપોતાની શ્રદ્ધાને વિવેકપૂર્ણ વિશ્વાસ કહે છે, અને બીજાની શ્રદ્ધાને ભોળપણુ, અંધભક્તિ, અને અજ્ઞાનને નામે ઓળખે છે. દાખલા તરીકે, આજનો યુગ ડૉકટરો, કેમિસ્ટ અને જીવશાસ્ત્રજ્ઞ વગેરે તજ્જ્ઞોનો હોવાથી તેમના વિચારો લોકો પૂછ્યાગાછ્યા વિના, પૂરો વિચાર કર્યા વિના માન્ય કરે છે. એમાંય વળી ગમ્મત એવી છે કે એ તજ્જ્ઞો તેમને વારેવારે ઠોકીઠોકીને કહેતા હોય છે કે ' હજી અમે શાસ્ત્રની કોર ઉપર જ છીએ ! ઊંડા સાગરમાં જઈ ત્યાંના પાણીનો પત્તો મેળવવાની તો હજી ઘણી વાર છે. અમારાં સત્યો એ તાત્કાળિક સત્યો—Hypothesis—છે, એમ તેઓ કહેતા હોય છે. પણુ લોકો તેમનાં ' તાત્કાળિક સત્યો'ને સિદ્ધાંત માની ગમે તેવું બોલબોલ કરતા હોય છે ! વારુ; પોતપોતાના શાસ્ત્રમાં પોતાના સિદ્ધાંતને સાચા માનનારા એ તજ્જ્ઞોના આ યુગમાં નૈતિક અને આધ્યાત્મિક ગૂઢ બાબતોમાં પોપ જેવા વિદ્વાન, સુજ્ઞ, સત્કર્મરત, સચ્છીલ, અને અનુભવી પુરુષને પ્રમાણ માનીએ, તો તેમાં ખોટું શું છે ? દાંત અને સંધિવા વચ્ચે કશો સંબંધ હશે એની આપણુને ખબર છે ખરી ? પણ ડૉકટર કહે કે દાંત બગડેલા હોવાથી સંધિવા થયો છે, કે તરત જ આપણે એ વાત માની લઈએ છીએ. તેમ જ પહેલાંના જમાનામાં જેમ ભૂતડાકણોની વાતો ખૂબ ચાલતી, તેમ અત્યારે જાતજાતના સૂક્ષ્મ જંતુઓની વાતો ચાલે છે. પણ જીવશાસ્ત્રજ્ઞને ' જીવ ' એ શું છે, એની હજી ખબર નથી. છતાં આપણે તેને જીવશાસ્ત્રજ્ઞ કહીએ છીએ ! રૉબર્ટ એમ કહે છે કે શ્રદ્ધા સિવાય આ દુનિયામાં ઘડીભર પણ નહિ ચાલે. દરેક યુગના પોતાના શાસ્ત્રવિષયમાં પ્રમાણ મનાતા શાસ્ત્રજ્ઞોની વાતો સામાન્ય જનતા માને એ શ્રેયસ્કર છે. તેવી જ રીતે આધ્યાત્મિક અને નૈતિક બાબતોમાં પોપ જેવા નીતિશ્રેષ્ઠ પુરુષનું માનીએ તો તેમાં નાનમ શી છે ? તેનું જ્ઞાન, તેનો અનુભવ અને તેનો આચાર—એ બધું જ આપણા

કરતાં ઉચ્ચ પ્રકારનું છે. તો પછી આરોગ્યની બાબતમાં જેમ આપણે ડૉકટરનું માનીએ છીએ, તેમ આધ્યાત્મિક બાબતોમાં પોપનું શા માટે ન માનવું ? આ વિચાર મને ઠસ્યો અને મારા મનને સંતોષ થયો. પછી તો અમે પરણ્યાં અને મિશનના કામ માટે અવિવાહિત પાદરી મોકલવાનો મિશનનો શિરસ્તો હોવા છતાં મેં અહીં કરેલા પહેલાંના કામ તરફ જોઈને અને રૉબર્ટની ભલામણ ખુદ આર્કબિશપે કરી એટલે અમારી બન્નેની નિમણૂક આ નિશાળમાં થઈ. એટલે મારી શ્રદ્ધાની વાત આમ છે—'

'મને સંતોષ થયો નથી,' સુશીલા બોલીઃ 'પણ ચર્ચા રહેવા દો. આકાશમાં વાદળાં થવા માંડ્યાં છે. જલદી નહિ જઈએ તો વરસાદથી ભીંજાઈશું. પરમ દિવસના જેવું પવનનું ને વરસાદનું તોફાન થાય તો નાહકનાં હેરાન થઈશું.

'રૉબર્ટનું ભવિષ્ય સાચું પડવાનું હોય એમ લાગે છે,' મિસીસ સ્વીટ બોલ્યાંઃ 'How he will enjoy his victory over me! He will welcome a storm now. (મારી ઉપર મેળવેલા વિજયથી એને કેવો આનંદ થશે! હવે તો એ વાવાઝોડાનેય આવકાર આપશે.) પણ તોફાન શરૂ થાય તે પહેલાં જ આપણે નીકળી જઈએ. પણ રૉબર્ટ ક્યાં છે? તેમનાથી વરસાદની સરદી સહન નહિ થાય. મને વરસાદ બહુ ગમે છે એમ તે વારંવાર કહે છે ખરા! પણ દરેક એપ્રિલ માસની આખરે તે માંદા પડે જ છે; એવો મારો પંદરવીસ વરસનો અનુભવ છે. એ પોતે એ વાત નહિ કબૂલ કરે.' આમ વાત થતી હતી ત્યાં મિસ્ટર સ્વીટ અને તેમનો પપી ત્યાં આવી પહોંચ્યાં. મિસ્ટર સ્વીટને વરસાદ વરસવાથી પોતાનાં પત્ની ભીંજાઈ જશે, એવી ઘણી ચિંતા હોય એમ દેખાયું. પણ તે કહી બતાવવાને બદલે તે ચાલવા લાગ્યા અને ચાલતાં ચાલતાં 'કેમ? બન્નેએ શો નિવેડો આણ્યો? બાકી, આ સવાલ જ નકામો છે. નિવેડો નક્કી છે. મારાં પત્ની હમેશાં જ સાચાં છે અને તેનો પ્રતિપક્ષી હમેશાં ખોટો જ

છે, એ જ નિવેડો મેં મારા આખા જીવન દરમિયાન અનુભવ્યો છે! અને આજેય કદાચ (આસપાસનાં વાદળાં તરફ જોઈ જરા હસીને) આવો જ અનુભવ થશે!'

આ સાંભળીને મિસીસ સ્વીટ શું બોલ્યાં તે કોઈ સાંભળી શક્યું નહિ. કારણ આકાશમાં એકાએક ગડગડાટ થયો. વીજળીના ચમકારા થવા લાગ્યા. વાવાઝોડું શરૂ થયું. જ્યાંત્યાં ધૂળ ઊડી રહી અને સૂર્યાસ્ત પહેલાં જ બધે અંધારું થઈ ગયું. મિસ્ટર સ્વીટે મિસીસ સ્વીટનો એક હાથ પકડ્યો અને સુશીલાએ બીજો હાથ પકડ્યો. અને તેઓ ઊતાવળાંઉતાવળાં પપી સાથે ડુંગર ઊતરી પડ્યાં. એટલામાં પવનના સુસવાટા અને મેઘોની ગર્જના સાથે વરસાદનાં ફોરાં પડવા લાગ્યાં. તપેલા ખેતરની ઉપર પાણી પડવાથી એક જાતની સુગંધ આવવા લાગી; પણ એ તરફ કોનું ધ્યાન હોય? આ બધું દશપંદર મિનિટની અંદર બની ગયું. પપી સુધ્ધાં દરેક જણ ગભરાઈ ગયું અને એક-બીજાની ચિંતા કરવા લાગ્યું. મિસ્ટર સ્વીટને એમ થયું કે પોતે ડુંગરની ઉપર ખૂબ વાર લગી ભટક્યા, તેથી વાર થઈ અને પોતાની પત્ની અને સુશીલાને પોતાની ધૂનને લીધે સહન કરવું પડે છે. મિસીસ સ્વીટને એમ થયું કે બન્ને સ્ત્રીઓ કાંઈક છાની વાત કરવા ઘણી વાર લગી બેસી રહેલી હોવાથી તેમની પાસે ન જવાના ઇરાદાથી પોતાના પતિ પાસે આવવાને બદલે દૂર ને દૂર રહ્યા હોવા જોઈએ. સુશીલાને થયું કે પોતે કવખતે વિચિત્ર પ્રશ્ન પૂછી મિસીસ સ્વીટનો વખત લીધો. પપીને શું થયું તેની ખબર નથી. પણ તેનેય હવે આ ત્રણેનું શું થશે, એ ચિંતાથી જાણે કશું સૂઝતું ન હોય તેમ તે જીભ બહાર કાઢીને હાંફતોહાંફતો તેમની ચારે બાજુએ ફરી-ફરીને એ અંધારામાં રસ્તો બતાવવાનું કામ કરી રહ્યો હતો. એમની નિશાળ ત્રીસચાળીસ મિનિટના રસ્તા ઉપર હતી. પણ હવે વરસાદ ધોધમાર વરસતો હોવાથી તેમની છત્રીઓ નકામી થઈ પડી હતી, અને બધાંનાં કપડાંય સાવ પલળી ગયાં હતાં, ખૂટને કાદવ ચોંટવાથી

તે ભારે થયા હતા. આ સંસ્કારી લોકોને અસંસ્કૃતિના સમયમાં અંધારામાં વરસાદ પડતો હોય ત્યારે જંગલી લોકોને શું થતું હશે, તેનો કાંઈક અનુભવ થયો. મિસ્ટર સ્વીટ આટલા બધા ધીર હતા, છતાં તેય મૂંઝાયા. એમની મૂંઝવણ પોતાને વિષે હતી, તેના કરતાં એ બે સ્ત્રીઓને વિષે વધારે હતી. સ્ત્રીઓને ડર એવો હતો કે હવે રસ્તામાં કોઈ મવાલી આવીને પકડે તો શું થાય ? અને મિસીસ સ્વીટને બીજી ચિંતા એ હતી કે મિસ્ટર સ્વીટ પૂરેપૂરા ભીંજાઈ ગયેલા હોવાથી માંદા પડે તો શું કરવું? હંમેશની જેમ સ્થિતિ હોત તો અડધાપોણા કલાકનો રસ્તો હતો, પણ આજે એટલો વખત પૂરો થયો તોય અર્ધો રસ્તોય કપાયો ન હતો. જેમતેમ કરીને એ લોકો ધોરી રસ્તે આવી પહોંચ્યાં. પણ ત્યાં તો ઊલટો વધારે ડર હતો—કારણ મોટરના પ્રકાશમાં તેમને કશું દેખાવાને બદલે મોટરમાં બેઠેલાં માણસોને આ લોકોનો તમાશો જોવાની સરસ લહેર પડે એવો સંભવ વધારે હતો. મિસ્ટર સ્વીટ ગાડી કે મોટર ભાડે મળે એમ છે કે નહિ, તે જોવાને હાથ ઊંચો કરી તેને થોભાવવા પ્રયત્ન કરતા. પણ બેત્રણ મોટરો આવી, તે થોભ્યા વિના આંખને આંજી નાંખીને અને શરીરને કાદવથી ખરડી નાખીને ચાલતી થઈ! પછીની એક આવી તે થોભી ખરી, પણ તેમાં ઉતારુઓ હોવાથી ઉપાય ન હતો. એટલામાં રસ્તાના એક વળાંક પાસે તેમના મોઢા ઉપર વીજળીની હાથબત્તીનો પ્રકાશ પડ્યો અને એ ક્યાંથી, શાનો આવે છે, તેનો વિચાર તેઓ કરી શકે તે પહેલાં બે માણસો એમની ઉપર ધસી આવ્યા. મિસીસ સ્વીટને એક જણે ભોંયે પછાડ્યાં અને ગળામાંથી સોનાની માળા અને હાથમાંથી રીસ્ટ વૉચ ઝૂંટવી લેવાનો પ્રયત્ન કર્યો.

બીજાએ મિસ્ટર સ્વીટને પછાડ્યા ને તેમનાં ખિસ્સાં તપાસવા માંડ્યાં. સુશીલાએ સમયસૂચકતા વાપરી મિસીસ સ્વીટની ઉપર ચઢી બેઠેલા માણસના હાથમાંથી વીજળીની બત્તી લઈ લીધી. પાછળથી તેને ખેંચીને નીચે નાખ્યો અને બૂટની લાતો વડે તેને લોહીલોહાણ કરી

મૂક્યો. મિસ્ટર સ્વીટને નીચે અફળાવનારાએ આ જોઈ તેમની સાથે તોફાન કરવાનું મૂકી દઈ, પોતાના સાથીને બચાવવા જવાનું કરતો હતો, પણ પપી વળી તેના પગને એવી સખત રીતે કરડ્યો કે તે બિચારો ભોંયે ગબડી પડ્યો અને ગાળો દેવા મંડી પડ્યો. મિસ્ટર સ્વીટ આ અરસામાં ઊઠ્યા; પણ તરત જ બેભાન થઈ ને નીચે ગબડી પડ્યા. પપી બેભાન થઈ પડી રહેલાં મિસીસ સ્વીટની ચારે બાજુએ સૂંઘતો, ભસતો અને આંટા મારતો હતો, તે હવે મિસ્ટર સ્વીટની આસપાસ પણ એવું જ કરવા લાગ્યો. એટલામાં સુશીલાએ ઘાયલ કરેલો મવાલી ઊઠ્યો અને તેની સાથે ધાંધલ કરવા લાગ્યો; પણ સુશીલા હિંમતથી આ આફતની સામે થઈ. જાણે પોતે બધું સમજતો હોય, તેમ પપી પોતાનાં શેઠશેઠાણીને મૂકીને તેમની પ્રિય શિષ્યાની વહારે ધાયો; અને તેણે તેને બચાવીય ખરી. મિસ્ટર સ્વીટને નીચે પાડનારો મવાલી તો એટલામાં છટકી ગયો. પણ બીજો નાસી શકે એમ ન હતું. થોડી જ વારમાં એક મોટર આવી અને પછીની વ્યવસ્થા યોગ્ય રીતે થઈ. કપડાં વગેરે બદલ્યા પછી મવાલીની આસપાસ ભેગાં થયેલાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની વચ્ચે આવીને સુશીલાએ, મિસ્ટર અને મિસીસ સ્વીટે બધો વૃત્તાંત પોતપોતાની રીતે મજાકપૂર્ણ સ્વરે કહ્યો. પછી તે મવાલી તરફ જોઈ ને 'આવો ધંધો શા માટે કરે છે?' એમ તેને બધાં પૂછવા લાગ્યાં.

'દેશને માટે,' તે બોલ્યો: 'દેશધર્મને માટે! આ યુરોપિયન લોકોના, આ ખ્રિસ્તી લોકોના જુલમમાંથી બધાંને બચાવવા માટે મેં આ બધું કર્યું છે, બસ! આથી વધારે હું કશું કહેવાનો નથી. મારું નામ, ગામ, સંરનામું તમને હું નથી કહેવાનો. તમે મને સામાન્ય ચોર ગણવા માગતાં હો, તો ભલે ગણ્યાં કરજો.'

'Religion and patriotism! how many sins are committed in your names! (ધર્મ અને દેશાભિમાન! તમારે નામે કેવાં કેવાં પાપ થઈ રહ્યાં છે!' સુશીલા એકદમ બોલી ઊઠી.

## [ ૨૭ ] લગ્નની વાતો

સોનગામ

“ સુશીલાબાઈને સુનંદના પ્રણામ. ગયા પત્રમાં બાળુના પુત્રના શોકજનક સમાચાર જણાવ્યા છે. હવે તેની પત્ની પણ પુત્ર પાછળ ગયાના સમાચાર આપવાના છે. ઘણા દિવસથી આ ખબર આપવાનો વિચાર હતો, પણ કોઈ ને કોઈ કારણ આડે આવવાથી લખવાનું મુલતવી રાખવું પડતું. ક્ષયાદિ રોગ ઉત્પન્ન કરવામાં એ ‘ન્યાયી’ ‘દયાળુ’ ઈશ્વરનો કયો હેતુ હશે, તે તો એ જ જાણે!

તેને માટે કન્યાઓ આવવા માંડી છે. સારી મોટી ઉંમરનીય કન્યાઓ છે. અમારી કૉલેજના એક મિત્રની બહેન છે તેને લઈને તે મારી પાસે આવ્યો અને પહેલાંની મિત્રતાનો લાભ લઈ તે બાળુનું મન ફેરવવાનો મને આગ્રહ કરવા લાગ્યો. માણસ ઘણો સારો છે, પણ અનેક પ્રકારની આફતોમાં સપડાયાથી તેનું મગજ કાંઈક ફર્યું છે. આખો સમાજ બગડેલો છે. બધા લોક ચોર, લુચ્ચા છે; તેમને મારી ઠોકીને ઠેકાણે આણવા જોઈએ એમ તે કહે છે. શિવાજીએ સૂરત લૂંટ્યું તેમ કેટલાક દેશાભિમાની લોકોએ પણ મુંબઈ, મહાબળેશ્વર, માથેરાન, લોનાવલા, વગેરે ઠેકાણે બંગલા બંધાવી રહેનારા લહેરી લાલાઓને લૂંટીને સ્વરાજ મેળવવું જોઈએ, એવી વાતો એ કરતો હોય છે. એક વાર મેં એને એવા ફંદમાંથી પહેલાં

પાછો વાળ્યો હતો. પણ હમણાં વળી એ પાછો ખૂબ બહેકી ગયો છે. સમાજનાં વિષમતા અને અન્યાય જોઇને તે ચિડાઈ ગયો છે. તેનો રસ્તો મૂર્ખાઈભર્યો છે, એ વાત ખરી; પણ સમાજ નહિ સુધરે તો આવા લોક ઉત્પન્ન થાય, એમાં કશી નવાઈ નથી.

તેના વતી મેં બાળુ આગળ વાત કાઢી હતી. ફરીથી પરણી જા, વિધુરાવસ્થામાં દિવસ પસાર કરવામાં કશો અર્થ નથી, કન્યા સારી છે ને મોટી ઉંમરનીય છે, વગેરે અનેક વાતો મેં તેને કહી. સાચું કહું તો મેં તેને પરણવાનો એક રીતે આગ્રહ કર્યો. તેનો વિચાર ડગુમગુ થઈ જવા લાગ્યો હતો. દેશાભિમાની માણુસ ન પરણે, સૂકો રોટલો ખાવાની ટેવ પાડી જેલમાં જવાની તૈયારી રાખે, આવા આવા વિચારો હું નાનપણમાં સેવતો. ને તે દિવસોમાં મેં એકએક દિવસ લગી એવા પ્રયત્નો કરી જોયેલા ખરા. (હવે મને એનું હસવું આવે છે.) પણ હવે મારા વિચારો બદલાયા છે. વિવાહ દેશાભિમાનની આડે આવતો નથી. આપણું મન નબળું હોવાથી આપણે એમ માનીએ છીએ, એમ હું હવે માનતો થયો છું. બાળુ તો મૂળથી જ સમતોલ વિચારવાળો છે. ફરીથી પરણવું નહિ વગેરે બાબતોમાં એ ભળે એવો નથી. ફરીથી પરણવા એ તૈયાર છે; પણ 'આજે નહિ' એમ તે કહે છે

મારું ગાડું ઠીક ગબડે છે. જગતની આવતી વિપત્તિ જોઈને મન ગૂંચવાય છે. માણુસો ભેગાં થાય છે, વળી જુદાં થઈ જાય છે. બધી છોકરમત લાગે છે. ઇશ્વરની આ લીલા છે, એમ કહે છે. પણ લીલાય કેવી ભયાનક છે. દેવને મન ખેલ છે, પણ અમારો જીવ જાય છે!

જવાબ મળે એવી અપેક્ષા નથી. મેળાપ થયે વાતો કરીશું. પણ વાતો કરવાની વળી છેય શું? ને તુંય આવે વખતે શું કહેવાની છે?

તારો બાળમિત્ર

સુનંદ."

## [ ૨૮ ] એક કાંકરે બે પક્ષી મારવાનો ( કે જિવાડવાનો ? ) પ્રયત્ન

" પ્રિય બળવંતરાવને સુશીલાના પ્રણામ. વિ. વિ. બે મહિના પહેલાં અમારા ઉપર થયેલા હુમલાની હકીકત મેં ઘરના પત્રમાં લખી હતી. તે તમને બતાવવા મેં લખેલું એટલે તમે તે વાંચી હશે. ઘણા દિવસ લગી હુમલો કરનાર એ સદ્‌ગૃહસ્થે —તે સદ્‌ગૃહસ્થ છે; સુશિક્ષિત છે, સંસ્કારી છે, પણ અવળે રસ્તે ચઢી ગયો છે એ, આગળ લખું છું તે વાત ઉપરથી તમારા ધ્યાનમાં આવશે—પોતાનું મોઢું ખોલ્યું નહિ. પણ પોલીસોએ આપેલી ' સમજ 'ને લીધે અથવા બીજા કોઈ કારણને લીધે તેણે પંદરેક દિવસ પહેલાં પોતાનું મોઢું ઉઘાડ્યું અને જે વાતો કહી તે બધી વિચિત્ર હતી. તેમની સાથે આપણો સંબંધ આવતો હોવાથી મિસીસ સ્વીટની રજાથી આ પત્ર લખું છું.

" એ ભાઈનું નામ છે ગણપતરાવ આગટે. તે આપણા જ તાલુકાના ' નાણુવલી ' ગામનો રહેવાસી છે. ત્યાં તેની મિલકત સારી હતી. પણ તેના પિતાના મૃત્યુ પછી અનેક લુચ્ચા લોકોએ એને ફોસલાવીને એ ધૂળધાણી કરી નાખી. એટલે કે જેમણે કરજ લીધેલાં

તે લોકોએ કાયદાબાજીનો ઉપયોગ કરી આપવાની ના પાડી. અને જેમની પાસથી એણે કરજ લીધેલાં, તે મારવાડી લોકોએ તેવી જ રીતે તેને ભિખારી બનાવ્યો. એના પિતા અતિશય શ્રમ કરવાને પરિણામે ગુજરી ગયા. અતિશય શ્રમ કરવાનું કારણ એ હતું કે પુત્રને શિક્ષણ મળે અને દીકરીનાં લગ્ન થાય. શ્રમને લીધે જે રોગ થયો તેની યોગ્ય ચિકિત્સા થઈ શકી નહિ. જે ડૉકટરને બોલાવેલો તે તે રોગનું નિદાન કરી શકેલો નહિ, અને બીજા ડૉકટરને બોલાવવામાં આવે તો પોતાના હાથમાંથી કેસ ચાલ્યો જાય એ બીકે તેણે પોતાને સૂઝ્યું તેવું નિદાન કરી ગમે તે દવા રોગીને પાઈ, અને અજાણતાં રોગીનો જીવ લીધો. તેનાં છોકરાંછૈયાં નિરાધાર થઈ ગયાં અને લુચ્ચાઓને લુચ્ચાઈ કરવાનો રસ્તો ખુલ્લો થયો. પૈસાને લીધે કેવી અનર્થપરંપરા આવી પડી! ખાનગી માલમિલકતની પદ્ધતિ જગતમાંથી કાઢી નાખવાની શરૂઆત કરવાનો વખત હવે આવી લાગ્યો છે. પૈસો ન હોવાથી આ ગણપતરાવ આગટેને સારી કેળવણી મળી નહિ. પણ એ માણસ સ્વાભાવિક રીતે સત્પ્રવૃત્તિનો હોવાથી દેશાભિમાની છે. એના બોલવા ઉપરથી તો એવું લાગે છે; પણ કેળવણીના અભાવને લીધે આડે રસ્તે ચઢી ગયો છે. શિક્ષણ મફત અપાતું હોત તો તે આવે અવળે માર્ગે ન ગયો હોત.

એનું મગજ ચસકવાનું બીજુંય એક કારણ બન્યું છે. એ એક અનુરૂપ બાલવિધવાને ચાહે છે. પણ તે વિધવા તેની સાથે પરણવા તૈયાર નથી. (ઇચ્છા છે; પણ હિંમત નથી.) એટલે આ ભાઈસાહેબ પ્રણયભંગ થવાથી ગાંડા થયા છે. આવી સ્થિતિમાં આ ઉંમરે મનનું સમતોલપણું ક્યાંથી સચવાય?

તેમાં એની બહેન મોટી છે. એનાં લગ્નની એને ચિંતા છે. ઉંમરે ૧૭-૧૮ વર્ષની છે. પણ વધારે ભણેલી નથી. તેને તમારી સાથે પરણાવી દેવાના વિચારથી એણે તમારી પાસે વાતો કરી હશે

પણ તમે ના પાડી. તમે ના પાડી તે વિષે એ બોલ્યો: 'અને તે બરાબર છે. તે એક અંગ્રેજી ભણેલી વિધવાને ચાહે છે. સુશીલા કે એવું કાંઈક એનું નામ છે. પુનર્વિવાહ થાય તો તેથી મને આનંદ જ થશે—ને થોડા જ વખતમાં એ પુનર્વિવાહ થવાનોય છે—પણ મારી બહેન સાથે પરણ્યા હોત તો એક ચિંતામાંથી હું મુક્ત થાત!' ગણપતરાવ આ બધું સહેજે બોલતો હતો. તે તમને અને સુનંદરાવને કોલેજમાંથી ઓળખે છે. પણ મને ઓળખતો હોય એમ લાગતું નથી. પણ તેની આ બધી વાતો સાંભળીને મને શું થયું હશે, તેનો વિચાર કરો!

સુનંદરાવના નામનો એ વારંવાર ઉલ્લેખ કરે છે. 'રાજ-કારણના બોંબના બંગાળી કાવતરામાં હું સામેલ છું એવી શંકા સુનંદરાવને આવેલી અને મને સમજાવીને પરાવૃત્ત કરવાનો તેમણે મને એક બાજુએ લઈ જઈ ખૂબ પ્રયત્ન કર્યો. ગાંધીનો ખાદીનો માર્ગ જ અત્યારની સ્થિતિમાં સારો છે. શિક્ષણ પૂરું થયું નહિ તેથી, બાકી ખૂબ ઊંચી પાયરીએ ચઢી ગયા હોત! એ વ્યક્તિ તરીકે સારા હોય તોપણ તેમના વિચારો મને ગમતા ન હતા. તેથી હું બંગાળી કાવતરામાં ભળ્યો અને દેશકાર્ય માટે પૈસાની જરૂર પડે જ છે, તેથી આવી ધાડો પાડવાનો ધંધો શરૂ કર્યો!'—એમ તે પોતે જ કબૂલ કરે છે. એ ભાઈનો દોષ તો છે જ. પણ એના કરતાં વધારે દોષ તો અત્યારની વિકૃત સમાજસ્થિતિનો નથી? મને તો લાગે છે કે He is more sinned against than sinning. —એના કરતાં સમાજનો દોષ વધારે છે.

પણ મારે આ લખવું નથી. મારે લખવું હતું તે આપણાં—તમારાં લગ્ન વિષે. કારણ આપણાં લગ્ન થાય એ શકય નથી, તેમ ઇષ્ટ પણ નથી; એવો મારો આજે તો મત છે. (વચ્ચે પડદો રાખ્યા વિના આવી બાબતમાં સ્પષ્ટ અને સીધી રીતે જે હોય તે

કહી નાખવું એવો મારો અભિપ્રાય હવે થવા માંડ્યો છે, ને તેને આચારમાં ઉતારવાનો હું પ્રયત્ન પણ કરી રહી છું, એ વાત તમારા ધ્યાનમાં આ ઉપરથી આવશે. ) કારણો નીચે મુજબ છેઃ વિવાહ-વ્યવસ્થા અને એકંદર સમાજવ્યવસ્થા વિષેના મારા વિચારો કાંઈક વિચિત્ર ( એટલે છે તો સીધા અને સારા, પણ લોકોને વિચિત્ર લાગે એવા ) થવા માંડ્યા છે. તમે તે જાણો છો; ને કેટલેક અંશે તમને પસંદ પણ છે. પણ તમે ધ્યેય અને વસ્તુસ્થિતિ, ભવિષ્ય અને વર્તમાન એ દ્વંદ્વોનો મેળ બેસાડવા માગો છો. હુંય એ જ ઇચ્છું છું; પણ એવો મેળ બેસી શકે નહિ એમ મને લાગે છે. વસ્તુસ્થિતિરૂપી શિલામાંથી ધીમેધીમે ધ્યેયમૂર્તિ ઘડવા મથવું એ તમારું ધ્યેય છે. તમારું આચરણ પણ એને છાજે એવું છે. પણ મારો અંતરાત્મા મને એમ કહે છે કે અંતિમ ધ્યેય એક વાર શબ્દરૂપે ભલે હોય, પણ શુદ્ધ સ્વરૂપમાં જગત સામે મુકાવું જ જોઈએ.

ધ્યેયનું સગુણ, જીવતું, હાલતુંચાલતું, હસતુંરમતું રૂપ જોવાનું આપણા ભાગ્યમાં નહિ હોય, તોપણ એનું સ્પષ્ટ શબ્દચિત્ર શા માટે ન ચીતરવું ? તમે કહેશોઃ 'શબ્દો ઘણી વાર વસ્તુને બગાડે છે. જે કરવું હોય તે કર્યાં કરવું. બોલ્યા કરવાથી બાજી બગડે છે,' એ વાત મનેય ગળે ઊતરે છે. પણ તમારો આ 'યોગ' એ **કર્મસુ કૌશલમ્** હું સાધી શકતી નથી.

વળી, ( ને પુનર્વિવાહ ન કરવાનું ખરું કારણ એ જ છે. ) જે વસ્તુ બોલી નાખવાને માટે હું તલપાપડ થઈ રહી છું, જેને મેં મારું જીવનકાર્ય માન્યું છે, તેને સફળ બનાવવાને માટે મારું આચરણ મારી જ દૃષ્ટિથી નહિ, પણ લોકોનીય દૃષ્ટિથી અત્યંત શુદ્ધ અને પવિત્ર હોવું જોઈએ. જો હું તમારી સાથે પુનર્વિવાહ કરું, તો મારા વિચારોની કશી કિંમત નહિ રહે. ( ખરી રીતે વિચાર પ્રમાણે આચાર

શાખવામાં હું માનું છું, એ આ ઉપરથી સિદ્ધ થશે; પણ લોકોની મનઃસ્થિતિ આ સમજવા જેટલી ઉદાર નથી. )

આ વિષે સુનંદરાવના પત્રો આવેલા પણ આજ લગી તેમને જવાબ આપવાનું હું ધકેલ્યા કરતી હતી. સુનંદરાવનો બન્ને મિત્રોનું કાર્ય સાધી એક કાંકરે બે પક્ષી મારવાનો હેતુ છે; પણ તેમણે આજ લગી કયું કાર્ય ઉત્તમ રીતે સાધ્યું છે, કે તે આનેય સાધશે? સદ્‌હેતુ વિફળ થવાનો એમનો આ પહેલો જ અનુભવ નથી. મારી સ્પષ્ટોક્તિથી અથવા બીજી રીતે ગેરસમજ થવાથી તેમનો સદ્‌હેતુ કુફળ ન થાય એટલી જ મારી ઇચ્છા છે.

તમારી બાળમિત્ર

સુશીલા."

## [ ૨૯ ] મોઢામોઢ કહેવું સારું કે પત્રદ્વારા કહેવું સારું ?

વાર્તાનો પ્રવાહ કાળક્રમે કઈ દિશાએ વહી રહ્યો છે, વચ્ચે કેટલો સમય વીતી ગયો છે, એ વખત દરમિયાન કઈ કઈ બાબતો બની ગઈ છે, સ્થિતિએ કેવા કેવા પલટા લીધા છે, એ બધું આગળ આવેલા બેત્રણ પત્રોનાં લખાણમાંથી સમજી શકાય એવું છે. તેથી વધારે ન લખતાં પત્રદ્વારા જ કથાનો પ્રવાહ બતાવું છું.

### પત્ર નં. ૧

મુંબઇ, ગુરુવાર

'સુશીલાબહેનને આશીર્વાદ. હું મુંબઈમાં ખાદીના કામને અંગે આવ્યો છું. પત્ર લખવા માટે બે કારણો છે. તમારી સીનિયર કેમ્બ્રિજની પરીક્ષા પૂરી થઈ, તેમાં તમે પસાર થયાં ને તમને Paul's prize —પોલનું પારિતોષિક—મળ્યું તેથી તમને અભિનંદન આપવાં, એ પહેલું કારણ. ( Paul's prize શાને માટે છે ? )

બીજું વધારે મહત્ત્વનું કારણ આ છે: મારો બાળમિત્ર બાળુ દિનપ્રતિદિન વધારે ને વધારે અશક્ત બનતો જાય છે. મેલેરિયા,

અપચો, રક્તક્ષય વગેરે ડૉક્ટરે કરેલાં નિદાન એક રીતે સાચાં છે. પણ બીજી રીતે ખોટાંય છે. એ બધાંનાં મૂળમાં બીજું એક કારણ છે, તે તરફ ડૉક્ટર લોકો ધ્યાન આપતા નથી. તેની તરફ એમનું ધ્યાન પણ ખેંચાતું નથી. ખરું જોતાં એ રોગબીજ મોટું છે. એ રોગજંતુ જોવા માટે સૂક્ષ્મદર્શક યંત્રની બિલકુલ જરૂર નથી. ઉઘાડી આંખેય જોઈ શકાય એવો તે છે. માણસ જેવડો એ મોટો છે, સુંદર છે, હાલેચાલે છે, બોલેહસે છે, સારુંનરસું પારખી શકે છે, પરીક્ષામાં પસાર થાય છે અને Paul's prize પણ મેળવે છે.

તમે તો આપણા ગામમાં હવે છોકરીઓની નિશાળ કાઢવા માગો છો, તે પાછલી વાતચીત પરથી અને પત્રો પરથી સમજાય છે. આપણા ગામમાં કન્યાશાળા કાઢશો, તો તમે પુનર્વિવાહ નહિ કરી શકો, તમારો આચાર જૂના લોકો જેવો હોવો જોઈએ, એ વાત મને રુચતી નથી. શિક્ષણનું ધ્યેય પ્રાપ્ત કરવા માટે અને પોતાના તદ્દન આગળ વધેલા સામાજિક સુધારાના વિચારો લોકો ધ્યાનમાં લે—વાહિયાત બાઈના છે, એમ કહી તેનો ઉપહાસ અને અવહેલના ન કરે—એટલા માટે તમારે પરંપરાગત, રૂઢ, સંકેતસ્વરૂપ નીતિનાં બંધનો પાળવાં જ જોઈએ, એ કથનમાં બિલકુલ સત્ય નથી, એમ હું નથી કહેતો. પણ ધીરજપૂર્વક પોતાના મત પ્રમાણે આચાર અને વિચારને અવિરોધી હોય એવાં નીતિબંધનો પાળો, તો તમારી સાચી લાયકાત લોકો વખત જતાં સમજ્યા વિના રહે એમ લાગતું નથી.

વળી, સચ્ચરિત્ર સ્ત્રીઓ જો લાયક પુરુષ સાથે પુનર્વિવાહ કરતાં આંચકો ખાશે, તો જે સ્ત્રીઓ પુનર્વિવાહ કરે છે તે ખરાબ જ હોય છે, એવો એનો અર્થ નહિ થાય ? 'જેનાથી નહિ રહેવાતું હોય તે પુનર્વિવાહ ભલે કરે,' એવું કહેનારી સ્ત્રીઓ ઉપર તમે ગુસ્સે થાઓ છો, એવુંય અનેકવાર જોયું છે. તમેય 'રહેવાતું ન હોય તો' એ બહાનું આગળ ધરવાને બદલે બીજું જ બહાનું શોધી કાઢો છો, અને

પોતાનું 'સીતા-સાવિત્રીત્વ' સ્થાપિત કરવા માગો છો; અને જૂની રૂઢિને પોષક થાય એવો આચાર રાખ્યા છતાં નવા વિચારો બોલીને નવા અને જૂના લોકોને ખુશ કરવાનો પ્રયત્ન કરો છો, એવો આરોપ જો હું તમારી ઉપર મૂકું, તો તે સાવ ખોટો છે, એમ તમે કહી શકશો ખરાં? 'મારા ગામનાં લોકોને મારો પુનર્વિવાહ નહિ ગમે, ને તેથી મારું સુવિચારપ્રચારનું અને શિક્ષણપ્રચારનું કાર્ય આગળ નહિ ધપે,' એ તમારો ડર ઉપલક અને ખોટો છે, એમ હું કહેવા માગતો નથી. પણ તમે એમાં તમારી જાતને છેતરો છો. આ આત્મવંચના છોડી દો, હિંમતવાન બનો, અને બાળુને જિવાડો.

તમારો બન્નેનો બાળમિત્ર
સુનંદરાવ."

## પત્ર નં. ૨

સોનગામ, બુધવાર

"પ્રિય મિત્ર સુનંદરાવને પ્રણામ. વિ. વિ. તમારો પત્ર મળ્યો. તમારા પત્રનો જવાબ લખતાં વિલંબ થયો તેનું કારણ અહીં પ્રાથમિક ચાર અને અંગ્રેજી ત્રણ ધોરણ જેટલું શિક્ષણ આપનારી શાળા કાઢવામાં અને તેને લગતો સમારંભ કરવામાં હું ગૂંથાઈ હતી. કૃષ્ણ-જન્માષ્ટમીને બીજે દિવસે શાળા ખુલ્લી મુકાઈ ને તેથી જ તેને 'નંદ બાલ-શાળા' એવું નામ આપવામાં આવ્યું છે, એમ લોકો માને છે; પણ જેમનું નામ ચિરંજીવ બને એવી મારી અંતરની ઇચ્છા છે, તે 'નંદ' કોણ અને 'બાલ' કોણ છે, તે કહેવું જ જોઈએ, એમ નથી.

પુનર્વિવાહને લગતી દલીલોની ચર્ચા પ્રત્યક્ષ મળીશું ત્યારે કરીશું. ખરું જોતાં આ બધી ચર્ચા બંધ રહેવી જોઈએ, કારણ બા વિરુદ્ધ છે. તેને કાને જ્યારે આ વાત ગઈ, ત્યારે તેણે 'હું આપઘાત

કરીશ' એમ કહ્યું! હવે તમારા જેવા 'મધ્યસ્થોનું કૌશલ્ય" અટકશે ખરું?

તમે ખાદીનું કામ કરો છો એ ઘણી સારી વાત. પણ પત્નીનું, પુત્રનું અને પુત્રીનું કાર્ય કોણ કરશે? બળવંતરાવને તમારાં પત્નીને મદદ કરવાનું હવે ભારે પડે છે. પરમ દિવસે જ મેં રૂ. ૧૦૦ આપ્યા. તમનેય ખૂબ મુશ્કેલી છે, એમ સાંભળ્યું છે. ૫૦૦ રૂપિયા મોકલી આપું છું, તેનો ઉપયોગ તમારાં સુખ અને સગવડ માટે કરજો. ખાદી-પ્રચારમાં એનો ઉપયોગ નહિ થાય એ શરતે જ આ રકમ મોકલું છું.

ભાભીની મુશ્કેલીભરી સ્થિતિ જોયા પછી કાંઈક મજાકથી અને કાંઈક ગંભીરતાથી મેં તમારી ધૂનની નિંદા કરી, પણ તમારો પક્ષ લઈને ભાભી બોલ્યાં: 'તમે કહો છો તે બધું 'એ' સમજતા નથી કે શું? ને બાળકો ઉપર 'એમને' વહાલ નથી કે શું? મારા કરતાં એમને છોકરાં ઉપર વધારે વહાલ છે. પણ હમણાં લોકસેવા કરવાની નવી રીત નીકળી છે ને? તેને અનુસરે છે, બીજું કશું નથી. મૂળ તો સ્વભાવ ધૂની અને દેશપ્રેમી છે, તેમાં હમણાં પાછાં ગાંધી અને ખાદી નીકળ્યાં છે, ને ઘણાંને એની ધૂન વળગી છે. લોકોની સેવા થાય છે, તો ભલે થતી. અમારાથી નથી થઈ શકતું, તો ભલેને એ કરે. તમારી જેમ જો અમે ભણેલાં હોત, તો એકાદ શાળા ન ચલાવત?' વગેરે વગેરે એ ઘણું બોલ્યાં. ભાભીની આ સહનશીલતા, આ ભક્તિ, આ શાંતિ મને કદી મળશે ખરી?

બળવંતરાયની તબિયત સુધરે છે. તે હમણાં હમણાં મારે ત્યાં આવતા નથી. સાચું કહું તો હુંય એમને ખાસ કરીને મળતી નથી. પણ કોકકોક વાર મેળાપ થાય છે. મળીએ એટલે ઉપલક હસીએ છીએ.

તમારી મિત્ર
સુશીલા."

## પત્ર નં. ૩

સોનગામ

"ચિ. સુશીલાને આશીર્વાદ. ઘરમાં ને ઘરમાં બાપને દીકરી પર કાગળ લખવાનો પ્રસંગ આવ્યો છે. પણ મોઢામોઢ મારાથી આ વાત નહિ થઈ શકે એવી બીક લાગે છે એટલે મેં આ રસ્તો લીધો છે.

બળવંતરાવની તબિયત બગડતી જાય છે એનું ખરું કારણ સુનંદરાવ તરફથી મારી જાણમાં આવ્યું ન હોત તોય હું એ સમજી શકયો હોત. એક વખતે હું જુવાન હતો. અને પ્રેમ એ વસ્તુ જીવનમાં કેવો ઉત્સાહ રેડે છે, અને તે જીવનનો નાશ પણ કેવી રીતે કરે છે, તે હું સમજી શકું છું. તમે હમણાં એકબીજાને મળતાં નથી, એનું કારણ પણ હું આજ સમજ્યો છું. પુનર્વિવાહ 'નંદબાલ' સંસ્થાને હરકતરૂપ થશે, એ કારણથી તું ન કરતી હોય તો તે તારી ભૂલ છે. લોકો પહેલાં ગેરસમજ કરી લેશે, શાળા ઉપર પણ એની અસર દેખાશે, પણ આપણા સોનગામની સ્થિતિ દશ કે વીસ વરસ પહેલાં હતી તેવી હવે રહી નથી. નવી પેઢી સુધારક છે. પુરાણા વિચારનાં ડોસલાં હવે મરી ગયાં છે, ને મરવાને રસ્તે છે. કેટલાકના વિચારો બદલાય છે ને કેટલાક તો પૂરેપૂરા બદલાયા છે! તે ઉપરાંત બીજી વાત એ છે કે સંસ્થા માટે એક વ્યક્તિ કેટલો આત્મયજ્ઞ કરે? કયારે કરે? તારા પુનર્વિવાહથી સંસ્થા એક વાર મરી જાય ને પછી બીજી સંસ્થા નહિ જ નીકળે એમ હોત તો તારા આત્મયજ્ઞને મેં એક વાર યોગ્ય માન્યો હોત. પણ આજે એક વરસ થયું, સંસ્થા ચાલે છે. છોકરાં ફી આપીને તેમાં ભણે છે. તેમને ભણવાનો રસ લાગ્યો છે. તું સંસ્થા છોડી દે, તો બીજું ગમે તે ચલાવશે. (એમાં આવેલી રકમ માત્ર તારે સંસ્થાને આપવી જોઈએ, ને તેમ તું કરીશ એવી મને ખાતરી છે.)

હવે તારી બા તારા પુનર્વિવાહની વિરુદ્ધ છે. 'પ્રાણત્યાગ કરવાની'

તે વાતો કરે છે. પણ તને કાનમાં કહું છું કે તેં પ્રાણત્યાગ કરવાની નથી. પણ સુશીલા ! સાચેસાચ એ પ્રાણત્યાગ કરે તો ? એવું નહિ કરે એમ લાગે છે; પણ જો ખરેખાત એ પ્રાણત્યાગ કરે તો પત્નીહત્યાનો દોષ મારે માથે આવશે. એટલે મેં કહેલી ઉપરની વાત ભૂલી જા. (પત્ર લખતાંય આવી વિસંગતિ ઉત્પન્ન થાય છે, તો પ્રત્યક્ષ બોલતાં શુંએ થાત ?) તને યોગ્ય લાગે તે કરજે. પુનર્વિવાહ નહિ કરે તો બળવંતરાવ જશે; કરીશ તો તારી બા જશે ! તને હું શી સલાહ આપું ? તું જ મને સલાહ આપ. બળવંતરાવ જેવો સમતોલ બુદ્ધિનો, ધીર ગંભીર, સ્થિર વૃત્તિનો માણસ આટલો કોમળ હશે એ કોઈ પણ ન માની શકે. પણ હું તેને નાનપણથી ઓળખું છું. તમે બન્ને પરણી જશો, તો બન્ને સુખી થશો. પણ—'એ' જો કશુંક ભલતું જ કરી બેસે તો ! આ વિષે હું કશી સલાહ આપી શકતો નથી; તો પછી પત્ર શા માટે લખું છું ? એનો જવાબ આ છે કે તું ગમે તે કરીશ, તોય તે મને માન્ય થશે. હું તારા પુનર્વિવાહની વિરુદ્ધ નથી, એ તને સ્પષ્ટ રીતે કહેવાનો મારો કેટલાય દિવસથી વિચાર હતો. દૂરદૂરથી મેં તને એ બતાવ્યું છે, પણ સ્પષ્ટ રીતે કહેવું જોઈએ એમ માની પત્ર લખું છું.

આ બાબતમાં સુનંદરાવની સલાહ લેજે. તે તમારો બન્નેનો મિત્ર છે, હિતેચ્છુ છે, બધી વાતો માર્મિક રીતે સમજનારો છે. તેના ધૂની સ્વભાવને આપણે બધાં હસીએ છીએ, પણ તેની કલ્પકતા અને સાત્ત્વિકતાનાં આપણે વખાણ પણ કર્યાં છે. તેની સલાહ તને યોગ્ય લાગે તો લેજે. મેં આ પત્રમાં સુસંગત કે વિસંગત જે લખ્યું છે, તેથી વધારે પ્રત્યક્ષ મેળાપમાંય મારાથી કહેવાવાનું નથી.

તારા પિતા
તાત્યા."

## [ ૩૦ ] ચાર દી'નું ચાંદરણું !

સોનગામ, બુધવાર

"સા. ન. વિ. વિ.

તમારાં ગુરુ અને ગુરુપત્ની મિસ્ટર સ્વીટ અને મિસીસ સ્વીટ હવે વૃદ્ધ થયેલાં હોવાથી આ દેશ છોડીને હમેશને માટે જાય છે, તેથી તમે તેમને મળવા ગયાં અને બે હજાર રૂપિયાની ભેટ તેમની સ્મૃતિ ખાતર શાળાને આપી, એ બધું ઠીક થયું; પણ માંદા પડવાને કારણે તમારે ત્યાં રહેવું પડશે, એ શાળાના હિતની દૃષ્ટિથી ખેદની વાત છે, છતાં હું છું અને સુનંદ પણ છે. શાળાની ચિંતા ન કરશો. બાળમિત્રો ઉપર એટલો વિશ્વાસ રાખજો. અહીં આવવાની ઉતાવળ ન કરશો.

તમને નવાઈ લાગશે, પણ સોનગામનો કેટલાક દિવસ લગી હું રાજા હતો, એ સાચી વાત છે. પણ કમમસીબે હવે પદચ્યુત થયો છું. એ વાત નીચે મુજબ બની: આપણી શાળામાં મેં એક અસ્પૃશ્ય છોકરો અને એક છોકરીને દાખલ કર્યાં અને બેસવાની જગ્યામાં ભેદ રાખ્યો નહિ. તેથી કેટલાક જૂના ડોસા ચિઢાયા, છતાં બધા ગાંધીભક્તો અને નવીન પેઢી ખૂબ રાજી થયાં, ને મારી હિંમત માટે

બધે મારી પ્રશંસા થવા લાગી. વહોરા મહોલ્લામાં મસીદની સામે વાજાં વગાડવાં કે નહિ, એ વિષે ગઈ સાલ જે ઝઘડો થયેલો, તેમાં નિવેડો આણવાને માટે આખરે મને પંચ નીમેલો, એ તમે જાણો છો. એ ઝઘડાનો નિકાલ મેં પૂરી તપાસ કરીને અને છેલ્લાં પચાસ વરસનો રિવાજ જોઈને મુસલમાનોની તરફેણમાં આપ્યો, તેથી કેટલાક હિંદુઓ જોકે દિલગીર થયા, તોય મારી ન્યાયપ્રિયતાનાં બધે વખાણ થયાં, ને હું નાનોશો ગાંધી બની ગયો! બાળુ એ નામ ઉપર શ્લેષ કરીને કેટલાક લોકો મને ‘બાળ ગાંધી’ કહેવા લાગ્યા. અને ‘બાળ’ શબ્દ હોવાથી બાળગંગાધર ટિળકના ભક્તોય મને ટિળક અને ગાંધીના સિદ્ધાંતોના સુંદર મિશ્રણરૂપે માનીને, મારી ‘બાળ ગાંધી’ એ પદવીને માન્યતા દર્શાવવા લાગ્યા છે. મારા આ લોકમાન્ય મહાત્મા-પદનો વધારે વિકાસ થવાનું કારણ એ બન્યું, કે વહોરા મહોલ્લાની મસીદને વિષેના મારા નિકાલથી ચઢી ગયેલા મુસલમાનો ‘આ સાલ પણ ગુજર ગલીમાં થઈને ગણપતિ નહિ લઈ જવાય, કારણ એ ગલી મસીદની પડખે ન હોવા છતાં, ત્યાં વગાડેલાં વાદ્યોનો અવાજ મસીદમાં નિમાઝ પઢનારને કાને જાય છે અને તેથી તેની એકાગ્રતામાં ભંગ પડે છે,’ એવું કહેવા લાગ્યા છે. આપણા ગાંધીભક્ત ધર્માવતાર સુનંદરરાવ ઝઘડો કરવાની વિરુદ્ધ છે, પણ મુસલમાનોનું આ ઉન્મત્ત પગલું જોઈને તેમણે સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કર્યો અને બધાની આગળ ઊભા રહી પોતાનું નેતૃત્વ એમણે પુરવાર કરી આપ્યું. આવો સત્યાગ્રહ સામાન્ય રીતે મને પસંદ નથી; તેથી તેમને પરાવૃત્ત કરવાનો મેં પ્રયત્ન કર્યો. પણ સુનંદરાવને તમે ઓળખો જ છો! મારામારીની ગુપ્ત તૈયારી મુસલમાનોએ કરી છે, અને તેઓ સુનંદરાવને ઠાર મારવાના છે, એવી ખબર કેટલાક સ્વયંસેવકોએ મને આપી, તેથી સત્યાગ્રહમાં ભાગ લેવા માટે નહિ, પ્રિય મિત્રનો જાન બચાવવાને માટે હું ગુજર ગલીમાં જઈ પહોંચ્યો. જઈને જોઉં છું તો ત્યાં મારામારીની શરૂઆત થઈ ગયેલી અને સુનંદરાવના અને

મારા માથા અને ગરદન સાથે ગુંડાઓની લાઠીઓની ભેટાભેટી થઈ ગઈ! અમારા હાથોએ પણ યોગ્ય રીતે કાર્ય બજાવ્યું. (કારણ સુનંદરાવ ગાંધીભક્ત હોવા છતાં આવી બાબતોમાં ગાંધીભક્ત નથી, અને હું સ્વસંરક્ષણને માટે હાથનો ઉપયોગ કરવાની વિરુદ્ધ નથી, એ તો તમે જાણો જ છો.) વધારે લંબાણ કરતો નથી, પણ એટલું જ જણાવું છું કે સુનંદરાવના પેટમાં છરી પેસી ગઈ, તેથી તે અત્યસ્વસ્થ સ્થિતિમાં છે. ડૉકટર જણાવે છે કે કેસ બહુ ગંભીર નથી. મનેય ઠીકઠીક વાગેલું છે; પણ ડરનું કશું કારણ નથી. મારામારીમાં હિંદુઓ જીત્યા અને તેમણે મારું સરઘસ કાઢયું. આ રીતે સોનગામનો હું અનભિષિક્ત રાજા બન્યો છું! પણ પરમ દિવસે એક સભામાં હું ખાદીની વિરુદ્ધ બોલ્યો, તેથી ગાંધીભક્ત વૃંદ અને અસ્પૃશ્યોને મંદિરમાં પ્રવેશ મળવો જોઈએ એમ કહ્યું તેથી બ્રહ્મવૃંદ મારા ઉપર કોપ્યાં છે. મુસલમાનોની તો મારામારીને કારણે મારી ઉપર રીસ છે જ. એટલે મારું ચાર દી'નું ચાંદરણું હવે અદૃશ્ય થયું છે!

'કેસરી' અને 'જ્ઞાનપ્રકાશ'માં સોનગામની મારામારીની વાત આવી છે. અને અમને ભારે જખમો થયાનો તેમાં ઉલ્લેખ છે. તે વાંચીને તમને ચિંતા થાય, તેથી આ લાંબો વિગતવાર પત્ર ખુલાસો કરવા લખ્યો છે. અમારી ચિંતા લગીરે ન કરશો. ડૉકટરે આપેલી ઘેનની દવાથી સુનંદરાવ ઘેનમાં પડે ત્યારે આપણાં બન્નેનાં લગ્ન વિષે ગમે તેવું બબડે છે. તેથી લોકોમાં આપણે વિષે ખૂબ ગેરસમજ ઊભી થઈ છે. (મારી લોકપ્રિયતા ગઈ તેનું એક કારણ આ પણ છે.) પણ આ વિષે કેટલાક દિવસ લગી ન બોલવાનો અને લખવાનો નિશ્ચય આપણે બન્નેએ કર્યો છે, તે પાળવો આવશ્યક હોવાથી પત્રને અહીં જ પૂરો કરું છું.

તમારો બાળમિત્ર

બાળુ."

## [ ૩૧ ] આત્મહત્યા ?

સોનગામ

"ચિ. સુશીલાને તેના પિતાના આશીર્વાદ. વિ. આ સાલ ગણેશચોથ વખતે તું અહીં ન હતી, દશેરાને દિવસેય નથી, અને દિવાળી ઉપર પણ આવીશ કે નહિ તે વિષે શંકા છે. દિવાળીના દિવસોમાં 'તેને' અને મને શું લાગશે, તે કહેવાની જરૂર નથી. છતાં ડૉકટરની રજા મળ્યા વિના આવીશ નહિ. લોનાવલામાં વરસાદ સખત પડતો હોવાથી તેને ડર રહે છે કે તારી માંદગી પાછી વધી જશે. પણ ડૉકટરો આ બધું સમજતા હોવાથી તેમની સલાહને જ અનુસરવું. પ્રવાસના શ્રમને લીધે કદાચ માંદગી વધી જાય માટે અહીં આવવાનો અવિચાર કરીશ નહિ.

તારી માંદગી દરમિયાન આવી વાતો લખવી ન જોઈએ, પણ તારા મનને શાંતિ વળે અને કદાચ તારા શરીરનેય આરામ થાય તેથી આ હકીકત હું લખું છું. સુનંદનો ઘા રુઝાયો છે, પણ હજી તે પૂરેપૂરો હરીફરી શકતો ન હોવાથી, અમે તેને ગાડીમાં બેસાડી

અચલેશ્વરીના ડુંગર નીચે આવેલા મહાદેવના મંદિરમાં હવા ખાવા લઈ ગયા. રસ્તે જતાં તારા પુનર્વિવાહની વાત તેણે 'તેની' પાસે કાઢી. 'સુશીલા ફરી પરણશે, તો હું જાન કાઢી નાખીશ,' એવું તે બોલી. ત્યારે સુનંદે એક મોટો નિસાસો મૂક્યો અને ચૂપ થઈને બેઠો. થોડી વારે તેણે મને અંગ્રેજીમાં કહ્યું: 'હવે જે બધું હું બોલવાનો છું તે બધું ખોટું છે, તે એક યુક્તિ છે. તમે શાંત થઈને સાંભળ્યા કરજો.' આટલું બોલી વળી એક બીજો નિઃશ્વાસ નાખવાનો એણે અભિનય કર્યો. 'સુનંદ, તેં અંગ્રેજીમાં શું કહ્યું! સુશીલાનો પત્ર આવ્યો છે કે શું?' 'તેણે' આતુરતાથી સુનંદને પૂછ્યું. પણ અમે બન્નેએ જવાબ દીધો નહિ. તેથી તો વધારે ગભરાટમાં પડી અને 'સાચું હોય તો કહી દેજો. મારાથી છુપાવશો નહિ,' એવો આગ્રહ કરવા લાગી. જાણે નિરુપાય થયો હોય તેવા અવાજે સુનંદે કહ્યું: 'પત્ર આવ્યો છે. સુશીલા હેમખેમ છે. તબિયત સુધરે છે. પણ—પણ બધું કહીને શું કરવું છે? એ વાતો આપણા હાથની નથી. જેમ થવું હશે તેમ થયાં કરશે.'

'એટલે શું?' 'તેણે' પૂછ્યું: પુનર્વિવાહ કરવાનું તેણે નક્કી કર્યું છે કે શું?'

'ના, ના, પુનર્વિવાહ કરવાનો કદાચ પોતાને ભવિષ્યમાં મોહ થાય, ને પોતાની મા પ્રાણત્યાગ કરી બેસે, એ બીકે તેણે જ પોતાની જાતનો અંત આણવાનો ઠરાવ કર્યો છે.'

'એટલે શું? તે આપઘાત કરવાની છે કે શું?'

'શું કરશે ને શું નહિ કરે, તે હું શી રીતે કહી શકું?' સુનંદ બોલ્યો. અને તેણે આગળ ચલાવ્યું: 'આ ભણેલી છોકરીઓ થોડું જ કોઈનું માનવાની છે? એ જ અમને ઉપદેશ આપવા બેસી જશે! માતૃહત્યાનું પાપ માથે વહોરી લેવા કરતાં આત્મહત્યા કરું

તો શું ખોટું, એવું તે કહે છે. અને તે તો અફીણ વગેરે બધી ઝેરી દવાઓ જાણે, એટલે મનમાં આવે ત્યારે ગમે તે વખતે આપઘાત કરી શકે. છોકરીઓને ભણાવો એટલે તેઓ ભણતરનો આવો જ ઉપયોગ કરવાની.'

'સાચેસાચ તે આપઘાત કરવાની છે?' 'તેણે' ફરીથી પૂછ્યું.

ત્યારે સુનંદ (લુચ્ચો! આટલો બધો નાટ્યકુશળ તે હશે એવું મેં ધારેલું નહિ) કહેઃ 'કરશે એમ શું કામ પૂછો છો? આપઘાત કરવાના દિવસવાર પણ એણે મુકરર કર્યા છે! બાકી, તમને આ બધું કહી રહ્યો છું. એ તો થવાનું હશે તેમ થયાં કરશે. આપઘાત કરવાનો તમારો આગ્રહ તમારી દૃષ્ટિથી બરાબર છે અને એની દૃષ્ટિથી જોતાં એનો આગ્રહ પણ બરાબર છે. હું તો બધા કહો છો તેમ ધૂની અને મગજમાં નવીનવી ધૂનો રાખીને ફરનારો રહ્યો, એટલે કોઈને શું કહું? ને બળવંતરાવ આ બાબતમાં કોઈને ચાર શબ્દો કહી શકે એવા છે ખરા; પણ આ બાબતમાં તે ન બોલે એ જ ઇષ્ટ છે. સુશીલા લખે છેઃ 'ભાઈબીજને દિવસે બની શકે તો તું આવજે, અને બહેનનો અન્ત્યવિધિ કરવાની ભેટ તે દિવસે તું બહેનને આપજે. આ સાલની ભાઈબીજ સરસ થશે અને ભાઈ બહેનને ભેટ પણ સારી ધરશે!' આ વાક્યો રોતલ અવાજે જ્યારે સુનંદે અટકી અટકીને ઉચ્ચાર્યાં, ત્યારે મેં મોં ફેરવ્યું અને હસવું ખાળવાને માટે—છુપાવવાને માટે ત્યાં ખેસ ધર્યો. 'એ' સમજી કે મારી આંખમાં આંસુ આવ્યાં છે, તે હું સંતાડું છું. પણ તેથી તેનો દુઃખાગ્નિ એવો સળગી ગયો કે તેનું વર્ણન કરી શકાતું નથી. દુઃખાવેગમાં તે બબડવા લાગીઃ 'તેનો પુનર્વિવાહ થઈ જવા દો. હું શું કામ આડી આવું? અમને જૂના માણસોને કશી સમજણ નથી. તેને જેમાં સુખ હશે, તેમાં મનેય સુખ જ છે.'

સારાંશ તો તું સમજી જ ગઈ હોઈશ. સુનંદની યુક્તિ સફળ થઈ છે અને તારા પુનર્વિવાહ માટે 'તે' અનુકૂળ થઈ છે, એટલું જ નહિ પણ તે માટે આગ્રહ પણ કરવા લાગી છે.

ઉષાનો અભ્યાસ સારો છે. તે તને હવે અંગ્રેજીમાં પત્ર લખવાની છે. પણ Dear Tai ( વહાલી મોટી બહેન ) ની આગળનું વાક્ય જ તેને સૂઝતું નથી. તેથી પત્તું બે દિવસથી એમનું એમ પડી રહ્યું છે. અમારી સાથે ગાડીમાં તેય હતી અને તેની બા રડવા લાગી એટલે તેય સાથે રડવા લાગેલી.

તારી શાળા સરસ ચાલે છે. અસ્પૃશ્ય છોકરાંઓને દાખલ કરવાથી થોડા દિવસ ગડબડ થયેલી; પણ હવે સૌનો ઉત્તમ મત થયો છે. બધું શ્રેય બાળુ અને સુનંદને છે. બસ.

તારા પિતા
તાત્યા."

"તા. ક:—પુનર્વિવાહની બાબતમાં તું જ તને ગમે તેવો નિર્ણય કરજે. મારા વિચાર અને મારી વૃત્તિ જાણે જ છે."

## [ ૩૨ ] છાપામાંથી કેટલાક ઉતારા

સુશીલાના ચરિત્રના કેટલાક ભાગ સાથે આ લેખકને કેટલેક વખતે સંબંધ હતો; તે વિષે વાચકોને અત્યારે કહેવાની જરૂર નથી, ને તેમ કરવું ઇષ્ટ પણ નથી. કલાવિષયક અને બીજા પત્રોદ્વારા અથવા બીજી રીતે કહીને લેખકે પોતાના વિચારો, પોતાની મન:પ્રવૃત્તિ, પોતાને સંબંધ, હમણાં અપ્રસિદ્ધ રાખવાનું ઠરાવ્યું છે. એ ઠરાવને અનુસરીને આ પ્રકરણમાં વર્ણવેલી હકીકત સોનગામમાં પ્રકટ થતાં ત્રણ છાપાંના કેટલાક ઉતારાદ્વારા આપવામાં આવે છે. સોનગામ મોટું ગામ ન હતું; પણ ત્યાંય બે સાપ્તાહિકો ઘણા વખતથી ચાલે છે. રોગહારક દવાઓની અને ઇષ્ટ ફળદાયક માદળિયાંની જાહેર ખબરો ઉપર, પતિપત્નીની અને મ્યુનિસિપાલિટીની, લેણદારની કે ફારગતીની નોટિસો ઉપર જીવન ગુજારનારાં આ છાપાંનાં નામ 'સુવર્ણવાર્તા' અને 'પારિજાતક' હતાં. હમણાં 'મરાઠામિત્ર' નામનું એક નવું પાક્ષિક નીકળ્યું છે. દરેક તંત્રીની લાયકાત અને દરેક છાપાની નીતિ આગળ આપેલા ઉતારા ઉપરથી સહેજે સમજાય તેવી છે. ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી લગભગ ત્રણેક મહિને 'સુવર્ણવાર્તા'માં નીચેના

ફકરા આવ્યા તે ઉપરથી સુશીલાને વિષે કેવા ગંદા લોકાપવાદ ફેલાયા હતા, તે સૌના ધ્યાનમાં આવશે.

## વિચાર-વિહાર

" અહીં નવી જ સ્થપાયેલી મરાઠી અંગ્રેજી શાળાનો વાર્ષિક રિપોર્ટ ગયા બુધવારે વાંચવામાં આવ્યો. તે ઉપરથી પ્રાથમિક શાળામાં સો છોકરા અને સિત્તેર છોકરીઓ હોવાનું અને અંગ્રેજી નિશાળમાં સાઠ છોકરા અને તેવીસ છોકરીઓ હોવાનું જણાય છે. શાળામાં અસ્પૃશ્ય બાળકો લેવામાં આવે છે, એટલું જ નહિ, પણ તેમને સમાનતાથી રાખવામાં આવે છે. તે જ પ્રમાણે અંગ્રેજી શાળામાં છોકરા અને છોકરીઓને સહશિક્ષણ આપવામાં આવે છે. આ વિશે અમારા વિચારો હમણાં જણાવવા અમે માંગતા નથી એટલું જ જણાવીશું કે આ બધી બાબતો હમણાં તો પ્રયોગાવસ્થામાં છે, અને જનસમૂહે એમને નિભાવી લીધી છે; પણ તેમાંથી જો ભૂંડાં પરિણામ આવશે, તો જનતાજનાર્દન નરસિંહઅવતાર ધારણ કરવામાં પાછી પાની નહિ કરે.

*

આ નિશાળની મૂળ કલ્પના જેમને સ્ફુરી અને જેમણે દ્રવ્ય વગેરેની મદદ આપી એ નિશાળ ચલાવી છે, તે સુશીલાબાઈ અમારાં નાગરિક છે; એ વાત એક દિવસ અમને ને અમારા સુવર્ણગ્રામને ભૂષણાસ્પદ હતી. તેમનું સૌંદર્ય, તેમના નામને છાજે એવું સુશીલત્વ અને તેમનું સુવિદ્યત્વ એ બધાંને માટે એક વખતે તો અમો સુવર્ણગ્રામ-વાસીઓને ગર્વ હતો. પણ દુર્ભાગ્યની વાત એ છે કે હમણાંહમણાં કેટલાક માસથી માંદાં પડીને (આ ઉંમરમાં વળી માંદગી શી?) લોનાવલાની બાળસંગોપન શાળામાં જઈને તે રહ્યાં છે. એ નિશાળમાં એમણે બે હજાર રૂપિયાની ભેટ આપી છે, એમ સંભળાય છે. મિશનના બાળસંગોપનાત્મક કાર્યને કેવળ દ્રવ્યદ્વારા નહિ, પણ ત્યાંનાં

બાળકોની સંખ્યામાં વધારો કરી પોતાની સહાનુભૂતિ દર્શાવી આપવાનો લોકોને ઉપદેશ કરી અને બીજી અનેક રીતે પોતાની સક્રિય સહાનુભૂતિ તે બતાવી રહ્યાં છે, એવી લોકવાર્તા છે. તે વાર્તા અમો આર્ય સંસ્કૃતિના અભિમાની લોકોને તો અમંગલ લાગે એવી છે. અમે એટલું જ ઇચ્છીએ છીએ કે ત્યાંના મિશનરી ડૉકટર અને નર્સ વગેરેની સહાયતાથી સુશીલાબાઈની અને ત્યાંનાં નાનાંમોટાં નવાંજૂનાં બાળકોની શારીરિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિ સારી રહે!

*

સુશીલાબાઈની શારીરિક અને આધ્યાત્મિક પ્રકૃતિ આટલી બધી બગડશે એમ અમે માનતા ન હતા. તેમના સૌંદર્યની આસપાસ તેમનાં વિદ્યા, શીલ, વકતૃત્વ અને મીઠા સ્વભાવથી બનેલું એક વાતાવરણ છે, એવી અમો ભોળા લોકોની ભોળી માન્યતા હતી. તેમના ભાષણની સ્પષ્ટવક્તૃતા અમને આનંદ અને વિસ્મયમાં ગરકાવ કરતી હતી. તેમના સ્વાર્થત્યાગ અને બીજા ઉચ્ચ ગુણો તરફ જોઈને તેમના ઉચ્છૃંખલ ભાષણ તરફ અમે આંખઆડા કાન કરતા હતા. કદાચ આગળ ઉપર આ ઉચ્છૃંખલતા જતી રહેશે એવી અમને આશા હતી. પણ તે આશા માયાજાળ સમી થઈ પડી. આખું જગત માયાપૂર્ણ છે, એ જે સિદ્ધાંત પૂર્વકાળના ઋષિમુનિઓએ નિશ્ચિત કર્યો છે, તેની સત્યતા આવે વખતે આંખે દેખાય છે! જગત મિથ્યા છે, જ્યાં જુઓ ત્યાં માયાનું સામ્રાજ્ય છે, બધે જ માયાની મોહક છેતરપિંડી છે!

*

બળવંતરાવ અને સુનંદરાવ એ અમારા સન્માન્ય (?) નાગરિકોને વિષેય અમારે ઘણું લખવાનું છે. તેઓ સન્મિત્ર છે, બુદ્ધિમાન છે, સ્વાર્થત્યાગી છે, એ અમે ગ્રામવાસીઓ કેટલાય વખતથી જાણીએ છીએ. પણ બળવંતરાવે પોતાની જાતને અજાતશત્રુ ધર્મરાજના

અવતાર માનીને વહોરા મહોલ્લાની મસીદ પરથી જનારા સરઘસનાં વાજિંત્રો વિષે મુસલમાનોની તરફેણમાં જે અન્યાયી ચુકાદો આપ્યો, તેમજ અસ્પૃશ્યોને નિશાળમાં જ નહિ, પણ મંદિરોમાં પેસાડવાનો તેમનો જે ખુલ્લો હેતુ જણાય છે, તેમ કોકવાર આ પક્ષને તો કોકવાર પોતાના પક્ષને મળીને, કોકવાર વકીલાત છોડીને તો કોકવાર પાછી શરૂ કરીને, કોકવાર ખાદી પહેરીને તો કોકવાર ખાદીની નિંદા કરીને, કોકવાર મુસલમાનોને ભેટી પડીને તો કોકવાર તેમની લાઠીઓ ખાઈને, કોકવાર લગ્ન ન કરવાનું નક્કી કરીને તો કોકવાર (જનવાર્તા સાચી હોય તો) પુનર્વિવાહ કરવાનો નિર્ણય કરીને, કોકવાર સુશીલાબાઈ સાથે અબોલા લઈને તો કોકવાર—પણ अलं अतिविस्तरेण ! (વધારે વિસ્તારની જરૂર નથી) વધારે વિસ્તારનું શું કામ છે? આવી આ અસ્થિર મનના, સિદ્ધાંતહીન, નિષ્ઠાહીન, આર્યસંસ્કૃતિવિરોધી આચારથી (અથવા અનાચારથી કહો) એક વખતે બીજા ટિળક કે બીજા ગાંધી સમા ભાસતા, અથવા બન્ને લોકનાયકોના ગુણો પોતાનામાં છે, એવો ક્ષણભર ડોળ કરનારા આવા બેવચની, બે મોઢાવાળા લોકનાયકની અમારા આર્યસંસ્કૃતિના અભિમાની સુવર્ણગ્રામને જરૂર નથી. ને લોકો ઇચ્છે છે કે તેમણે લોનાવલા જેવા સ્થાને જઈ સુશીલા ઉપર આવેલી (!) આપત્તિમાંથી ઉગરવામાં તેને મદદ કરવી.× ”

*

નીચેનો ઉતારો ‘પારિજાતક’માંથી લીધો છે. એ તંત્રીની નોંધમાં હતો:

“અહીં ખુલ્લી મુકાયેલી નવી શાળાનો દિવસે દિવસે જેવી પ્રગતિ થઈ રહી છે, તે બીજે ઠેકાણે આપેલા સવિસ્તર હેવાલ

---

× આ વિચારો ‘સુવર્ણવાર્તા’કારને માન્ય છે જ, એમ કોઈ ન સમજે.

—તંત્રી

ઉપરથી વાચકોના ધ્યાનમાં આવશે. આ પ્રગતિનું ઘણુંખરું શ્રેય આપણાં ચિરપરિચિત સુશીલાબાઈને ઘટે છે. ને તેનો થોડો અંશ બળવંતરાવ, સુનંદરાવ જેવા મિત્રોને આપવો જોઈએ. કેટલાક વિઘ્નસંતોષી લોકોએ સુશીલાબાઈ ઉપર નિંદાના છાંટા ઉડાડવાની આ ' સુવર્ણતક ' ન જવા દેતાં કાલ્પનિક ' વિચારો 'નો ' વિહાર ' કરી સાવ ખોટી ' વાર્તા 'ઓ ફેલાવવાનો પુણ્યસંચય કર્યો છે. ભલે એ પુણ્યથી તેઓ સ્વર્ગની સીડીએ ચઢે. બળવંતરાય જેવા સીધા અને સર્વસંગ્રાહક વૃત્તિવાળા નાગરિકની આવી પ્રચ્છન્ન નિંદા કરનારનાં મોઢાં બંધ કરવાની શક્તિ અમારામાં નથી એ અમે નમ્રપણે કબૂલ કરીએ છીએ.

સુશીલાબાઈ, બળવંતરાવ ને સુનંદરાવ જેવાં માણસો સોનગામ જેવા નાનકડા ગામમાં હિંદ જેવા અભાગી દેશમાં, અત્યારની વિકૃત પરિસ્થિતિમાં અને વિપરીત સંજોગોમાં જન્મ્યાં ન હોત, તો તેમને અત્યંત કીર્તિ મળત. તેમણે ભારેમાં ભારે કામ કર્યાં હોત. સોનગામ જેવા કુગ્રામમાં વસીને તેઓ શકય તેટલી લોકસેવા કરી રહ્યાં છે, તે માટે તેમને ધન્યવાદ આપવાને બદલે, તેમની અવહેલના કરવામાં આનંદ માનનારા માનવી કાક–બકોને વિષે વધારે ન લખીએ એ જ સારું છે. છતાં તેમને અમે એટલું જ જણાવી દઈએ છીએ કે સુશીલાબાઈ અને બળવંતરાવને શરમથી નીચું જોવું પડે એવું કશું કામ તેમણે કર્યું નથી. સુશીલાબાઈએ પોતાની અડધી મિલકત એક સંસ્થાને અર્પણ કીધી છે અને બાકીની અડધી પોતાના મૃત્યુ પછી તેમણે નવી શરૂ કરેલી એક બીજી સંસ્થાને મળે, એવી કાયદેસર ગોઠવણ કરી છે. ઉપર ઉલ્લેખેલી સંસ્થાનું નામ ' નવયુગ વિશ્વકુટુંબ સંસ્થા ' (The new socialistic asssociation) છે. એ સંસ્થાનાં ઉદ્દેશ અને બંધારણ થોડા જ વખતમાં પ્રસિદ્ધ થશે. બળવંતરાવે પણ પોતાની આવકનો એકપંચમાંશ ભાગ એ સંસ્થાને આપવાનું ઠરાવ્યું છે, એટલું જ નહિ પણ આપવાની શરૂઆત પણ કરી છે. આ વાતના

સમાચાર ઊંઘનો ઢોંગ કરી પડી રહેનારા લોકોના કાન ઉપર ગયા છતાં ભલે તેઓ પોતાના કાન બંધ રાખે, પણ બીજા લોકો તેમ કરી શકવાના નથી. હવે લોનાવલામાં 'બાળ' સંગોપનને અપ્રત્યક્ષ મદદ કરવાનો જે ગ્રામ્ય ધ્વન્યર્થ છે, તે વિષે અમને જે માહિતી મળેલી છે, તેનો સંબંધ સુશીલાબાઈની સાથે નહિ પણ બીજે ક્યાં પહોંચે છે, તે અમે સૂચવવાના હતા. પણ એમ કરવું અશિષ્ટ અને અસંસ્કારી લાગવાથી ધ્વન્યર્થમાંય એવું કશું ન કહેતાં એવો અપ્રિય ઉલ્લેખ કરવાથી અમે અટકીએ છીએ."

*

'મરાઠામિત્ર'ના ઉતારાની ભાષા કાનને ન રુચે એવી છે; પણ શિષ્ટતાને કારણે તે ખૂબ સુધારીને નીચેનો ઉતારો આપવામાં આવે છે. એમાં હેતુ એ છે કે આખી પરિસ્થિતિ વાંચકો સમજી લે:

"સોનગામના એક બ્રાહ્મણ ભાઈ (ભાઈ શાનો ? એક 'સદ્‌ગૃહસ્થે' કહેવું જોઈએ; પણ 'સદ્‌ગૃહસ્થ' પણ શાનો ? 'માણસે' કહીએ; બાકી એને માણસ પણ શી રીતે કહેવાય? 'પશુ' એ જ કહેવું જોઈએ.)—એ અહીં નવી ઊઘડેલી નિશાળમાં અસ્પૃશ્યોને દાખલ કરવામાં આવે છે, તેની સામે ઉભાટો શરૂ કર્યો છે. તેવી જ રીતે અહીંના સન્માન્ય નાગરિક ભાઈશ્રી બળવંતરાવજીએ એક જીર્ણ દેવાલયનો ઉદ્ધાર કરી, તેમાં નવી મૂર્તિ બેસાડી, ત્યાં પૂજાઅર્ચાનો ઢોંગ રાખવાને બદલે એકાદ ગરોડા ભાઈ ત્યાં જઈ દેવાલયની જગ્યા સાફસૂફ રાખે અને મંત્રતંત્ર કશું ભણ્યા વિના દેવની મૂર્તિને પાણી વડે નવડાવી થોડાંક પુષ્પો અર્પણ કરે અને તે દેવાલયમાં અસ્પૃશ્યોને પણ જવા દેવા જે યોજના કરી છે, તેની સામે કેટલાય બ્રાહ્મણોએ અને બ્રાહ્મણ જેવા ભટ બનેલા મરાઠાઓએ બૂમાબૂમ ચલાવી છે. અહીંના બધા સુશિક્ષિત મરાઠાઓને તેમની આ યોજના પૂરેપૂરી રીતે પસંદ છે. આ સોનગામમાં જે બ્રાહ્મણોના મનમાં

બ્રાહ્મણજાતિ માટે ખોટી પક્ષાંધતા નથી અને જેઓ મરાઠાઓને અને અસ્પૃશ્યોને કૂતરાની જેમ રાખવા માગતા નથી, તેઓમાં બળવંતરાવ, સુનંદરાવ વગેરે સદ્‌ગૃહસ્થો છે. આ ભાઈ ઓ મુસલમાનોનેય ભાઈ ગણવા તૈયાર છે; પણ અમે નથી. કારણ મુસલમાન આ સામાન્ય બ્રાહ્મણોના કરતાં ભલે સારો હોય, તોપણ એકંદર રીતે જોતાં તેને એક ‘ભાઈ’ તરીકે ઘરમાં હરવાફરવા દેવા જેટલો તે લાયક નથી, એવો અમારાં હૃદયનો સાચો મત છે. અને તે અમે ખુલ્લે દિલે કહી નાખીએ છીએ. અમારો એ મત ખોટો હશે—ખોટો છે, એમ જો કોઈ બતાવી આપશે, તો અમે ગાલમાં તમાચો મારી લેવા તૈયાર છીએ. ગમે તેમ હોય, તોપણ આ એક વાત તો ખરી જ છે કે બળવંતરાવ જેવા લોકો ખૂબ ઉચ્ચ દરજ્જે પહોંચેલા છે. તેમની માનસિક ઉદારતા ભારે છે. સુશીલાબાઈની ઉદારતા પણ એવી જ ભારે છે, એ વાત તેમના તરફથી જે મદદ નિશાળને મળી રહી છે, તે પરથી દેખાય છે. આ લોકોના વિચારો મુસલમાનોની બાબતમાં ભલે ભૂલભરેલા હોય અને તેમની ઉદારતાને માટે કેટલાક લોકો ખરેખર નાલાયક હોય, તોપણ બધાએ તેમને માન તો આપવું ઘટે જ છે. ‘તેઓ બ્રાહ્મણ છે’ એ શબ્દો જ એમને વિષે યોગ્ય નથી. કારણ તેઓ સત્ય, ન્યાય અને નીતિના ભક્ત છે—ખોટા બ્રાહ્મણ્યના નહિ.”

## [ ૩૩ ] ચારે બાજુએથી અપમાન !

સુશીલાની તબિયત સારી થયા પછી તે લોનાવલાથી પાછી આવી. કેટલાક દિવસ લગી મૂર્ખ અને નાદાન માણસો તેને વિષે અનેક પ્રવાદો ચલાવતા હતા. પણ એમાં કશું વજૂદ ન હોવાથી લોકોએ તેમને મહત્ત્વ આપ્યું ન હતું. સુશીલા અને બળવંતરાવ એ વ્યક્તિઓ એવી ન હતી કે તેમને વિષે અનંત સમય લગી લોકોમાં એવી ગંદી ગેરસમજ કાયમ રહે. રાજકીય અને સામાજિક વિચારોને લગતી ગેરસમજ હતી, પણ તે મત કે વિચારો પૂરતી જ; નૈતિક ચારિત્ર્ય વિષે હરગીઝ નહિ. આ ગેરસમજોને લીધે તેમને ખૂબ સહન કરવું પડ્યું એ વાત ખોટી નથી, અને એ પજવણી સામાન્ય ન હતી, પણ પ્રાણઘાતક હતી, એ વસ્તુ સુશીલાએ સુનંદરાવને લખેલા પત્ર ઉપરથી દેખાઈ આવે એમ છે.

સોનગામ, શનિવાર

"પ્રિય મિત્ર સુનંદરાવને સા. ન. વિ. વિ. શાળાનું કામ ઠીક ચાલે છે. તમારું ખાદીપ્રચારનું કાર્ય વરાડમાં સરસ ચાલે છે, કાંઈ

નહિ તો તમારાં વ્યાખ્યાનો ઘણી જગ્યાએ થયાં છે, અને તમારાં વખાણ થાય છે એ વસ્તુ એ બાજુનાં છાપાં વાંચતાં જણાય છે.

મારા પુનર્વિવાહને માટે તમે બાને યુક્તિથી અનુકૂળ કરી લીધી, પણ હજીય તમે લગ્નની બાબતમાં વધૂવરનાં માતપિતાની સંમતિ કે અનુકૂળતા જુઓ છો, વધૂવરનાં મન અનુકૂળ છે કે નહિ તે બિલકુલ જોતા નથી! તમે કહેશો કે 'અમો જોઈએ છીએ.' તમે એવુંય કહેશો કે તેમની અનુકૂળતા જોયા પછી જ અમે તેમનાં માતાપિતાની અનુકૂળતા જોવા તૈયાર થયા. પણ સ્ત્રીઓનાં મનને પૂરેપૂરું સમજવું તમારે માટે અશક્ય છે. હું અનુકૂળ છું અને નથીય એ કેવી રીતે, તે તમે થોડુંઘણું તો જાણો છો. વધારે કહેવું પ્રત્યક્ષ મેળાપમાં જ શક્ય છે, ને વળી હવે કહેવાની જરૂરે નથી. એટલે પત્રમાં કશું લખતી નથી.

જરૂર ન હોવાનું કારણ એ છે કે બળવંતરાવની ઉપર તમારી જેમ જ પ્રાણઘાતક આફત આવી છે અને તે બિછાનાવશ થઈને પડ્યા છે. ગયો રવિવાર એમનો ઘાતવાર હતો, એમ લાગે છે. સવારે ઊઠ્યા ત્યારથી રાત્રે ઊંઘ આવી ત્યાં લગી અપમાનપરંપરા ચાલુ હતી. પહેલો અપશુકન મારી દ્વારા થયો. બન્ને સવારે ફરવા ગયાં ત્યારે બધાંની દૃષ્ટિથી જોવાની અને બધાંની સાથે મીઠાશથી બોલી મીઠાશથી વર્તી બને ત્યાં લગી બધાંનો સંગ્રહ કરવાની તેમની વૃત્તિ ખરી રીતે જોતાં ઉદારતાની છે, એ જોકે હું જાણતી હતી ને જાણું છું, તે છતાં વાતચીતમાં તે વૃત્તિને મેં હાસ્યાસ્પદ બનાવી દીધી. અપશુકનની આ માત્ર શરૂઆત હતી. વાતચીતના પ્રવાહમાં પુનર્વિવાહ હજી એક વરસ લગી તો અશક્ય જ છે, એમ જ્યારે મેં કહ્યું, ત્યારે તો વજ્રાઘાત જ થયો! મેં આ વાત સૂચવ્યા પછી અચલેશ્વરીના મંદિર લગી અમે લગભગ અબોલ રહીને જ ચાલ્યાં હતાં. વાતચીત કરવા માટે હજાર વિષયો ઉપાડ્યા, પણ ખરી વાતચીત થાય જ નહિ.

અચલેશ્વરીને પ્રણામ કરવા જ્યારે બળવંતરાવ અંદર ગયા, ત્યારે ત્યાંના પૂજારી અણગમે 'તમે નાસ્તિક વટલેલ લોકો મંદિરમાં આવી અમને શા માટે વટલાવો છો?' એમ કહ્યું. તેને જવાબ આપ્યા વિના અમે ત્યાંથી ઊપડ્યાં. ઘેર ગયા પછી નાહીધોઈને મામલતદારના પ્રમુખપદ નીચે હિંદુમુસલમાન આગેવાનોની સમાધાની માટે અને દિલસફાઈ કરવા માટે જે ખાનગી સભા થઈ હતી, તે સભામાં તે ગયા. ત્યાં મુસલમાન સભાસદોએ તેમની ઢોંગી ન્યાયપ્રિયતા માટે અને તેમનાં 'બામણિયા કાવતરાં' માટે તેમને બરાબર ઊધડા લીધા. સભામાં કશું વળ્યું નહિ અને તે પાછા આવ્યા. સાંજે બજારમાં ખુલ્લા ચોકમાં ભરાયેલી બ્રાહ્મણેતરોની સભામાં તેમને બોલાવેલા હોવાથી તે ત્યાં ગયા. હેતુ એ કે બ્રાહ્મણ–બ્રાહ્મણેતરો વચ્ચે સ્નેહભાવ વધે. સભામાં ગયા પછી બ્રાહ્મણોની નિંદાથી ભરપૂર ભાષણો થયાં. તે તેમણે શાંત ચિત્તે સાંભળી લીધાં. જવાબ આપવાની લગીરે ઇચ્છા ન હતી. પણ કેટલાક લોકોના ઘણા આગ્રહથી તે બોલવા ઊભા થયા, ત્યાં તો 'આ બામણનું અહીં શું કામ છે?' 'બેસાડી દો એ બામણાને' એવી બૂમો આવી, અને તેની પાછળ સડેલા બટાટા અને કાંદાનો એમની ઉપર વરસાદ શરૂ થયો. તોફાન થયું અને પછી મારામારીય થઈ. ચારપાંચ 'બ્રાહ્મણો'નાં માથાંય બરાબર ખખડ્યાં! મારામારીની તપાસ કરવાને બહાને કેટલાક પોલીસ અમલદારો તેમને (બળવંતરાવને) જખમ થયો હતો તોય, પોલીસ ચોકી ઉપર લઈ ગયા, ને ત્યાં મશ્કરીના શબ્દો બોલી તેમણે તેમના મનને વધારે દુઃખી બનાવ્યું. પછી કલેક્ટરસાહેબે તેમને છોડી મૂક્યા એ વાત જુદી.

એ આખો બનાવ આ રીતે બન્યો અને હમણાં તે બિછાનાવશ છે. પોતાનો મુદ્દો ચૂક્યા વિના બધાને ખુશ કરવાની તેમની ભાષણપદ્ધતિ અને આચારપદ્ધતિ છેલ્લાં કેટલાંક વર્ષથી સફળ થતી નથી. એનું કારણ શું હશે? એનું અપ્રત્યક્ષ કારણ હું

તો નહિ હોઉં ? મારા વિષેના વિચારો અને વિકારોથી મન અસ્વસ્થ બનીને તેમનો એ સાત્ત્વિક પ્રસન્ન ચહેરો, તેમનો એ આત્મવિશ્વાસ, સતત યશપ્રાપ્તિ થવાથી ચાલુ રહેલો આનંદનો જીવતો ઝરો, બધાને આનંદપ્રદ થનારું તે 'कर्मसु कौशलम्' (કર્મમાં કુશળતા) આ બધાં હમણાં મંદતર બનવા લાગ્યાં છે કે શું, એવી મને હમણાંહમણાં શંકા થવા માંડી છે. આ બધી બાબતમાં હું અપ્રત્યક્ષ રીતે કારણરૂપ છું, એ વિચાર મને કેટલો બધો દુઃખદાયક થતો હશે, એનો ખ્યાલ તમને આવશે. પણ શો ઉપાય છે ? તમને ઉપાય સૂઝતો હોય તો જણાવશો. ખાદીપ્રચારનું લોકકાર્ય છોડીને તમને અહીં આવવા કહેવું એ સ્વાર્થ છે; છતાં મિત્રકાર્ય અને મિત્રનાં સુખને થોડુંઘણું તો મહત્ત્વ છે જ. એ જ.

તમારી બાળમિત્ર

સુશીલા."

## [ ૩૪ ] લોભમૂલાનિ પાપાનિ !

ગયા પ્રકરણમાં વર્ણવેલી પરિસ્થિતિમાં તે પછીના છ મહિનામાં ખૂબ ફેર પડચો હતો. સોનગામમાં સામાન્ય રીતે પ્લેગ ફાટી નીકળતો નહિ, પણ આ સાલ ત્યાં દરરોજ દશદશ બારબાર કેસો થતા હતા. બ્રાહ્મણો, ગૂજર, સોની, બંગડીવાળા વગેરે લોકો ગામબહારના મકાનમાં કે ખેતરમાં માંડવામાં રહેવા ગયા. પણ બાકીના લોકોને તો એક અથવા બીજે કારણે ગામમાં રહેવું પડતું કે જવું-આવવું પડતું હોવાથી, ઘણા લોકો તે સાલ પ્લેગનાં બળિદાન થયાં. તેમાં વળી તે સાલ દુકાળ પડચો હતો. ડાંગરનો પાક સરસ ઊતરેલો; પણ અકાળે વરસાદ આવેલો હોવાથી એ બધો પાક બગડી ગયો હતો. પ્લેગને લીધે ગામ લગભગ ઉજ્જડ થઈ ગયું હતું; તેમાં પાછો દુષ્કાળ. આવી સ્થિતિમાં ચોરી, ધાડ વગેરે ઉપદ્રવો શરૂ ન થાય તો જ આશ્ચર્ય! અને ખરું જોઈએ તો જ્યાં બધા જ પ્રચ્છન્ન ચોર અને ધાડપાડુ છે, ત્યાં આ ચોરોને અને ધાડપાડુઓને આપણે કેવી રીતે ખરાબ કહીએ?

સોનગામમાં એલ. એમ. ઍંડ એસ. થયેલો એક ઘરડો ડૉક્ટર, અને એમ. બી. બી. એસ. થયેલો એક નવો ડૉક્ટર, એક હૉસ્પિટલ-

ઍસિસ્ટન્ટ, ચારપાંચ ગામઠી વૈદ અને બે હકીમ એટલા જ રોગ-ચિકિત્સક લોકો હતા. એમનું તો કામ પાકયું. તેમનેય દોષ દેવાનું કશું કારણ નથી. એમને દોષ દઈએ તો તો અન્યાય થાય. સમાજની પરિસ્થિતિ અને રચના એવી છે કે ડૉક્ટર વગેરે લોકોને આવે વખતે શકય તેટલા વધારે પૈસા લેવાની ઇચ્છા થાય. અસીલ હાથમાં સપડાયા પછી વકીલ તેની પાસેથી બને તેટલા વધારે પૈસા કઢાવે જ છે. વાણિયો, શાહુકાર, મારવાડી, તલાટી, મુખી, પોલીસ સિપાઈ, ફૉરેસ્ટના રાઉંડગાર્ડ (જંગલ ખાતાના અમલદાર), મામલતદાર વગેરે બધા લોકો જ જો અડચણમાં સપડાયેલા લોકો પાસેથી કઢાય એટલા પૈસા કઢાવે છે, તો ડૉક્ટર લોકોને, તક મળ્યે, ચાર પૈસા મેળવવા માટે, દોષ દેવાનો ઉપલા લોકોને શો અધિકાર છે? એટલે કોઈનેય દોષ દેવાને બદલે વસ્તુસ્થિતિ કહેવી હોય તો એમ કહેવું જોઈએ કે પૈસા ન હોવાને કારણે ઘણા લોકોએ જાન ગુમાવ્યા. કેટલીક બાલિકાઓને વૈધવ્ય આવ્યું, તે માટે વૈદ્યો કે ડૉક્ટરો જોખમદાર નહિ હોય (કારણ પ્લેગની આગળ એ લોકોય શું કરે?) પણ તેમણે પૈસા તરફ નજર ઓછી રાખી હોત, તો એકાદ-બે બાલિકાઓ વિધવા બનતી અટકી હોત, એવું માનવાને પુરાવો છે. ગરીબ મરાઠાઓને અને ઢેડભંગીઓને પોતાનાં નાનાં બાળકો પ્રાણથી પ્યારાં હોય છે. પણ તે બિચારાંની પાસે પૈસો ન હોવાને લીધે બાળકોને ઓસડપાણી મળવાની મુશ્કેલી પડે છે, અને બાળકો બેહાલ થઈને જીવ ગુમાવે તેની પ્રાણઘાતક વેદનાઓ જોવાનું તેમને નસીબે આવે છે. બાળકો મરી ગયા પછી તેમને દાટી આવવાનો વિધિય તેમને જોવો પડે છે! વૈદડૉક્ટરોએ બધાં બાળકોને ઉગાર્યાં હોત એમ કહેવા હું નથી માગતો, પણ કેટલાંક બાળકો તો બચત ખરાં ને? પોતે ઓસડવેસડ કરી શકયાં છે, એટલો સંતોષ તો તેમને રહેત ખરો ને? રોગની વેદનાઓ તો તેઓ ઓછી કરી શકત ને? આખો સમાજ પોતાની રીતે તક મળે ત્યારે બીજા પાસેથી પૈસા

કઢાવવાની પેરવી કરે છે, અને એ પેરવીમાં બીજાનું શું થાય છે તે જોવાની ખાસ દરકાર કરતો નથી, ત્યારે વૈદડૉક્ટરોને દોષ દેવો બરાબર નથી. (અને તે લોકોમાં જેઓ નિર્લોભી અને પરોપકારી મોટા લોકો છે તેમને વિષે તો આમ કહેવું અત્યંત અન્યાયપૂર્ણ અને કૃતઘ્નતાભર્યું થશે.) પણ પ્લેગના દિવસોમાં ઉપર જણાવેલા વિચારો મનમાં આવ્યા વિના રહેતા નથી.

આપણા પરિચિત આ સોનગામકર મંડળની ઉપર આ પ્લેગ અને દુકાળની ઘણી અસર થઈ. સુનંદરાવનાં બે બાળકો ગયાં. તે પૈસા ન હોવાને લીધે ગયાં એમ ન હતું. કારણ સુનંદરાવ ગરીબ હતો તોય તેણે બાળકો માટે પોતાની પત્નીનાં ઘરેણાં વેચી નાખવાનું ઠરાવ્યું અને તે બિચારી માતાએ ઘરેણાં વિનાસંકોચે કાઢી આપ્યાં. તેને વિષે ગામમાં આદર હોવાથી અને ગામનાં એક ડૉક્ટર મિત્ર હોવાને લીધે તેની પાસેથી ફી લેતા ન હતા. પણ ગામની બહાર રહેવા જવામાં તો પૈસાની જરૂર પડે. વળી ડૉક્ટર પૈસા ન લે તોય પ્લેગ જેવી માંદગીમાં રોગીની સારવારનાં સાધનો માટે કે દવા વગેરે માટે પૈસા જોઈએ જ. પૈસાની તેણે ગમેતેમ કરી વ્યવસ્થા કરી; પણ એક વાર કવખતે વરસાદ પડ્યો અને ઘરમાં ચૂવા લાગ્યું ને ઝૂંપડીમાં માંદાં બાળકોને સૂવા જેવી જગ્યા રહી નહિ, ત્યારે એની આંખમાં આંસુ આવ્યાં. તેની પડોશમાં એક શ્રીમાન બ્રાહ્મણ શાહુકારનો બંગલો, ઢોરો માટે એક સારી કોઢ, અને નોકરો માટે તેવી જ એક ઝૂંપડી હતી. બંગલો અને કોઢ ખાલી હતાં. કારણ શાહુકાર પોતાના બીજા એક દૂરના ખેતરમાં સારાં હવાપાણી હોવાને લીધે રહેવા ગયા હતા. એ ગૃહસ્થ પાસે કેટલાક લોકોએ તે બંગલો રહેવાને માટે માગેલો, પણ તેમણે તે ખાલી રાખ્યો છતાં પ્લેગગ્રસ્ત લોકોને આપ્યો નહિ. કેટલાક લોકોએ એ કોઢનીય માગણી કરેલી. એ યાચકોમાં સુનંદરાવ પણ એક હતો. પણ એ યાચનાય એ ગૃહસ્થે સ્વીકાર્ય ગણી નહિ! સુનંદરાવના ઝૂંપડામાં પાણી ચૂવા

લાગવાથી પાણીનાં ટીપાં પડી બાળકો ભીંજાવા લાગ્યાં, એ જોઈને સુનંદરાવની આંખોમાં આંસુ આવ્યાં એમ મેં ઉપર કહ્યું; પણ તે આંસુની પાછળ જેમ દુઃખ હતું તેમ ગંજીના કૂતરાની જેમ વર્તનારા એ બ્રાહ્મણ શાહુકાર પ્રત્યે ક્રોધ પણ હતો. પણ એ દુઃખ અને ક્રોધને રોકી રાખીને પ્રાપ્ત કર્તવ્ય કરવામાં એ મંડી પડ્યા. કર્તવ્ય કર્યા છતાં બાળકોની પીડા, મૃત્યુ અને ચિતાનાં દસ્યો જોવાનું તેના નસીબમાં હતું. પણ તેણે પોતાનાં બધાં દુઃખ અને ક્રોધને ગળી જઈને પછીના કર્તવ્યનો આરંભ કર્યો, ને જાણે પોતાને કશું થયું જ ન હોય એવો દેખાવ બહારથી કરી આડોશીપાડોશીઓને તેમની આફતમાંથી મુક્ત કરવા માટે તે બને તેટલી મદદ આપવા લાગ્યો.

બહારથી તે ગમે તેમ બતાવે, તોય એકંદર સમાજવ્યવસ્થા ક્યાંક બગડી છે, અને તેને દુરસ્ત કરવી જોઈએ, એ તેના જેવા વિચારશીલ કર્મયોગી માણસના મનમાં આવ્યા વિના કેવી રીતે રહે ? બ્રાહ્મણ શાહુકારને એણે બીજા લોકોની જેમ ગાળો દીધી નહિ; કારણ આખા સમાજની રચના જો સ્વાર્થ ઉપર અને લોભ ઉપર થયેલી છે, સ્વાર્થ અને ખાસ કરીને દ્રવ્યલોભ એ જ જો સમાજનો પાયો છે, એ જ જો સમાજના આધારસ્તંભ છે, એ જ જો સમાજ-મંદિરના દેવો છે, એમની આસપાસ જ જો બધા લોકો પ્રદક્ષિણા ફરે છે, એ જ દેવોના અનન્ય ભક્તોને ઘણાખરા લોકો વંદનીય અને સન્માન્ય માને છે, તો તે શાહુકારોનો દોષ કાઢવાની પહેલાં જો-કે ઇચ્છા થઈ ગઈ અને તેમની ઉપર પહેલાં જોકે સુનંદરાવને ગુસ્સો આવ્યો, તોપણ વિચારને અંતે તેને સમજાયું કે તેને એકલાને દોષિત માનવામાં, અને લોકોમાં નહિ તો મનમાંય તેને દશવીશ ગાળો ચોપડી દેવામાં, પોતાના મનની દુર્બળતા વ્યક્ત કરવા જેવું થાય છે. વિચાર કરતાં સમાજવ્યવસ્થા સદોષ છે, અને એ વ્યવસ્થા ( કે અવ્યવસ્થા ) ચાલવા દેવામાં પોતે પણ ( પરોક્ષ રીતે નહિ પણ ) પ્રત્યક્ષ રીતે

કોષિત છે, એ વાત સુનંદરાવને મૂળથી સમજાઈ હતી. પણ હવે એ વાતનો પૂરો મનપૂર્વક વિચાર કર્યા પછી એ વસ્તુ એને બરાબર ઠસી ગઈ હતી. તે મનમાં બોલ્યો: "સુશીલા કહે છે તે જ સાચું છે. આપણો સમાજ વિષ્ણુ, શંકર, વગેરે દેવોની પૂજા માત્ર નામની અને ઉપલક કરે છે. પણ સાચી પૂજા તો સ્વાર્થ અને ધનની કરે છે. લોકોમાં ખરો ધર્મ રહ્યો નથી; ખરી ભક્તિ રહી નથી; સત્ય ક્યાંય રહ્યું નથી; બધે ઢોંગ છે. આ ઢોંગ કોઈએ બહાર પાડવો જોઈએ. ગાંધીજી એ કામ કરે છે. પણ તેમને મોઢે દેવનું અને ધર્મનું નામ તો સંભળાય જ છે. દેવ પરની એમની શ્રદ્ધા સાચી હશે; પણ લોકોની નથી. કેટલાક લોકોની હશે; પણ એવા લોકો થોડા. દેવ ઉપર અને ધર્મ ઉપર શ્રદ્ધા ન હોવા છતાં તેને લગતા શબ્દો અને તેમને વિષેના બાહ્ય આચારોની જરૂર શી? બધું એકદમ ફેંકી દેવું જોઈએ. સુશીલા જ્યારે બેધડક બોલે છે, ત્યારે કાનને નથી ગમતું. પણ એકંદર રીતે તો તે જ ખરી છે. તેનું કહેવુંય આખરે હિતકારક થશે. અમારા જેવા પોચા માણસો નકામા છે. અમારું પોચાપણું લોકોના ઢોંગને ઉત્તેજન આપે છે."

સુનંદરાવ આવી રીતે વિચાર કરતો હતો. તે વખતે બળવંતરાવ અને સુશીલા તેને ત્યાં ફરતાં ફરતાં આવ્યાં. એ બન્નેની કુટુંબવિષયક સ્થિતિ એના કરતાં વધારે સારી ન હતી. બળવંતરાવ પોતાના ખેતરમાં ઝૂંપડી બાંધીને રહ્યા હતા. પ્લેગની અડચણ કોઈને નડી ન હતી. પણ કોક દુષ્ટે મધરાતે છાપો મારી તેમનાં પ્રિય માતા-પિતાને યમગૃહે મોકલી આપ્યાં હતાં! હલ્લો કરનારા ધાડપાડુઓનો હેતુ ધાડ પાડવાનો હતો કે હિંદુધર્મના આગેવાન નેતા બળવંતરાવ હતા તેથી તેમનું ખૂન કરવાનો કેટલાક મુસલમાનોનો ઇરાદો હતો તે વિષે કશી નક્કી ખાતરી થઈ શકી ન હતી. બળવંતરાવ પણ ઘાયલ થયા હતા; પણ સદ્‌ભાગ્યે તે બચી ગયા. જે ઓરડામાં તે

હંમેશાં સૂતા તે ઓરડીમાં તે રાત્રે એનાં વૃદ્ધ માતાપિતા સૂઈ રહેલાં, અને એ દરોડો પાડનાર કે ધર્માંધ અત્યાચારીઓનાં હથિયારનાં બળિદાન બન્યાં. પોલીસ તપાસ ચાલુ હતી; પણ તેમાં કશું સધાયું ન હતું. કશું સધાયું હોય તો પોલીસોનો ત્રાસ માત્ર મળ્યો હતો!

સુશીલા ઉપર આવી આફત આવેલી નહિ. પણ જગતની એકંદર સ્થિતિ જોઈને, હિંદની બહારના દેશોની, હિંદની, સોનગામની, ને ખાસ કરીને સુનંદરાવ અને બળવંતરાવની સ્થિતિ જોઈને તેના મૂળના જહાલ વિચારો—ધાર્મિક, સામાજિક અને રાજકીય વિચારો—હવે છેક જ્વલજ્જહાલ બન્યા હતા. તેના શાળામિત્ર—કાફ—ના પત્રો હમણાંહમણાં ઘણા આવતા. તેમણે તો જ્વલજ્જહાલતાની આગમાં તેલ હોમ્યું. તે પ્રેમમાં ગાંડો બન્યો હતો એ સુશીલાને કાંઈક દુઃખદાયક અને વધારે સુખદાયક લાગતું હતું. કારણ તે આખરે તો એક જુવાન સ્ત્રી જ હતી! (કયી યુવાન સ્ત્રીને પોતે અનેક પુરુષોનાં મનનું આકર્ષણ કરી શકે છે, એ વાતથી સુખ અને આનંદ નહિ થતાં હોય?) પણ કાફને વિષે તેને જે દુઃખ થતું તે એ હતું કે આવો ઉચ્ચ વિચારનો માણસ કૃત્રિમ સમાજરચનાને લીધે નકામો વેડફાઈ જાય છે. તેના વિચારો નાસ્તિકતા તરફ જતા હતા, અને તે જહાલ વિશ્વકુટુંબવાદી બની રહ્યો હતો એ સુશીલા જાણતી હતી. (તેની આ મનઃપ્રવૃત્તિને લીધે સુશીલાની આવી વૃત્તિ થઈ કે સુશીલાને લીધે તેની વૃત્તિ આવી થઈ, એ કોયડો ઈંડું પહેલું કે મરઘી પહેલી, એ કોયડા જેવો જ ન ઉકેલાય એવો છે!) માસ્ટર કાફના વિચારો તેના પિતાને પસંદ ન હતા; કારણ તેઓ ધર્મચુસ્ત રોમન કૅથોલિક હતા. માસ્ટર કાફને તેમણે જણાવી દીધેલું કે 'જો તું નાસ્તિકતાનો અને વિશ્વકુટુંબતત્ત્વનો ખુલ્લો પ્રચાર કરવાનું બંધ નહિ કરે, તો તને હવે પછી પૈસા મળશે નહિ.' માસ્ટર કાફ કોઈ પણ રીતે આ શરત સ્વીકારે એમ હતું જ નહિ. અને તે હિંદમાં કાંઈક બેકાર જેવો રખડતો હતો. તેને ટિકિટ કલેક્ટરની જગ્યા મળેલી, પણ તેમાં ઉત્સાહ અને પ્રવૃત્તિને લીધે 'રેલવે કામદાર

સંઘ'ના સભ્યો વધ્યા, સંઘનું કામ જોસભેર ને ઉત્સાહભેર ચાલ્યું અને આખરે એક હડતાલ પડી ને તેમાં સંઘ સફળ પણ થયો. પણ આ જ ગુના માટે ઉપરીઓએ બીજું બહાનું કાઢી તેને બરતરફ કર્યો, અને હવે તે બેકાર હતો. તેને પૈસા આપવા કે કેમ એવો તેને વિચાર આવેલ! પોતાને ચાહનારને પૈસા આપવાથી લોકો ખોટો અર્થ કરશે, એવી તેને બીક હતી. એ બીકને દૂર હડસેલી દઈ ને તેણે તેને એકવાર 'પૈસા મોકલી આપું?' એવું પત્રમાં લખીને પુછાવેલું; પણ તેણે પૈસા લેવાની ના પાડી. 'પૈસા શા માટે મોકલો છો? જીવવાને માટે? પણ આવા કૃત્રિમ, ઢોંગી, અન્યાયી, ખોટા જગતમાં જીવીને કરવું છે શું? મને તો મરી જવાનું મન થાય છે. પણ મરતાં પહેલાં તમને એકવાર મળવાની ઇચ્છા છે; ને મળીશ પણ ખરો. ત્યાં લગી પહોંચવા જેટલા પૈસા મારી પાસે છે,' આ આશયનો પત્ર તેણે સુશીલાને લખ્યો હતો. સમાજનાં ક્ષુદ્ર સ્વાર્થવૃત્તિ, શિષ્ટ ઢોંગી વૃત્તિ, સ્વયંસંતુષ્ટ મૂડીવાદ અને સદાચારહીન ધાર્મિકતાની ઉપર એને તિરસ્કાર અને કંટાળો આવ્યો હતો. સામાન્ય રીતે તે શાંત, મીઠી અને નમતું આપવાની વૃત્તિવાળી હતી. પણ સુનંદરાવ, બળવંતરાવ અને માસ્ટર કાફની ઉપર આવેલી આફતો જોઈ ને તે સળગી જતી અને તેના મુખમાંથી અત્યંત કડક અને અવિચારી લાગતા શબ્દો નીકળતા. મૂળે તો તેના વિચારો સમાજની બધી બાબતોમાં ક્રાંતિ થવી જોઈએ એ દિશા તરફ ઝૂકનારા હતા, તેમાંય પાછો આવા બનાવોનો તેમની સામે આઘાત થયો. પછી શું પૂછવું? તે ક્રાંતિના વિચારો દઢ, સ્પષ્ટ, બળવાન, અભિનિવેશવાળા અને આગ્રહી બન્યા. પહેલાંના અને હમણાંના વિચારોમાંનો ભેદ પ્રમાણભેદ હશે; પણ આ પ્રમાણભેદ એટલો મોટો હતો કે તેને 'પ્રકારભેદ' કહેવામાં વિશેષ વાંધો ન હતો. પહેલાંના વિચારો કપરા અનુભવોમાંથી જન્મેલા હતા, છતાં તેમાં થોડોઘણો પુસ્તકીય અંશ હતો. હવે પોતાના બાળમિત્રો ઉપર આવેલી એ આફતો અને

અંગ્રેજ શાળાના મિત્ર મિસ્ટર કાફની ઉપર આવેલી આ આફત જોયા પછી અને પોતાના મન સાથે તેમની કારણમીમાંસા કર્યા પછી તેને એમ લાગવા માંડ્યું કે 'સમાજને તળિયે જ સડો છે, ને તેને કાઢી નાખવો એ જ મારા જીવનનું મુખ્ય કર્તવ્ય છે.' 'નવયુગ વિશ્વકુટુંબ સંસ્થા' તેણે આ પહેલાં જ કાઢી હતી; પણ તેનું કાર્ય હજી જોસથી ચાલતું ન હતું, એટલું જ નહિ પણ તે સંસ્થા અત્યાર લગી તો કાગળ ઉપર જ રહી હતી, તેથી પ્રત્યક્ષ કાર્ય કરતી ન હતી. પણ હવે તો એ સંસ્થાને જ મુખ્ય ગણી તેને માટે જ અનેક જાતની પ્રવૃત્તિ કર્યા કરવી. જરૂર પડે તો શાળાય બીજા કોઈને સોંપીને તે જવાબદારીમાંથી મુક્ત થઈ જવું, એમ તેને લાગવા માંડ્યું. પાસેનાં એકાદબે દૃષ્ટાંતો ઉપરથી સમાજને લગતા સાર્વત્રિક સિદ્ધાંત કાઢવા એ તર્કશાસ્ત્રની દૃષ્ટિથી ભૂલભરેલું હશે, પણ તેણે પહેલાં જ મનવડે સ્વીકારેલા સિદ્ધાંતોને સ્વજનો ઉપર આવેલી આફતોએ ટેકો આપ્યો, અને તે સિદ્ધાંતોના ચૈતન્યમાં પ્રાણ પૂર્યો એ વાત ખોટી નથી. તેના સિદ્ધાંતો ભૂલભરેલા હશે, તેની વિચારપરંપરા સદોષ હશે, તેણે સ્વીકારેલી વાતો ખોટી હશે, પણ તેના મનની સ્થિતિ તે વખતે આ પ્રકારની થઈ હતી, અને આ જાતનાં કારણોથી થઈ હતી, એમાં શંકા નથી. આપણા પ્રામાણિક વિચારો ઘણી વાર વાચનથી, શ્રવણથી, વિચારથી કે વાદવિવાદથી બને છે કે બદલાય છે; પણ તેમાં નિશ્ચિતતા, ચૈતન્ય, ઉત્સાહ અને કાર્યપ્રેરકતા એ ગુણો હૈયાસોંસરા ઊતરી જાય એવા પ્રત્યક્ષ અનુભવો થયા પછી જ આવે છે, એ વાત ધ્યાનમાં રાખવી ઘટે છે.

બળવંતરાવ અને સુશીલા ઝૂંપડીમાં પેઠાં, તેની એકાદ મિનિટ પહેલાં સુનંદરાવનાં પત્નીએ પ્લેગના સપાટામાંથી બચેલી પોતાની કન્યાને પતિના હાથમાં મૂકી હતી, અને તે ગાગર અને ઘડો લઈ દૂરના કૂવાનું પાણી લેવા જતી હતી. મહેમાન આવ્યાં એટલે તે અટકી; પણ સુશીલા જ બોલી ઊઠી: 'પાણી ભરવા

જાઓ છો કે શું ? ચાલો, હુંય આવું છું. એક ગાગર મનેય આપજો.' સુનંદરાવનાં પત્નીએ 'તમે શું કામ આવો ? તમને આવાં કામ શોભે કે ! અમારા નસીબમાં તો એ જ છે, ને અમે તે કરીએ છીએ,' એમ સદ્ભાવપૂર્ણ પણ નિરાશાયુક્ત ઉદ્ગારો કાઢ્યા. પણ સુશીલાએ પોતે જ બાજુએ પડેલી એક ગાગર લીધી અને પછી તે બન્નેએ થોડી વાર પ્રેમપૂર્ણ શાબ્દિક કલહ કર્યા પછી તેઓ પાણી ભરવા ગયાં. સુનંદરાવ બળવંતરાવ સાથે કાંઈ વિશેષ બોલી શક્યો નહિ. કારણ નાની દીકરીને છાની રાખવામાં એની બધી ચતુરાઈ રોકાઈ હતી. બળવંતરાવે ત્યાં પડેલું 'કેસરી' વાંચી કાઢ્યું અને પછી 'ટાઈમ્સ' ઉઘાડી વાંચવા માંડ્યું. વચ્ચેવચ્ચે મથાળાં વાંચી તેમની ઉપર વિનોદાત્મક ટીકા, મશ્કરીયુક્ત કટાક્ષ કે ઉદ્ગારવાચક શબ્દોનો ઉપયોગ કરવામાં તે ગૂંથાયા હતા. થોડી વારે કૂવા ઉપર ગયેલી બન્ને સ્ત્રીઓ આવી. એકે ચૂલો સંભાળ્યો અને બીજી સ્ત્રીસામ્રાજ્ય અને પુરુષસામ્રાજ્યની વચ્ચેના ક્ષેત્રમાં બેઠી.

'મને છોકરાં ઘણાં થાય છે. તેમનું પછી શું થશે, એની તમને ચિંતા હતીને, સુશીલાબહેન ? હવે ચિંતા દૂર થઈ ને ?' સુનંદરાવ બોલ્યા. સુશીલાએ કશો જવાબ દીધો નહિ. આવે વખતે આ જાતનો વિનોદ કરે એવી એ ન હતી. બળવંતરાવનેય એ વિનોદ રુચ્યો નહિ. આ વિનોદની સુનંદરાવની પત્ની ઉપર શી અસર થશે તે પહેલાં મનઃચક્ષુને અને પછી ચર્મચક્ષુને દેખાઈ આવવાથી તે પોતાના મિત્રની અકાલ વિનોદવૃત્તિની દયા ખાવા લાગ્યો. પોતાની સ્ત્રી રોવા લાગી છે એ જોઈ ને સુનંદરાવ કાંઈક ખસિયાણો પડ્યો અને બોલ્યોઃ 'ઉદાસીનતાનું આવરણ કોઈ ને કોઈ રીતે દૂર થાય એ હેતુથી મેં આવો ક્રૂર વિનોદ કર્યો. પણ કરવા જાઉં એક, ત્યારે થાય બીજું જ, એવું મારું હમેશાં બને છે ! એમાં નવાઈ કશી નથી.'

તેના આ શબ્દો સાંભળ્યા પછી બધે શાંતિ વધારે ફેલાઈ. એટલી શાંતિ ફેલાઈ કે તે દિવસે બળવંતરાવ અને સુશીલા જે વાતો

કરવાના હેતુથી ત્યાં આવેલાં તે વાતો કર્યા વિના જ તેઓ પોતપોતાને મુકામે ગયાં. બીજે દિવસે ફરી સુનંદરાવને ત્યાં આવ્યા પછી તેમનાં પત્નીની શોકાત્મક સ્થિતિમાં બરાબર વાત નહિ થઈ શકે એમ માની તેમણે તેમને 'ચાલો, આપણે અચલેશ્વરી જઈએ,' એમ કહી બહાર કાઢ્યા અને ત્યાં જઈ પોતાની સ્થિતિ તદ્દન ભૂલી જઈ દુનિયાના હાલહવાલ વિષે વાતો કરવા લાગ્યાં. તે સાંજે તેમણે એક-બીજાના સહકારથી અનેક જાતના સામાજિક, ધાર્મિક, અને નૈતિક સુધારા કરવાની પ્રતિજ્ઞા કરી! નારાયણરાવ પેશવાના મૃત્યુ પછી બાર ભાઈએ શ્મશાનમાં જેમ શપથ લીધેલા, અને પ્રતિજ્ઞાઓ કરેલી, તેમ આ શોકગ્રસ્ત ધ્યેયવાદી ત્રિમૂર્તિએ પણ કર્યું. બાર ભાઈના પ્રયત્નોનું પરિણામ ઇતિહાસ પરથી દેખાય છે. આ ત્રિમૂર્તિના પ્રયત્નોનું પરિણામ શું આવશે તે કહેનારો ભવિષ્યવાદી કોણ છે? ભલે ભવિષ્ય નહિ કહી શકાય, પણ કેટલીક બાબતોનું દિગ્દર્શન તો કરી શકાય તેટલું આવતા પ્રકરણમાં કરી ભવિષ્યકાળના ગર્ભમાં શું છે તેનો નિર્ણય ભવિષ્યકાળને જ સોંપી દઈએ, એ સારું છે.

## [ ૩૫ ] अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ।
## उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥*

"તમારી આ વિશ્વકુટુંબી સંસ્થા ઠીક છે; પણ હજી ખાતરી થતી નથી," વિનાયકરાવે એકવાર વાચકોને પરિચિત એવા સોનગામકર મિત્રત્રયને કહ્યું: "આપણામાં 'वसुधैव कुटुंबकम्' એટલે આખા જગતને પોતાનું કુટુંબ માનવાનો સિદ્ધાંત જૂનો છે; ને તે સર્વમાન્ય છે. પણ તમારો આજનો વિશ્વકુટુંબવાદ દેખાવમાં તેના જેવો પણ તેનાથી સાવ જુદો છે. તમે ખાનગી મિલકત માનતાં નથી. આપણી આખી સમાજરચના માલમત્તા ઉપર ઊભી થયેલી છે. અમે એટલું જ કહીએ છીએ કે આપણી માલિકીનું જે હોય, તેનો આપણે સદ્વ્યય જ કરવો, એટલે મુશ્કેલીમાં પડેલાં પોતાનાં ભાઈબહેનોને મદદ કરવાના કામમાં એનો ઉપયોગ કરવો. આપણા સમાજનો પાયો કુટુંબ છે; પણ તમે કુટુંબવ્યવસ્થા ઉપર જ કુહાડો મારો છો!"

"કબૂલ છે," તેમની કન્યા સુશીલા બોલી: "તમે કહો છો તે બધું કબૂલ છે; પણ અમે શું ખોટું કહીએ છીએ? તમે જે ભેદ

---

* આ પોતાનો ને આ પારકો એવી ગણતરી સંકુચિત મનના માણસો કરે છે, પણ ઉદાર મનના માણસોને તો આખું વિશ્વ કુટુંબ જેવું લાગે છે.

બતાવ્યો તે ખરો છે, પણ જૂના વિશ્વકુટુંબવાદ કરતાં આ નવો વિશ્વકુટુંબવાદ સારો છે, એવો અમારો મત છે. એમાં ભૂલ ક્યાં છે તે બતાવો."

' ક્યાં ક્યાં ભૂલો છે તે બતાવું છું," વિનાયકરાવે શરૂ કર્યું: "તમારી અહીંની સંસ્થા અહિંસક હશે; ને હિંસાનો પુરસ્કાર પણ નહિ કરતી હોય; પણ યુરોપનાં તમારા મોટા ભાઈ અને તમારી મોટી બહેનો હિંસાદ્વારા સમાજવ્યવસ્થામાં ક્રાંતિ કરવી એમ કહે છે. આ થઈ પહેલી ભૂલ. એ ક્રાંતિ એકદમ થવી જોઈએ, એમ કહેવાની બીજી ભૂલ. એ ક્રાંતિ પોતાના મતાનુસાર થાય, બધા લોકોને એમાં કશું પૂછવાની જરૂર નથી, અને તેમને પસંદ પડે ત્યાં લગી રાહ જોવાનીય બિલકુલ જરૂર નથી, એવું તેઓ માને છે એ ત્રીજી ભૂલ. અને તમારા સિદ્ધાંતો ઇતિહાસે આપેલા પાઠોને અસંગત છે, એટલું જ નહિ, પણ એકંદરે માનવસ્વભાવને—માનસશાસ્ત્રને વિરોધી છે, આ તો સૌથી મોટી ભૂલ છે."

"ફરિયાદીના વકીલ તરીકે તમે ચાર મુદ્દા કાઢ્યા, તે મુદ્દાઓનો આરોપીના વકીલ તરીકે હું જવાબ આપું છું, કે સોનગામની અમારી સંસ્થા યુરોપની સંસ્થા નથી. અને તેથી યુરોપની એકાદ સંસ્થાને લાગુ પડે એવા આરોપો અમારી સંસ્થાને લાગુ ન પડી શકે."

"એ વાત મને મંજૂર છે," વિનાયકરાવ બોલ્યા. "પણ ત્યાંની સંસ્થામાં અને તમારી સંસ્થામાં શો ભેદ છે એ તમારે બતાવવું જોઈએ."

"ભેદ હું બતાવું છું," બળવંતરાવ બોલ્યા. "મુખ્ય ભેદ એ છે કે અમો હિંસામાં માનતા નથી, અમે ગાંધીજીના ભક્ત નથી, છતાં તેમની અહિંસા અમને ઘણે અંશે માન્ય છે."

"તાત્યા ! 'ઘણે અંશે' શબ્દ યાદ રાખજો, હં કે !" સુશીલા બોલી: "ઘણે અંશે'માં ઘણો અર્થ ભરેલો છે."

" એનો અર્થ મારા ધ્યાનમાં આવી ચૂક્યો છે, " તેના પિતાએ મંદ સ્મિત કરીને કહ્યું.

" તમે ભલે હસો, " બળવંતરાવ બોલ્યા: " પણ અમારો ખરો અભિપ્રાય એવો જ છે કે બને ત્યાં લગી બળાત્કાર ન જ થવો જોઈએ. બળવાન માણુસ ઓછા બળવાળાની પાસે એકાદ વાત બળાત્કારે કરાવી શકે છે; પણ તે અલ્પબળવાળો પોતે ક્યારે બળવાન બને તેની રાહ જોતો હોય છે. અને એ પોતે બળવાન થાય કે તરત જ પહેલાંના બળાત્કારનો તે બદલો લે છે! જે વાત એક માણુસને વિષે સાચી છે, તે જ વાત એક માનવસંઘ કે રાષ્ટ્ર વિષેય સાચી છે. બળાત્કારથી તમે બીજા પાસે એકાદ કામ કરાવો; પણ તેનો જશ ટકાઉ હોતો નથી. સાચો જશ તો માણુસને ત્યારે જ મળે, જ્યારે તે બીજા પાસે તેની ઇચ્છાથી અમુક કામ કરાવે છે. "

" અને તેથી જ અમે ઉતાવળે સુધારા કરવા ઇચ્છતા નથી, " સુનંદરાવે વચ્ચે જ કહ્યું. "અમારે ' ઉતાવળે આંબા પાકે ' એવા સુધારા નથી જોઈતા. અમે અમારી સંસ્થાદ્વારા લોકમત તૈયાર કરીશું અને પછી સો, બસો, પાંચસો વરસે જ્યારે સુધારો થાય ત્યારે તે એની મેળે થશે."

" ઠીક; પણ ત્રીજા આક્ષેપનું શું ?" વિનાયકરાવ બોલ્યા.

"ત્રીજા આક્ષેપનો જવાબ આ રહ્યો, " સુશીલા બોલી: " અમારી સોનગામની વિશ્વકુટુંબી હિલચાલ માત્ર મજૂરોનું મહત્ત્વ સ્થાપવા માટે નથી; તેમ માત્ર ખેડૂતોનું, માત્ર મધ્યમ વર્ગનું, માત્ર સરદારોનું કે કેવળ સરકારી નોકરોનું મહત્ત્વ સ્થાપવા માટે નથી; અમારે જનતાજનાર્દનનું મહત્ત્વ જોઈએ છે. 'પંચ ત્યાં પરમેશ્વર' એ અમારો મત છે."

" શું બોલે છે તું ?" વિનાયકરાવ બોલ્યા: " તારે મોઢે પરમેશ્વરનું નામ નીકળ્યું એ મહાન પાપ થઈ ગયું ! "

"પાપ થયું એ વાત સાચી," સુશીલાએ સ્મિત કરી ગુનો કબૂલ કર્યો: "મારી આદર્શ સમાજવ્યવસ્થામાં પરમેશ્વર અને બીજા દેવોને કે દેવદેવીઓને પુરાણવસ્તુસંગ્રહાલયના 'મૃત દેવો'ના કબાટમાં સ્થાન મળશે; બીજે ક્યાંય નહિ મળે."

"ધ્યેયનિષ્ઠ લોકોનાં હૃદયોમાં જ દેવનું સ્થાન રહેશે, એમ પરમ દિવસે તેં જે કહ્યું, તે ભૂલી ગઈ કે શું?" બળવંતરાવે પૂછ્યું.

"ભૂલી ગઈ ખરી," સુશીલાએ જવાબ આપ્યો: "પણ એક રીતે ભૂલી નથી, એમ પણ કહેવામાં કશો વાંધો નથી. કારણ સાત્ત્વિક લોકોનાં હૃદયોમાં જે દેવ વાસ કરે છે તેનું નામ 'ધ્યેય' હશે. 'દેવ' એ નામ તે હવે પછી મૂકી દેશે."

"કેમ? દેવ શબ્દથી અભડાઓ છો કે શું?" વિનાયકરાવે પૂછ્યું: "જો કોઈક માણસ સાચે જ ઉચ્ચતમગુણવિશિષ્ટ વિભૂતિ ઉપર શ્રદ્ધા રાખતો હોય, તો તેણે તે શ્રદ્ધાને ત્યાજ્ય શા માટે ગણવી?"

"સાચી શ્રદ્ધા હોય, તો ઉચ્ચતમગુણવિશિષ્ટ વિભૂતિ ઉપર શ્રદ્ધા રાખવામાં કશી હરકત નથી," સુશીલાએ જવાબ આપ્યો.

"પણ આપણે મૂળ મુદ્દો ભૂલીએ છીએ. અમારી વિશ્વકુટુંબી સંસ્થા ઈશ્વરવાદી નથી, તેમ નિરીશ્વરવાદીય નથી. અમે સત્યવાદી છીએ. બધા લોકોને અમારી રાજ્યવ્યવસ્થામાં વિચારસ્વાતંત્ર્ય અને મતસ્વાતંત્ર્ય રહેશે. અમુક વર્ગ બીજા વર્ગો ઉપર જુલમ કરે, એ મત જ અમારા રાજ્યમાં અમને પસંદ નહિ પડે. તેથી દરેકે ઈશ્વરને માનવો જ કે ન જ માનવો, એવો કશો નિર્બંધ અમે કોઈની ઉપર નાખવા ઇચ્છતા નથી."

"તમને જાણે રાજ્ય મળી ગયું હોય એમ તું વાતો કરે છે. તમારા રાજ્યની પહેલી રાણી તું થવાની હોય, એમ દેખાય છે."

"અમારા રાજ્યમાં રાજાય નહિ હોય, ને રાણીય નહિ હોય. અમે બધા જ મજૂર!" સુશીલાએ જવાબ આપ્યો.

"એમ કેમ બનશે?" વિનાયકરાવે મજાકભર્યા અવાજે કહ્યું: "કીડીઓ બધી કામ કરનારી હોય છે. પણ તેમની અંદર પણ એક 'રાણી કીડી' હોય છે જ. તે તું થવાની હોય એવાં ચિહ્નો મને દેખાવા માંડયાં છે! પણ આ મજાક મૂકી દઈએ. મારા ચોથા આક્ષેપ તરફ આપણે વળીએ. તમારી સમાજવ્યવસ્થાનું આખું આ તાબૂત માનવસ્વભાવ અને સહજપ્રવૃત્તિની વિરુદ્ધ છે, અને ઇતિહાસ પણ એ વિષે સાક્ષી પૂરશે. આનો તમે શો જવાબ આપો છો? તમારી વિશ્વકુટુંબી સંસ્થા ઉપર ખરો આક્ષેપ કહો તો આ જ છે. આની સામે તમારે શું કહેવું છે?"

"અમે આની સામે એમ કહીએ છીએ," બળવંતરાવ બોલ્યા: "કે માનવસ્વભાવ કેવો છે એ નિશ્ચિત કરવા માટે આજે કશું પૂરતું સાધન આપણી પાસે નથી. આજ લગીના ઇતિહાસ ઉપરથી ભવિષ્ય વિષે અનુમાનો કરવાં એ ભૂલભરેલું જ છે. પહેલાંનો સમય અત્યારના કરતાં ખૂબ ભિન્ન હતો. ભવિષ્યકાળ એથીય ભિન્ન થવાનો છે."

"આ તમે કલ્પનાના ઘોડા દોડાવો છો!" વિનાયકરાવ વચ્ચે બોલ્યા.

"હશે, કલ્પનાના તરંગો હશે; પણ તેમને ઇતિહાસનો આધાર તમારા સિદ્ધાંતો કરતાં વધારે છે. માનવસમાજ દશ હજાર વરસ પહેલાં હતો, તેવો ચારપાંચ હજાર વરસ પહેલાં ન હતો; વેદ-સમયમાં હતો તેવો પુરાણસમયમાં ન હતો; પુરાણકાળમાં હતો તેવો આજે નથી. માણસોને વાસના અને મહત્ત્વાકાંક્ષાઓ પહેલાંના જેવાં રહ્યાં નથી. પહેલાં માણસને માણસ જ ખાતો, જે દેખાય તેની ઉપર માલિકી કરવા ઇચ્છતો; જે સ્ત્રી મળે તેને પોતાની કરવા માગતો, અને તેને મનાવવાને માટે મીઠાશથી કે બળાત્કારથી પ્રયત્નો કરતો. પહેલાં 'કુટુંબ' હતું, પણ તે આવી રીતે ખુશીથી કે નાખુશીથી ભેગાં થયેલાં સ્ત્રીપુરુષોનું અને તેમનાં બાળકોનું હતું. રાજ્ય કે રાષ્ટ્ર જેવું કશું હતું નહિ, ઘરબાર ન હતાં, કાયદા ન હતા, હક્ક ન હતા.

એટલે કોના કયા હક્ક છે, એ નક્કી કરી આપનારાં ન્યાયાલયો પણ ન હતાં. તે સ્થિતિ સાથે આજની સ્થિતિની તુલના કરો અને 'કાળ' એ કેવી અજબ ચીજ છે, અને કેવા અજબ ફેરફારો કરી શકે છે, તે વિષે આશ્ચર્યચકિત થયાં કરો!"

"તું તો ભાષણ કરવા મંડી પડ્યો, બાળુ!" વિનાયકરાવ બોલ્યા. પછી આંખો પટપટાવીને તે બોલ્યાઃ "આવો બાહ્ય ફેરફાર પુષ્કળ થયો છે, એ વાત કબૂલ છે. પુષ્કળ એટલે ખૂબ જ થયો છે, તું કહે તેટલો જ થયો છે, એમાં શંકા નથી. પણ માણુસની મૂળભૂત મનઃ-પ્રવૃત્તિમાં કશો ફેર થયો છે ખરો? માણુસની સ્વાર્થબુદ્ધિ ઓછી થઈ છે ખરી? ક્રોધ ગયો છે? અસૂયા મરી ગઈ છે? કામવાસના શાંત થઈ છે? સાચી વાત તો એ છે કે મનોવિકાર બધા પહેલાંની જેમ જ રહ્યા છે. તેમને વ્યક્ત કરવાની પદ્ધતિ માત્ર બદલાઈ છે. મનોવિકાર તેના તે જ છે, ફક્ત પહેરવેશ બદલાયો છે. પહેરવેશનો ફરક કાઢી નાખીએ, તો પાંચ હજાર વરસની પહેલાંનો માણુસ અને આજનો માણુસ એ બન્ને વચ્ચે શો ફેર છે? અવયવ તેના તે જ છે; પ્રવૃત્તિ તે જ છે. જ્ઞાન (એટલે માહિતી) વધ્યું છે પણ 'સ્વભાવ' બદલાયો છે, એમ ન જ કહી શકાય."

"સ્વભાવ એ સહજપ્રવૃત્તિ, શિક્ષણ, ટેવો, સોબત, આસપાસની પરિસ્થિતિની ઉપર આધાર રાખે છે, એમ કહેવાય છે," બળવંતરાવ બોલ્યાઃ "અને એ જો ખરું હોય તો પાંચ હજાર વર્ષ પૂર્વેનો માણુસ અને આજનો માણુસ, એ બન્નેના સ્વભાવમાં ઘણો ફેર પડ્યો છે, એવું જ અનુમાન નીકળી શકે છે. કારણ અવયવ અને તેમની સહજ-પ્રવૃત્તિ એ સિવાયની બીજી બાબતોમાં એ બન્ને વચ્ચે કશું સામ્ય નથી. અવયવોમાંય થોડોક ફેર તો પડ્યો જ છે. કારણ હજારો વરસ પહેલાંનાં માણુસોનાં હાડપિંજર અને અત્યારનાં માણુસોનાં હાડપિંજરની તરફ તુલનાત્મક દૃષ્ટિથી જોવા બેસીએ, તો ઊંચાઈ, પગની સ્થિતિ, હાથની લંબાઈ વગેરેમાં રહેલો ફેર દેખાય છે. પહેલાંના લોકો ઓછી

ઊંચાઈવાળા હતા. તેઓ પગે ચાલતા, પણ તેમની ચાલ રીંછની ચાલને મળતી હતી. હાથ હમણાંના કરતાં લાંબા હતા; તે લોકો આજાનુબાહુ હોય એમ લાગે છે. તેમની ઘ્રાણેન્દ્રિયો વધારે તીવ્ર હશે એવું અનુમાન છે. પણ શરીરના અવયવોમાં કે તેમની શક્તિમાં લગીરે ફેર પડ્યો નથી એમ સ્વીકારીએ, તોપણ શિક્ષણ, ટેવો, સોબત, આસપાસની પરિસ્થિતિ એ બધી બાબતોમાં એટલી બધી ભિન્નતા છે કે પહેલાંના જંગલી માણસનો અને વીસમી સદીના માણસનો સ્વભાવ એક જ છે એમ કહેવું એમાં અત્યંત અતિશયોક્તિ છે; અને એ અતિશયોક્તિ ભયાનક છે."

"સ્વભાવમાં ફેર હશે; પણ મૂલતઃ ભેદ છે ખરો? એ મારો પ્રશ્ન છે."

"એનો જવાબ હું એવો આપું છું કે," બળવંતરાવ બોલ્યા: "ફૂલ અને ફળ અથવા નાની બાલિકા, અને યુવતી એ બન્ને મૂલતઃ એક હોય, છતાં તેમની વચ્ચે આભજમીન જેટલું અંતર છે, તેવું જ આ બાબતમાં પણ છે."

"ને વળી," સુનંદરાવ બોલ્યો: "બીજી વાત એ છે કે માનવ-સ્વભાવ પહેલાંના જેવો છે એમ માનો, તોય એ સ્વભાવ વ્યક્ત થવાની બાબતમાં તમે ભેદ માનો જ છો. એટલે મનોવિકાર ભલે પૂર્વના જેવા હોય, તોય તેમની અભિવ્યક્તિ ભિન્ન હોઈ શકે, અને એટલું કબૂલ કરો, એટલે અમારું કામ પૂરું થયું."

"માનવસ્વભાવ એક સ્થિર નિત્ય વસ્તુ છે; એમ માનવાની જેવી એક ભૂલ થાય છે,—" સુશીલા બોલી: "તેવી બીજી ભૂલ એ થાય છે કે માનવસ્વભાવ કેવળ સ્વાર્થી, સ્વાર્થસાધુ, કામૈકપ્રેરિત અને અધિકારલોલુપ છે, એવું સામાન્ય રીતે માનવામાં આવે છે. મોટા મોટા લોકો ઘણી વાર આવું જ કહે છે. પણ માણસમાં ઉચ્ચ પ્રવૃત્તિ અને મનોવૃત્તિઓ પણ છે. તેને સ્વાર્થ પ્રિય હશે; પણ 'સ્વ' માં તે

કુટુંબનો, દેશનો, માનવજાતિનોય સમાવેશ કરશે એમ લાગે છે. સ્વાર્થ સાથે પરાર્થ પણ પ્રિય છે. સ્વાર્થ ઘણું કરીને વધારે બળવાન થાય છે. પણ કેટલીક વાર પરાર્થ પણ વધારે બળવાન થઈ શકે છે. વળી, જ્ઞાન અને અનુભવથી સ્વાર્થ અને પરાર્થ વચ્ચેનો અવિરોધ જેમજેમ દેખાવા માંડે છે, તેમતેમ સ્વાર્થપ્રવૃત્તિ અને પરાર્થ-પ્રવૃત્તિ વચ્ચેય સ્વાભાવિક રીતે જ અવિરોધ ઉત્પન્ન થવા માંડે છે. દાખલા તરીકે પડોશીને ઘરે પ્લેગ થાય, એટલે આપણે ઘેર પણ પ્લેગ થવાનો સંભવ છે, એ ભાન જો એક વાર તીવ્રતાથી ઉત્પન્ન થાય, એટલે પડોશમાંય પ્લેગ ન થાય, એ બાબતની ચિંતા લોકો રાખવા માંડે છે; એ અનુભવ તો આપણને હમણાં રોજ જોવાને મળે છે. ”

“ કબૂલ છે; તમારું બધું કહેવું કબૂલ છે, ” વિનાયકરાવ બોલ્યા: “ પણ તે હજી હૈયે ઊતરતું નથી. કારણ કહી શકાતું નથી, પણ ગળે નથી ઊતરતું એ વાત ખરી. આ મારી બોલવાની રીત સ્ત્રીઓના જેવી છે, એ હું કબૂલ કરું છું; પણ વસ્તુસ્થિતિ એવી છે એમાં શંકા નથી. ”

“ સ્ત્રીઓના જેવી બોલવાની રીત વિષે કહો છો ખરા; પણ એ શબ્દો સામે સુશીલા વાંધો ઉઠાવશે, એની ખબર છે? ” સુનંદ-રાવ બોલ્યો.

“ હું વાંધો ઉઠાવવાની જ હતી, ” સુશીલા બોલી: “ પણ હમણાં મોકૂફ રાખું છું. મારા તાત્યાની ભૂલ ક્યાં થાય છે તે કહું? જગતમાં વિચારોની અને આચારોની જે મોટીમોટી ક્રાંતિઓ થઈ છે અને તે કેટલી ઝપાટામાં થઈ છે, તે તરફ તે બિલકુલ ધ્યાન આપતા નથી! ખાનગી મિલકતની પદ્ધતિથી કેટલું નુકસાન થઈ રહ્યું છે, તે એક વાર લોકો સમજે એટલે ધીમેધીમે વખત વીત્યે આજની વ્યવસ્થામાં ફેરફાર થશે અને વિશ્વકુટુંબી વ્યવસ્થા તરફ સમાજની

પ્રવૃત્તિ વળશે, એ વિષે શંકા નથી. હમણાં જ જુઓને, ગાડીના રસ્તા, રેલવે, પોસ્ટ ઑફિસ, પોલીસ, સૈન્ય એ બધાં ખાતાં ખાનગી રહ્યાં નથી. પણ એ ઘણાંખરાં ખાતાં સાર્વજનિક બની ગયાં છે અને તેમની વ્યવસ્થા ઘણી સારી છે. ખાસ કરીને પોસ્ટની વ્યવસ્થા સાર્વજનિક હોવા છતાં કેટલી સરસ ચાલે છે તે જુઓ. જી. આઈ. પી. જેવી રેલવેઓ હવે દેશની બની ગઈ છે, તેમ બધી રેલવેઓ દેશની બની જાય, તો નહિ ચાલે કે શું? અને પોસ્ટ અને રેલવેની જેમ ખાણો અને જમીનો સાર્વજનિક બની જાય તો અવ્યવસ્થા થશે જ એવું નિશ્ચયપૂર્વક કહેવાને માટે શો પુરાવો છે? આજે, કાલે અથવા એકએ પેઢીમાં એ ક્રાંતિ નહિ થાય; ને થાય એ ઇષ્ટ પણ નથી; પણ આગળ ઉપર કદી થશે જ નહિ, અને થાય તો ભૂંડું જ પરિણામ આવશે, એવું ખાતરીપૂર્વક કહેવાને શો પુરાવો છે? આવા પ્રયત્નો પહેલાં થયા છતાં નિષ્ફળ નીવડ્યા એ ઇતિહાસનો પુરાવો એટલું જ સિદ્ધ કરે છે કે એ બાબતમાં સફળતા મળવામાં અડચણો વધારે હતી. પણ વખત વીત્યો તેમ જાતજાતના સુધારા—યાંત્રિક વગેરે થાય છે; લોકોના જ્ઞાનમાં વધારો થાય છે; આજ લગી લોકો સૂતેલા તે હવે જાગવા માંડ્યા છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના હિતસંબંધ એકબીજા સાથે સંકળાઈ ગયા છે. એનું ભાન ઉત્પન્ન થવાથી બીજાનું હિત કે અહિત એ વસ્તુતઃ પોતાનું જ હિત કે અહિત છે, એ વાત વ્યક્તિઓ અને રાષ્ટ્રો અનુભવે બરાબર સમજવા લાગ્યાં છે. સંશયપૂર્ણ, સ્વાર્થપૂર્ણ અને કલહપૂર્ણ વૃત્તિ આખરે તો પોતાનો જ નાશ આણશે, એ સિદ્ધાંત સહુને ગળે ઊતરવા માંડ્યો છે. વિશ્વાસથી વિશ્વાસ વધે ને માણસ વિશ્વાસપાત્ર બને છે, તેમ પ્રેમથી પ્રેમ વધે છે અને માણસ પ્રેમપાત્ર બને છે, એ તત્ત્વનો અનુભવ પણ અનેક લોકોને અનેક ક્ષેત્રોમાં થાય છે. આવી સ્થિતિમાં ભવિષ્યમાં વિશ્વકુટુંબવાદ લોકોને ગળે ઊતરશે અને તે તેમને યશપ્રદ નીવડશે એમ શા માટે ન માનવું?"

"શા માટે ન માનવું, એ સવાલનો જવાબ એ છે કે એ યશપ્રદ થશે જ એવી ખાતરી કરાવનારો નિશ્ચયાત્મક પ્રબળ પુરાવો નથી," વિનાયકરાવે જવાબ આપ્યો.

"નહિ હોય, પુરાવો નહિ હોય," સુનંદરાવ બોલ્યા.

"પણ પહેલાંની સમાજવ્યવસ્થાએ આજ લગી અવ્યવસ્થા ફેલાવી એ વાત તો ખોટી નથીને? આજની સમાજવ્યવસ્થાને શી મોટી સફળતા મળી છે તે અમારે નિષ્ફળતાથી ડર્યાં કરવું જોઈએ? આજ લગીનો ઇતિહાસ એટલે કલહ, મારામારી ને ખૂનનો વૃત્તાંત જ છે. લડાઈઓમાં અને યુદ્ધોમાં દુશ્મનોના જાન લેવા એ ખૂન જ છે; છતાં એ ખૂન પ્રતિષ્ઠાપાત્ર, કાયદેસર, ખૂબ મોટા પ્રમાણમાં અને ઘણી વાર અપ્રત્યક્ષ રીતે થતાં હોવાથી તેમને ખૂન નથી કહેતા એટલું જ. ને બીજી વાત એ છે કે અત્યારની સમાજવ્યવસ્થામાં સુખી છે કોણ, કે અમારા વિશ્વકુટુંબી સમાજને લીધે દુઃખના ડુંગર આવી પડશે એ ચિંતાથી અમો ગભરાઈ જઈએ? અને સદાશા અને સદુદ્યોગ છોડી દઈને, છે તે સ્થિતિમાં સંતોષ માનીએ? અત્યારના સમાજમાં—કેવળ હિંદના નહિ, પણ દરેક દેશના સમાજમાં મજૂર સંતુષ્ટ નથી, શેઠ સંતુષ્ટ નથી, કારકુન નથી, તેમ શિક્ષકોય નથી. મધ્યમવર્ગ નથી તેમ સરદારોય નથી, વેપારી નથી તેમ કારખાનાદારોય નથી; કોઈ જ સંતુષ્ટ નથી. આજની સમાજવ્યવસ્થામાં જુવાન છોકરાઓ અસંતુષ્ટ છે, તો જુવાન છોકરીઓ પણ અસંતુષ્ટ છે. સ્ત્રીઓ અસંતુષ્ટ છે, તો પુરુષોય અસંતુષ્ટ છે. દરેક જણ મનમાં ને મનમાં ઝૂરે છે. સમાધાન કે સંતોષ કોઈને નથી. દરેક જણ બીજાને દોષ દે છે અને પોતાનાં નિષ્ફળતા કે દુઃખનો દોષ ઢોળવાને માટે આડોશીપાડોશીનાં કે સંબંધીજનોમાં માથાં ન મળે તો સમાજને માથેય એ દોષ ઢોળે છે જ.—ને તેય ન બને તો 'દેવ' કે 'દૈવ' નાં માથાં ગમે ત્યારે, ગમે તેનો ગમે તે ઠેકાણે દોષ ઢોળવાને માટે તૈયાર જ હોય છે!"

"પણ સુશીલાની વિશ્વકુટુંબી સમાજવ્યવસ્થામાં દેવોને હાંકી કાઢવાના હોવાથી દોષ ઢોળવાનું એક સ્થાન ઓછું થશે! આ એક મોટી આફત જ આવી પડશે, તેનું શું?" વિનાયકરાવે વિનોદ કર્યો.

"અમારા રાજ્યમાં દેવોને સ્થાન નથી, એ વાત સાચી," સુશીલા વિનોદનો ઉત્તર વિનોદથી જ વાળવાના હેતુથી બોલી: "પણ કેટલાક લોકો તેને હૃદયમાં સ્થાન આપનારા હશે જ! તેમને તો તે છેક નજીક જ મળશે! એટલે તે લોકોએ આ હૃદયસ્થ અને અન્તઃકરણમાં વાસ કરનારા દેવના નામનો ઉચ્ચાર કરી બધો દોષ એને માથે ઢોળવો! ઊંચે આકાશમાં, કૈલાસમાં કે સ્વર્ગમાં અથવા દૂરના ક્ષીર-સાગરમાં રહેલા દેવો જો તમારી આર્ત બૂમ સાંભળી શકે છે, અને અહીંની પથ્થરની મૂર્તિ ઉપર ચઢાવેલાં ફૂલ જો તેને પહોંચે છે, તો અહીંથી આપેલાં ગાળો અને શાપ પણ તેને બેશક પહોંચશે."

"તારા આ સ્પષ્ટ વક્તૃત્વથી તું તારા પક્ષના સત્યની કિંમત ઓછી કરે છે," વિનાયકરાવ બોલ્યા: "બાકી, તને હું નકામો દોષ દઉં છું. મશ્કરીની શરૂઆત મેં જ કરી એટલે તારો દોષ કેવી રીતે કાઢી શકાય?"

"દેવનું નામ નીકળે કે તરત જ સુશીલાનું માથું ભમી જાય છે, અને તે ગમેતેમ બોલવા માંડે છે; એટલે આપણે એ સવાલ છોડી દઈ મૂળ મુદ્દાનો વિચાર કરીએ," સુનંદરાવ બોલ્યો: "સુશીલાનો મુદ્દો એવો હતો કે આજની સમાજવ્યવસ્થા અવ્યવસ્થા છે. તેને વ્યવસ્થા કહેવી એ ભલાઈ જ છે. આઈ. સી. એસ.માંનો ગોરો જેમ ઇંડિયન (હિંદી) નથી હોતો; સિવિલ (સભ્ય) પણ નથી હોતો અને સર્વંટ (નોકર) પણ હોતો નથી, તે છતાં આપણે તેને ઇંડિયન સિવિલ સર્વંટ કહીએ જ છીએ, તેમ સમાજની અત્યારની અવ્યવસ્થાને વ્યવસ્થા કહીએ, એટલું જ! સાચી વાત તો એ છે કે સમાજનો પાયો ડામાડોળ થયો છે એવી લોકોને શંકા આવવા માંડી છે. સમાજનું તાબૂત મહોરમના

તાબૂતની જેમ ડોલી રહ્યું છે. એ તાબૂત જો એકવાર કડડભૂસ કરતું પડી જાય તો નવી ઇમારત મજબૂત પાયા ઉપર બાંધી શકાય, એવા વિચારો કેટલાક લોકોને સૂઝવા લાગ્યા છે, ને તેવા પ્રયત્નોય કેટલાક લોકો કરી રહ્યા છે. ગમે તે દેશની, જૂની પરંપરાગત રૂઢિઓ ઉપર રચાયેલી, અને વહેમ કે ઢોંગોના આધાર પર ટકેલી ઇમારત, આજે નહિ તો કાલે, નહિ તો પાંચ હજાર વરસે કડડભૂસ થઈને તૂટી પડશે એ વિષે શંકા નથી. તો પછી આવી નિષ્ફળ સમાજવ્યવસ્થાનો આટલો બધો આડંબર શા માટે? આજની પદ્ધતિમાં લોકોને જો સુખ હોત, શાંતિ હોત, તો વાત જુદી હતી, પણ વસ્તુસ્થિતિ એવી છે કે બધે જ અસંતોષ પ્રસરેલો છે. પુરુષ સ્ત્રીઓના દોષ કાઢે છે, ત્યારે સ્ત્રીઓ પુરુષોના દોષ કાઢે છે. બ્રાહ્મણેતરો બ્રાહ્મણોને ગાળો દે છે, તો બ્રાહ્મણો બ્રાહ્મણેતરોની ઉપર નકામા શાપ વર્ષાવે છે. મૂડીવાદી લોકો મજૂરોને અનાડી, બેવકૂફ, બેફિકરા, બેઇમાન કહે છે, ત્યારે મજૂરો તેમને સ્વાર્થી, મગરૂર, નિર્દય, લુચ્ચા, ખુલ્લા ધાડપાડુ, મજૂરોને ચૂસી લેનારા વગેરે વિશેષણો લગાડે છે! અત્યારની સમાજ-વ્યવસ્થામાં પૈસા માટે પુત્રો પિતાનાં ખૂન કરતા જોવામાં આવે છે, સ્ત્રી પતિનું ખૂન કરે છે, એવું દૃશ્ય જોવાને મળે છે; ને નાનાં બાળકોનાં શરીર ઉપરથી ઘરેણાં કાઢી લેવાની ખાતર તેમનો નિર્દયતાથી જાન લેનારા ગુનેગારોય ઓછા છે? આ દ્રવ્યલોભને વિષે એક અજબ વાત ફ્રાન્સના ગુનેગાર વિશે કહેવાય છે. તે એક એક સ્ત્રી પુરુષને ગમે તે બહાને પોતાના ઓરડામાં લઈ જતો અને કોઈને ખબર ન પડે એવી રીતે તેમનાં ખૂન કરતો. એમાં હેતુ એટલો જ હતો કે તેમનાં શબ એક સંશોધક ડૉકટરને વેચી ડૉકટર પાસેથી તેના બદલામાં જે કાંઈ મળે તે લેવાય! આ રીતે તેણે સો ઉપર ખૂન કર્યાં એમ કહેવાય છે. આવા બનાવો જે સમાજવ્યવસ્થામાં થાય છે તેને વ્યવસ્થા કહેવી, કે વ્યવસ્થાની ક્રૂર મશ્કરી છે એમ કહેવું?

આપણા સમાજમાં ગરીબની પાસે અન્ન નથી, અને શ્રીમંત

લોકો અપચાથી માંદા પડે છે! સાઠસિત્તેર વરસની ઉંમર લગી પરસેવાના રેલા નીકળે ત્યાં સુધી સખત મજૂરીનાં કામ કર્યા પછી—સમાજની સેવા કર્યા પછી, ઘડપણમાં અન્ન વિના ને ઓસડવેસડ વિના મરી જવાનું કેટલાકનાં દૈવમાં હોય છે. ત્યારે કેટલાક ગર્ભશ્રીમાન લોકો કશું કામ ન હોવાને લીધે દુનિયાના પેલા છેડા લગી નકામાં ભ્રમણો કરતા હોય છે! આવી બાબતો એકબે નહિ, પણ લાખોકરોડો હોય છે. આવી સમાજરચનાને વ્યવસ્થા એ નામ જેને આપવું હોય, તે ખુશીથી આપે; પણ મને તો આ બધું અંધેર લાગે છે. ઈશ્વરે કરેલી આ રચના નથી; પણ આ બધી એક છોકરવાદી છે. મનને સંસ્કારી બનાવવાનું આ મંદિર નથી, પણ વહેમ, ઢોંગ અને નીચતા શીખવનારી આ શાળા છે. આજના સમાજના શબ્દકોશમાં 'ગરીબાઈ' એટલે પાપ; શ્રીમાન 'એટલે સર્વગુણસંપન્ન'; 'બળિયાના બે ભાગ' એ ન્યાય; સરકારની ભૂલો બેધડક રીતે બતાવવી એ રાજદ્રોહ; નિરપરાધી લાખો માણસોના ખુલ્લી રીતે જાન લેવા એટલે યુદ્ધ કરવું; લોકોને છેતરવા એટલે મુસદ્દીપણું ચલાવવું; ઢોંગ કરી બાહ્ય શિષ્ટાચાર પાળવા એટલે સભ્યતા; અને દેવ, સ્વર્ગ, શ્રુતિ, સ્મૃતિ વગેરે શબ્દો ઉચ્ચારી ટીલાંટપકાં કરવાં અને જેની ઉપર શ્રદ્ધા નથી, તેની ઉપર શ્રદ્ધા છે એમ કહેવું કે દર્શાવવું, એટલે ધાર્મિકતા! શબ્દકોશમાંના આવા અર્થો અમારા જેવાને અમાન્ય છે. અમને લાગે છે કે ખાનગી માલમિલકતની, ઢોંગી ધર્મશ્રદ્ધાની અને ઉપલક શિષ્ટાચારની ગાંડાઈનો એકવાર નાશ થશે, એટલે સમાજને સત્ય સમજાશે, અને સમાજ સત્યની ભાષા વાપરવાનું શરૂ કરશે. તે પછી જ ખરા વિચારવિનિમયનો, અન્યોન્ય સહાયનો અને સાત્ત્વિક આનંદોપભોગનો રસ્તો ખુલ્લો થશે."

સુનંદરાવનું આ ઉત્સાહપૂર્ણ ભાષણ વધારે બેચાર મિનિટ આગળ લંબાયું હોત; પણ બહાર કોઈ 'મિ. કાફ નામનો યુરોપિયન

ગૃહસ્થ સુશીલાબાઈને મળવા આવ્યો છે, અને તેણે પોતાના નામનું આ પત્તું મોકલાવ્યું છે,' એમ ઉષાએ આવીને કહેવાથી તે ભાષણ અને તે પછીનું સંભાષણ ત્યાં જ અટક્યાં અને સુશીલા મિસ્ટર કાફને મળવા બહાર ગઈ. 'ગુડ ઈવનિંગ' વગેરે થયા પછી તેને ઘરમાં આણી, તેનું અને ઘરમાં બેઠેલા મંડળનું ઓળખાણ કરાવ્યું. કાફનું નામ અને એના સ્વભાવ વગેરે વિષે બધાંને થોડીથોડી માહિતી હતી. કારણ સુશીલાએ તેમને તેને વિષે કેટલીય વાતો કરી હતી. એની સાથે પ્રત્યક્ષ પરિચય સાધવાની તક આજે મળી એટલું જ !

આ વાતનો વિધિ થયા પછી તે કાફસાથે ફરવા માટે અચલેશ્વરીની બાજુએ ગઈ. બળવંતરાવ અને સુનંદરાવ થોડા વખત પછી ફરવા તે જ દિશાએ ગયા. અચલેશ્વરીના ડુંગરને મથાળે જઈને સુશીલા અને કાફસાહેબ ક્યાં બેઠાં છે, તે જોવા માટે તેઓ આમતેમ નજર ફેરવે છે, તો તેમની દૃષ્ટિએ નીચેનું દૃશ્ય પડ્યું !

એ દૃશ્ય, એટલે કાફસાહેબે સુશીલાના બન્ને હાથ પોતાના હાથમાં લીધા હતા અને બન્ને તદ્દન નજીક અડોઅડ બેસીને અત્યંત નિકટતાથી અને પ્રેમથી વાતો કરી રહ્યાં હતાં, એ હતું. બળવંતરાવને, 'પોતાની આંખો પોતાને છેતરતી તો નથી ?' એવો વિચાર આવ્યો. 'સુજનતાની મૂર્તિ તરીકે જેને પોતે ઓળખી છે, તે સુશીલા આ જ ?' આ પ્રશ્ન તેમણે પોતાના મનને પૂછ્યો. આ પ્રશ્નપરંપરા આગળ ચાલી હોત, પણ સુશીલા તેના ખિસ્સા ઉપર હાથ મૂકી 'રહેવા દો, ના, ના,' કહેતી હતી, એટલામાં કાફે ખિસ્સામાથી પિસ્તોલ કાઢી અને તેને એકદમ પોતાની છાતીએ ધરી પોતાનો જાન લીધો !

'છે શું આ બધી બાબત !' સુનંદરાવ આગળ જઈને એકદમ પૂછવા લાગ્યા. સુશીલાએ જવાબ દીધો: "સ્વાર્થી, અન્યાયી મૂડીવાદે અને આજની સમાજવ્યવસ્થાએ લીધેલું એક નિર્દોષ બલિદાન ! 'આ અન્યાયી જગતથી હું ત્રાસી ગયો છું અને હું આપઘાત કરવાનો

શું,' એવો પત્ર કાફે મને હમણાં જ લખેલો. એવો અવિચાર ન કરવાનું મેંય તેને લખી જણાવેલું; પણ જગતની મૂર્ખાઈ અને લુચ્ચાઈથી અને ધર્મને નામે થતા અધર્મથી તે પૂરેપૂરો કંટાળી ગયો અને મનમાં ૯૮ નિશ્ચય કરી મને છેલ્લી વાર મળી લેવાને માટે અહીં તે ખાસ આવ્યો. મારી સાથે નિખાલસતાથી વાતો કરી, ને મેં એને ઘણો વાર્યો, તે છતાં તેણે આખરે આપઘાત કર્યો. જગતનાં 'વ્યવહાર' અને 'ધર્મ' આવાં બીજાં કેટલાં બલિદાન લેશે, કોણ જાણે!"

## [ ૩૬ ] કાફનો પત્ર

કાફે આપઘાત કર્યા પછી સુશીલાને કેટલું ખોટું લાગ્યું હશે તેની કલ્પના કરવીય ભારે છે. લોનાવલાના નિવાસ દરમિયાન તે બન્ને પ્રેમ અને નિકટતાથી કેટલીયે વાર હર્યાંફર્યાં અને બોલ્યાં હશે, કેટલાયે વિષયો વિષે કેટલીય વાર તેમણે ચર્ચાઓ કરી હશે, કેટલીય વાર સમાજસુધારો કરવાના નિશ્ચયો કર્યા હશે—ને શપથ પણ લીધા હશે. અને સાચું કહેવું હોય તો કાફે કેટલીય વાર તેની પાસે વિવાહયાચના કરી હતી અને કેટલીય વાર તેણે તે નકારી હતી! કાફનું સ્મરણ થાય એટલે હજીય તેની આંખમાં આંસુ આવે છે ને તે નિસાસો મૂકીને 'થવાનું હોય તે જ થાય છે; સમાજરચના જ બગડેલી છે, તેને કોઈ શું કરે?' એવો અર્થ પોતાની મુખમુદ્રાથી વ્યક્ત કરે છે.

કાફના મૃત્યુથી દિલગીર થવાનું બીજું એક આગંતુક કારણ એ હતું કે તેના મૃત્યુથી તેની અને તેના કુટુંબીઓની પાછળ પોલીસો તપાસ માટે પડ્યા હતા. બીજા દેશના પોલીસો કેવા છે તેની ખબર નથી, પણ આપણા દેશના પોલીસો રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવાને માટે જ નોકરી કરે છે, એ તેમની લીલાઓ જોયા પછી ઘણી વાર લાગે છે. બધા પોલીસ એવા નહિ હોય, પણ કેટલીક

વાર તો આવો અનુભવ થાય છે ખરો. બાકી, એમાં એમનો દોષ પણ શા માટે કાઢવો? સમાજે તેમને શિક્ષણ આપ્યું નથી, સારો સહવાસ આપ્યો નથી. પૈસા ખાનારા અને એ રીતે દુનિયામાં સફળ થયેલા લોકોનાં હજારો દૃષ્ટાંતો તેમની સામે છે; ભલભલા લોકોય 'દ્રવ્ય'પૂજા કરતા તેમના જોવામાં આવ્યા છે. 'પહેલાં પેટોબા ને પછી વિઠોબા' એ કહેવત સમાજમાં દૃઢ અને પ્રિય થઈ પડી છે. અને એકંદર સમાજના પાયામાં 'સ્વાર્થ એ જ માનવનો પ્રેરક હેતુ છે, દરેક જણુ સ્વાર્થ પાછળ જ પડયો છે,' એ પ્રકારનો વિચાર છે. 'ધર્મ' પણુ સાચી દયા કે સાચી ન્યાયપ્રિયતા દર્શાવતો નથી એવો હરઘડી અનુભવ થાય છે. આવા સમાજમાં પોલીસો છે તેથી વધારે ભૂંડા નથી, એ જ આપણા સદ્ભાગ્યની વાત છે!

પોલીસોની પીડા કરતાં તેના મનને વધારે દુઃખદાયક વસ્તુ એ થઈ પડી હતી કે બળવંતરાવને, ક઼ાફ તેની સાથે ખૂબ નિકટતાથી વર્ત્યો હતો, તેથી શંકા આવેલી હતી અને પરિણામે તેની સાથેની વર્તણૂક જતે દિવસે વધારે ને વધારે ક્રૂરતાપૂર્ણ અને તટસ્થતા દર્શાવનારી થવા માંડી હતી. પણુ આ વાતનો વિચાર કરતાં પહેલાં જે પત્રને લીધે પોલીસોની પીડા દૂર થઈ તે કાફે લખેલો અને તેના ખિસ્સામાં મળી આવેલો પત્ર ભાષાંતરરૂપે આપીને પછી બળવંતરાવ અને સુશીલાની મનઃસ્થિતિ તરફ વળીશું:

## કાફના પત્રનું ભાષાંતર

"મારા મૃત્યુ વિષે સાચી હકીકત જાણુવાની જેમની ઇચ્છા હશે તેમને હું નીચે સહી કરનાર કાફ એમ જણાવું છું કે હું બે–ચાર દિવસમાં આત્મહત્યા કરવાનો છું. આત્મહત્યા કરતાં પહેલાં સોનગામ જઈ ત્યાં સુશીલા નામની એક સદાચારી સન્નારીને છેલ્લી વાર મળી લેવાની પ્રબળ ઇચ્છા હોવાથી હું ત્યાં જવાનો છું અને

ઘણુંખરું ત્યાં જ મારા જીવનનો અંત આણવાનો છું, એટલે આ બાબતમાં તેમને કોઈ ન પજવે.

આત્મહત્યા કરવાનાં કારણો આ પ્રમાણે છેઃ આ જગતના અન્યાયથી હું કંટાળી ગયો છું. એ અન્યાયના મૂળમાં સ્વાર્થ છે. સ્વાર્થ અનિષ્ટકર છે, એનું એક કારણ એ છે કે એના મૂળમાં 'ખાનગી મિલકત' રહેલી છે. 'સ્વ'નો અર્થ સંકુચિત કરીએ છીએ એ બીજું કારણ છે, અને 'અર્થ' શબ્દનો પણ ઊલટો અર્થ કરીએ છીએ એ ત્રીજું કારણ છે. ખાનગી મિલકતની આજ લગી આવશ્યકતા હશે—હતી જ. પણ હવે દિનપ્રતિદિન એ આવશ્યકતા ઘટયે જવાની. 'સ્વ'નો અર્થ વિશાળ કરીએ તો સમગ્ર જગત સ્વકીય લાગે. અને વિશ્વને પોતાનું કુટુંબ માન્યા પછી 'સ્વાર્થ' અનિષ્ટ નહિ બને. સ્વાર્થ અનર્થકર બને છે તેનું એક કારણ 'સ્વ'નો અર્થ મર્યાદિત કરવો એ છે. એ કારણ ઉપર કહ્યા મુજબ દૂર થાય તો અને 'અર્થ'નો 'પૈસો' 'મિલકત' એવો જે મર્યાદિત અને ભૂલ-ભરેલો અર્થ કરે છે તે ફેરવીને, જેને લીધે મનને સાચો અને સાત્ત્વિક આનંદ થાય કે થશે, જે મનને પ્રસન્નતા આપશે, જે અંતરાત્માને શાંતિ દેશે, તે જ મારો 'અર્થ', એવો અર્થ જો રૂઢ થાય, તો સ્વાર્થમાં અનિષ્ટ તત્ત્વો વિશેષ નહિ રહે.

પણ લોકોને આ સિદ્ધાંત જલદીથી ગળે ઉતારી શકાય એવી મને આશા નથી. છેવટે તો એ બનશે, પણ મારી હયાતીમાં નહિ બને. મારો સ્વભાવ ઉતાવળિયો, ભાવનાપ્રધાન છે એ મારો દોષ છે, એ હું જાણું છું; પણ સ્વભાવની દવા નથી હોતી, એ વાત ખરી છે. સમાજની વિશ્વકુટુંબી વ્યવસ્થાની દિશાએ વ્યવસ્થા કરવાની છે. એ વિચાર મનને એક રીતે આનંદકારક હોય, અને એ દિશાએ પ્રયત્ન કરીને એ સુધારાના કાર્યને બની શકે એટલો ટેકો આપવો એ મારું કર્તવ્ય છે, એ જોકે હું માનું છું, તોપણ મેં પોતાને માટે

અનુભવેલા અને જગતમાં બધે દેખાતા અન્યાયો તરફ જોઈને મારા મનમાં પરસ્પર વિરુદ્ધ તીવ્ર ભાવનાઓ ઉછાળા મારે છે. રોષથી એ અગ્નિ મસ્તકે પહોંચી જાય છે. પણ તરત જ હાથપગ નિરાશાથી ઠંડા પડી જાય છે. એક વાર સમાજ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય છે, તો બીજી વાર તેની મૂર્ખતા ઉપર હસવાનું મન થાય છે. એક વાર અન્યાયનો પ્રતિકાર કરવા માટે અતિશય અદમ્ય અને કલ્પી ન શકાય એવો ઉત્સાહ શરીરમાં સંચરે છે, તો કોકવાર નિરાશાની ભયાનક ગુફામાં મૂંઝાઈ જાઉં છું! સદસદ્વિવેક મને તારતમ્ય અને આત્મસંયમનો ઉપદેશ આપે છે, પણ એના શબ્દો ભાવનાના ઘોંઘાટમાં સંભળાતા નથી. આ બધું હું સમજું છું, પણ એકંદર રીતે જીવવામાં કશો સાર રહ્યો નથી એવા નિર્ણય ઉપર હું આવ્યો છું.

સુશીલાને હું અતિશય ચાહતો હતો. તે ને હું જો વિવાહબદ્ધ થઈ શક્યાં હોત, તો જગતનાં વિષમતા અને અન્યાય ઉખેડી નાખવા માટે અમે બન્નેએ તન તોડીને પ્રયત્નો કર્યા હોત. એને માટે પ્રાણ પાથર્યા હોત, કશાનીય પરવા કરી ન હોત. પણ અમારી જુદી ચામડી ને અમારા ભિન્ન ધર્મો અમારા વિવાહની આડે આવ્યાં! તે ઉપરાંત તે મારા કરતાં બીજા કોઈને વધારે ચાહે છે, એમ દેખાય છે. (બીજી દરેક વાતમાં તે મારી સાથે ખુલ્લે દિલે વાતો કરતી; પણ આ એક વાતમાં માત્ર તેના બોલવામાં એક જાતનો સંકોચ દેખાતો. તેથી હું કશું નિશ્ચિત રીતે કહી શકતો નથી.) ગમે તેમ હોય, તોપણ મારા નસીબમાં તેની સાથે વિવાહ કરવાનું સુખ નથી, તેની સાથે સહકાર કરવાનું સદ્‌ભાગ્ય મારે ભાગ નથી. કારણ સમાજના કૃત્રિમ ભેદોથી એ પણ લગભગ અશક્ય બની ચૂક્યું છે. મારો આત્મહત્યાનો આ નિર્ણય આ પ્રણયભંગ અને તેમાંથી ઉત્પન્ન થયેલી નિરાશામાંથી ઉત્પન્ન થયો હશે, અને પહેલાં આપેલી કારણ-મીમાંસા ભૂલભરેલી હશે; કદાચ બન્ને મીમાંસા સાચી હશે; બન્ને

પ્રકારની નિરાશાઓને લીધે મારો નિશ્ચય થયો હશે; ગમે તેમ હોય તોય આ નિશ્ચય ફરવાનો નથી.

જન્મ્યા પછી કમનસીબને લીધે આવી પડેલી અનેક કમનસીબી મેં સહી છે. પણ સુશીલાના સહવાસનો લાભ કેટલાંક વર્ષ લગી મળ્યો, એ મારે માટે સંતોષની બીના છે. તેનો નિખાલસ, નિષ્કપટી સ્વભાવ, તેનો આત્મસંયમ, તેની ધ્યેયનિષ્ઠા વગેરે ગુણોની મારા ઉપર ખૂબ અસર થઈ છે. તેણે મને ખૂબ સુધાર્યો છે. મારી પાશવી વૃત્તિને તેણે સંયમમાં આણી અને તે વૃત્તિને સારે રસ્તે વાળી એ તેનો મારી ઉપર મોટો ઉપકાર છે. આત્મહત્યામાંથી મને પાછો વાળવા માટે તેણે ખૂબ પ્રયત્ન કર્યો છે. પણ આ બાબતમાં હું તેને સફળતા મળવા દેવાનો નથી. કારણ જે જગતમાં ખરી નીતિ નથી, ખરો ધર્મ નથી, ખરો ન્યાય નથી, તે વિષમ નિર્દય જગતમાં જીવવાને બદલે આત્મહત્યા કરી એ અનર્થકારક સ્થિતિ તરફ લોકોનું ધ્યાન ખેંચવું એ ઘેલછા મને વળગી છે. એ સાચે જ ‘ઘેલછા’ હશે. પણ તેમ હોય તોય મને તેની પરવા નથી, અને ન હોય તો મને તેનો વિશેષ આનંદ નથી.

મારે માટે સુશીલા ખૂબ દુઃખી થશે. તેને દુઃખી કરવાને માટે તેની ક્ષમા યાચીને, અને તે જેને ચાહતી હોય તેની સાથે તેનાં લગ્ન થઈ ને તેના સહકારથી તેણે પોતે શરૂ કરેલા વિશ્વકુટુંબી સંઘનું કાર્ય દિનપ્રતિદિન પ્રગતિને પંથે ચઢો, એટલી જ ઈશ્વર પાસે માગણી કરીને ( હું ઈશ્વરને હવે માનતો નથી, પણ પડેલી ટેવથી જે ભાષા કલમમાંથી ઊતરી છે તે હવે બદલતો નથી. ) અને વધારે વિસ્તાર કરવાને બદલે સુશીલાને ફરીથી એકવાર યાદ કરીને આ પત્ર પૂરો કરું છું.

જોસેફ કાફ.”

## [ ૩૭ ] આરોપીએ કરેલો ગુનો કરીને ન્યાયાધીશ આરોપીને દોષમુક્ત કરે છે

સુશીલા કાફ સાથે એકાંતમાં બેઠી, ત્યાં તેને અડીને બેઠી, ને તેમાંય પોતાના હાથ તેના હાથમાં જવા દીધા, એ દૃશ્ય બળવંતરાવ અને સુનંદરાવને વિચિત્ર લાગ્યું, એ સ્વાભાવિક છે. સુનંદરાવ ક્ષણ માત્ર આશ્ચર્યચકિત થયો, પણ ગુસ્સે થયો નહિ. કારણ કે તેને કાફ અને સુશીલા વચ્ચે કેવો સંબંધ હતો, તેની સુશીલાદ્વારા જ થોડીઘણી માહિતી મળેલી હતી, અને સુશીલા કદીય ખોટે રસ્તે જશે નહિ, એવી તેને ખાતરી હતી. યુરોપિયન છોકરાછોકરીની 'સહશિક્ષણ શાળામાં' એ બન્ને વચ્ચે આપણી આંખને અપરિચિત એવી નિકટતા હોય છે, અને કાફ અને સુશીલા વચ્ચે તો તે સ્વાભાવિક રીતે હોય જ એ તે જાણતો હતો. તેથી તેના મનમાં વિપરીત વિચાર કે ભાવના ઉત્પન્ન થયાં નહિ. પણ બળવંતરાવ ગમે તેટલા સમતોલ બુદ્ધિવાળા હોય, તોપણ સુશીલાને વિષે તેની દૃષ્ટિ સુનંદરાવથી કાંઈક ભિન્ન હતી. અને તે સુશીલાની કાફ પ્રત્યેની નિકટતાને તદ્દન પૂરી નિર્વિકાર દૃષ્ટિથી કેટલોક વખત—કેટલાક દિવસ લગી જોઈ શકતા ન હતા. તેમણે તેને મોઢે કશું કહ્યું નહિ. પણ તેની સાથેનું તેમનું વર્તન પહેલાંના જેવું નિખાલસ

રહી શકયું નહિ. મનમાં આવેલો વિચાર છુપાવવાની ઇચ્છા હોય, તોય છુપાવી શકાતો નથી. પ્રેમી માણસને તો સહેજે સમજાઈ જાય છે. પણ આ વિચાર છુપાવવાનો જ્યાં વિશેષ પ્રયત્ન જ ન હતો, ત્યાં તે કેવી રીતે છૂપો રહે? અને સુશીલા જેવી સૂક્ષ્મ દૃષ્ટિવાળી ચિરપરિચિત, પ્રેમાતુર ન હોય તોપણ પ્રેમલાલસ યુવતી પાસેથી કેવી રીતે છૂપો રહે? તેમાં વળી સુનંદરાવ જેવો અહીંની વાત ત્યાં, અને ત્યાંની વાત અહીં—સદ્‌બુદ્ધિથી ભલે હોય તોય, કહી આવનારો અને બન્નેનાં હૃદયની વાતો જાણનારો મધ્યસ્થ મળ્યા પછી એક-બીજાનાં મન એકબીજાને વિષે કેવાંક છે, તે જણાયા વિના કેવી રીતે રહે? બન્નેનાં મનમાં એકબીજા વિષે સાચાં આદર અને પ્રેમ હોવા છતાં ગેરસમજને લીધે તેમની વચ્ચે જે એક અનિષ્ટ સંકોચ, અથવા દૂરતા કે પડદો ઉત્પન્ન થયાં હતાં, તે દૂર કરવા માટે, તેણે દરેક જણની સાથે સ્વતંત્ર રીતે ચર્ચા કરી, પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. અને આ પૂર્વતૈયારી પછી તે બન્નેને તેણે, એ જ વિષય વિષે ચર્ચા કરવા માટે સ્પષ્ટ રીતે સૂચવીને, એક દિવસે ભેગાં આણ્યાં અને પોતે મધ્યસ્થ અથવા પ્રમુખ તરીકે બન્નેની ચર્ચાને યોગ્ય દિશાએ વાળી; અને માનસિક ઘર્ષણથી ઉત્પન્ન થયેલી ઉષ્ણતાનો પારો ઊંચે ચઢવા દીધો નહિ. છતાં ઉચ્ચારવા ન જોઈએ એવા કેટલાક શબ્દો એ બન્ને જણાંએ ઉચ્ચાર્યા પણ ખરા! પણ લેખક પોતાના વિચારો દર્શાવે એને બદલે તે તે વ્યક્તિઓને જ બોલવા દે એ સારો રસ્તો છે, એમ માનીને તેમની ચર્ચા શબ્દશઃ આપવાનો તે આરંભ કરે, એ સારું.

"તેમાં ખરી વાત એવી છે," સુશીલા ચર્ચાના મુખ્ય મુદ્દા ઉપર આવી ત્યારે શાંત રીતે છતાં નિશ્ચયાત્મક અને કાંઈક નિરાશાપૂર્ણ સ્વરે બોલી: "એમાં ખરી વાત એવી છે કે તમને પુરુષોને સ્ત્રી એટલે ખાનગી મિલકત છે, એમ લાગે છે. સ્ત્રીને સ્વતંત્ર જીવન

છે, અસ્તિત્વ છે, અને ગમતીઅણગમતી વાતો હોય છે, એનો તમને ખ્યાલ જ નથી આવતો. પરણ્યા પછી તેણે એકાદ જડ વસ્તુની જેમ—ઢીંગલીની જેમ વર્તવું જોઈએ. પતિની પરવાનગી સિવાય તેનાથી ત્યાંથી અહીં પણ ખસી શકાય નહિ. પરણ્યા પછી જાણે તે મરી જ ન ગઈ હોય! એકાદ વીંટીની જેમ, ઘડિયાળની સાંકળીની જેમ, ગમે ત્યારે ગમે તે રીતે તેને હાથમાં લઈને જાણે વાપરી અને રમાડી શકાય, એવી તે વસ્તુ નહિ હોય! સ્ત્રી એટલે જુવાનોનું એક રમકડું! તેને પોતાની હોંશ ન હોય, અભિરુચિ ન હોય, હક્ક ન હોય, કશુંય ન હોય? તેને પોતાની જાત ઉપર માલિકી નથી હોતી, તો બીજા ઉપર એની માલિકી ક્યાંથી હોય? તેનો દેહ પતિની માલિકીનો થાય એટલું જ બસ નથી, પણ તેનું મન પણ તેની માલિકીનું થવું જોઈએ! દેહ ઉપર, મન ઉપર બધી સત્તા તેની, મતા તેની,......"

"અને લત્તા પણ તેની જ!" સુનંદરાવે ચઢતા પારાને નીચે ઉતારવાના હેતુથી હસીને કહ્યું.

"તમે ભલે વિનોદ કરો, પણ વસ્તુસ્થિતિ તો હું કહું છું તેવી જ છે. નીચ કે સામાન્ય પુરુષોની જ વૃત્તિ એવી હોત તો મને તે લાગી આવત નહિ, પણ લાગી આવે છે ને તેથી નિરાશ થઈ કાંઈક ગુસ્સે થઈ જવાય છે, તે આ વાતથી કે સારાસારા લોકો જેમને બીજી બાબતમાં આપણે સાચી રીતે ઉદાર અને ઉદાત્ત કહીએ, જેમને માટે ગમે તેને ગમે ત્યારે આદરભાવ જ ઉત્પન્ન થાય, તેમની પણ સ્ત્રીઓને વિષે આવી જ વૃત્તિ! નામ દેવું હોય, તો (બળવંતરાવ તરફ આંગળી બતાવી) આ મૂર્તિ જુઓ. બીજી બાબતોમાં એમની વૃત્તિ કેવી હોય છે, અને જે પોતાની પત્ની થાય એવી એમની ઇચ્છા છે, તે પત્ની થતાં પહેલાં—પત્ની થવાનું કબૂલ કરે તે પહેલાંય—તેને વિષેની આમની વૃત્તિ કેવી છે તે જુઓ: તે બીજા સાથે એકાંતમાં બેસી ન શકે, (આમની સાથે માત્ર

બેસી શકે!) બીજા સાથે તે ગુપ્ત વાતો કરી ન શકે, (આમની ગુપ્ત વાતો માત્ર સાંભળ્યાં કરે!) બીજા સાથે નિકટતાભર્યો સહવાસ ન કરી શકે. (આમને માત્ર એવો સહવાસ કરવાની છૂટ આપે, તો ગમશે એમ લાગે છે. બીજી બાબતોનો અનુભવ છે, માત્ર આ બાબતનો અનુભવ નથી.) હું એમ પૂછું છું કે મને કાંઈ સ્વતંત્ર અસ્તિત્વ જેવું છે કે નહિ? એમને હું ચાહતી હોઉં, એટલે તેમની હું દાસી બની ગઈ કે શું?"

"ભલતા પાટા ઉપર આ વાતને ચઢાવી દઈશ નહિ," સુનંદરાવ બોલ્યાઃ "બાળુને જે વાતને માટે ખોટું લાગ્યું છે, અને જે ગુસ્સો આવ્યો છે, તે એટલા માટે કે તારા જેવી સ્ત્રી એકાંતમાં આવી રીતે અડોઅડ બેઠી. તારાં લગ્ન બીજા કોઈ સાથે નક્કી થયાં હોત કે થઈ ગયાં હોત તોય તેને અત્યાર જેટલું જ ખોટું લાગ્યું હોત, અને હમણાં આવ્યો તેટલો જ ગુસ્સો આવ્યો હોત. કોઈ પણ સ્ત્રી પરપુરુષ સાથે આટલો બધો નિકટ સંબંધ ન રાખે એમ તેં માને છે, અને તારા જેવી સ્ત્રીઓ જ આવી રીતે વર્તશે, તો સુજનતાની અપેક્ષા જ ક્યાંય નહિ રાખી શકાય એવું એનું કહેવું છે."

"એ બધો વેદાન્ત હું જાણું છું," સુશીલા વિચાર કર્યા વિના બોલીઃ "એ બધી કહેવાની વાતો છે. મનમાંના ભાવ જુદા હોય છે."

"આવી જ બોલવાની રીત સ્વીકારવી હોય તો—" સુનંદરાવ બોલ્યોઃ "તો આ ચર્ચા આપણે અહીં જ પૂરી કરીએ."

"મને લાગે છે અહીં જ વાત પૂરી કરીએ. કાંઈ નહિ તો આજે થઈ એટલી ચર્ચા બસ છે," બળવંતરાવ બોલ્યા.

"હું તમારી સામે ભલતા હેતુનો આરોપ કરતી નથી. જાણી જોઈને તમે એવું કહો છો કે કરો છો એમ હું કહેતી નથી," સુશીલા કાંઈક નરમ થઈ ધીમે અવાજે બોલીઃ "કેટલાય હેતુ ગૂઢ,

ગુપ્ત અને સુપ્ત હોય છે. એવું તમે જ હમેશાં માનો છો ખરા ને? મારા કહેવાનો ભાવાર્થ એવો જ હતો. મેં શબ્દો વધારે કડક વાપર્યા હશે, એ મારી ભૂલ છે. ભૂલ છે એમ કહ્યા પછી માફી માગું છું. એય સાથે આવી જ ગયું!"

"માફી માગવાનો કે માફી આપવાનો આજનો પ્રશ્ન નથી," સુનંદરાવ બોલ્યા: "આપણો મુખ્ય પ્રશ્ન તારા પાછલા વર્તનને લગતો છે; આજના બોલવાને લગતો નથી. તારું તે દિવસનું વર્તન નીતિશાસ્ત્રની દૃષ્ટિથી સારું હતું કે નહિ એ પ્રશ્ન છે. અથવા ગેરસમજ થવાનો સંભવ તદ્દન શૂન્યાંશ લગી રહે, એટલા માટે હું એમ કહું છું કે આજનો પ્રશ્ન તારે વિષે નથી, અને તે ખરું જોતાં એ તારે વિષે છે પણ નહિ. કોઈ એક ઈ નામની સ્ત્રી 'અ' નામના પુરુષ સાથે તારા જેવું વર્તન કરે, તો તે સારું કહેવાશે કે કેમ એવો સવાલ છે. આની સામે તારે શું કહેવું છે?"

"મારો સીધો જવાબ એ છે કે તે 'ઈ' મારા જેવા સંજોગોમાં મારી જેમ વર્તી હોય તો તેમાં કશું ખોટું કહેવાય નહિ. હું કાફની તદ્દન પાસે બેઠી હતી, અમારા હાથ એકબીજાના હાથમાં હતા, પણ એ ઉપરાંત હૃદયની વાત દિલ ખોલીને અમે કરી તે સિવાય અમારી વચ્ચે બીજો કશો વહેવાર થયો નથી. મારો શાળાસોબતી પ્રાણત્યાગ કરવા નીકળ્યો હોય છતાં તેને પરાવૃત્ત કરવાનો મારે પ્રયત્ન ન કરવો? એ દિલની અંદરની વાતો નિખાલસ રીતે કહેવા આવ્યો હોય, તે છતાં મારે બાહ્યોપચારની જ વાતો કરવી? જે મને ચહાય છે, તેને તે જ રીતે હું ન ચાહી શકું, તેથી તેની સાથે પ્રેમથી અને નિકટતાથી વાતોય હું ન કરી શકું?"

"પ્રેમથી વાતો કરવા સામે વાંધો નથી. વિશેષ અડીને બેસવાની જરૂર શી?" સુનંદરાવ બોલ્યા.

"એમાં શો વાંધો છે?" સુશીલાએ સવાલ પૂછ્યો: "હાથને હાથ અડે એમાં પાપ થતું નથી. મને તો એમાં કશું પાપ દેખાતું નથી. હવે તમે આની સામે શું કહેશો તે હું જાણું છું. સુનંદરાવ! તમારું આ સ્મિત અને તમારી એ લુચ્ચી આંખો મને સ્પષ્ટ રીતે કહે છે કે હાથને હાથ અડે એમાં કશું ખોટું ન હોય, તો ગાલને હાથ અડે, અથવા હોઠને અડે એમાં શી હરકત છે? તમે આ સવાલ મને પૂછશો. પણ મોળો જવાબ આપવાથી સવાલનો નિકાલ નથી આવવાનો એમ જાણીને હું પૂરી સ્પષ્ટતાથી કહું છું કે વિવાહસંસ્થા રાજસંસ્થાની જેમ પોતાનાં અભ્યુદય અને નિઃશ્રેયસને માટે માનવજાતિએ શરૂ કરેલી છે. રાજસંસ્થા જેમ ઈશ્વરદત્ત નથી, તેમ વિવાહસંસ્થાય નથી. રાજાના અધિકાર નિયંત્રિત કરી અથવા રાજાને નામશેષ કરી તમે જેમ પોતાના અભ્યુદય અને નિઃશ્રેયસને માટે એ સંસ્થાને અનુકૂળ બનાવી દો છો, તેમ વિવાહસંસ્થામાંય યોગ્ય ફેરફાર કરવામાં કશી હરકત નથી. તે ઈશ્વરદત્ત નથી, એટલે દિવ્ય નથી. એ કેવળ માનવકૃત, પૂર્ણાંશે માનવી છે. તેની પવિત્રતા એમાં જ છે કે માનવજાતિનાં અભ્યુદય અને નિઃશ્રેયસને માટે એ કારણરૂપ હતી, છે અને રહેશે. પણ કાલમાનને અનુસરીને યુગધર્મને છાજે એવા ફેરફાર તેમાં થાય તો કશું ખોટું નથી, એટલું જ નહિ, પણ તેવા ફેરફાર થાય એ ઇષ્ટ અને આવશ્યક છે. નહિ તો મૂળ હેતુ બાજુએ રહી તે સંસ્થા અધર્મ્ય બની જશે; તે અધર્મના કારણરૂપ બનશે. વિવાહની ગાંઠ સ્વર્ગમાં ઈશ્વર બાંધે છે, એ ખ્યાલ ભૂલભરેલો છે. તેવી જ રીતે એકવાર બાંધેલી ગાંઠ છૂટી જ ન શકે એ ખ્યાલ પણ ખોટો છે. રાજા વિષ્ણુનો અંશ એટલે તે કહે તેમ જ થાય, એ ખ્યાલો જેમ આપણે છોડી દીધા, તેમ વિવાહવિષયક ખ્યાલો પણ આપણે છોડી દેવા પડશે સ્ત્રીપુરુષોનાં ઐહિક અને પારલૌકિક કલ્યાણને માટે વિવાહ છે. વિવાહસંસ્થાને ચરણે સ્ત્રીપુરુષોનાં ઉન્નતિ અને કલ્યાણનાં બલિદાન દેવાનાં છે, એટલા માટે વિવાહસંસ્થા નથી. સ્ત્રીપુરુષો એકત્ર શાંતિ અને સંતોષથી રહી શકે, એકબીજાને

મદદ કરી શકે અને બાળકો થાય તો તેમનાં રક્ષણ, સંવર્ધન અને શિક્ષણ કરી શકે એટલા માટે વિવાહ થવો જોઈએ. તેમ એક સ્ત્રી માટે અનેક પુરુષો વચ્ચે કલહ ઉત્પન્ન ન થાય, એટલા માટે વિવાહ-વ્યવસ્થા કરેલી છે. અને તેમાંય બાળકોના હિતને માટે વિવાહસંસ્થા છે. પુરુષોમાં અસૂયા ન હોત, અને બાળકો થતાં ન હોત, તો કદાચ વિવાહસંસ્થાની ઉત્પત્તિ જ થઈ ન હોત! છોકરાં થતાં ન હોત તો તમારાં ઈ અને અ એકાંતમાં બેસી વાતો કર્યા કરત તો ચાલત; કોઈ એ વાંધો કાઢ્યો ન હોત. વધારે શું, બોલવાચાલવાની આગળ જઈને તમે સૂચવો છો તેવું કશું કર્યું હોત તોય કશું ખોટું થાત નહિ અથવા માનત નહિ. અને તે પણ જો અ અને ઈને એવા નિકટ સહવાસની પછી એકાદ ઉ થવાનો સંભવ ન હોત તો જ! ઈ અને અનો અત્યંત નિકટ સહવાસ એકાદ ઉને જન્મ આપવાના કારણરૂપ બને છે, અથવા બનવાનો સંભવ હોય છે, અને એ ઉનું પાલનપોષણ કોણ કરે? આ અને એવા બીજા પ્રશ્નો ઉપસ્થિત થતા હોવાથી જ આ નિકટ સહવાસ ખરાબ છે. ને એટલા માટે એવો નિકટ સહવાસ ન થાય એટલી દરકાર માણસે રાખવી જોઈએ, એટલું જ નહિ પણ એ પ્રકારનો મોહ થાય એવી પરિસ્થિતિય તેણે ટાળવી જોઈએ."

"અમારું પણ એ જ કહેવું છે," બળવંતરાવ બોલ્યા: "સ્ત્રીએ પુરુષ સાથે એકાંતમાં નિકટ પરિચય ન કરવો એનું કારણ એ જ કે એવા સંજોગોમાં મોહ થાય એ સ્વાભાવિક હોય છે. બધાં અ અને ઈ એવા સંજોગોમાં પાપાચરણ કરે છે, એમ નથી; સામાન્ય રીતે કરે છે એમ પણ નથી; પણ એવા અ અને ઈના અપવાદ છોડી દઈએ તો સામાન્ય અ અને ઈ ને મોહ થવાનો સંભવ હોય છે. એ હજારો વરસના અનુભવો સમાજે સમજી લઈને સ્ત્રીપુરુષોના વ્યવહારને અંગે કેટલાક દૂરદષ્ટિવાળા અને ધૂર્તતાયુક્ત પ્રતિબંધો નાખ્યા છે. આ બધી વાતનો સાર એ છે કે મોહ ઉત્પન્ન થાય એવા સંજોગો

અથવા મોહાનુકૂળ પરિસ્થિતિ બને ત્યાં લગી ઉત્પન્ન થવા દેવી નહિ. હવે એમાંય અસામાન્ય આત્મસંયમવાળી કેટલીક અપવાદરૂપ વ્યક્તિઓને આ પ્રતિબંધો હેરાન કરે એવા લાગે એ વાત કબૂલ છે; પણ સમાજ અપવાદના કરતાં નિયમો તરફ વધારે જુએ છે અને અનુભવે સામાન્ય નિયમ એવો નક્કી થયો છે કે સામાન્ય માણસે સામાન્ય રીતે મોહકારક સંજોગોથી દૂર રહેવું, અને તે દૂર ન રહે તો સમાજે તેની ઉપર ટીકા કરીને કે મશ્કરી કરીને કે બીજે કોઈ રસ્તે તેને રસ્તા ઉપર આણવાનો પ્રયત્ન કરવો."

"સામાન્ય રીતે આ યોજના ઠીક છે," સુનંદરાવ સુશીલાનો પક્ષ લઈ બોલ્યો: "પણ દરેક નિયમને અપવાદ તો હોય જ ને? માણસને માટે નિયમો છે, નિયમોને માટે માણસો નથી, એ વાત સમાજ પણ ધ્યાનમાં રાખે જ."

"સમાજ કદાચ એ ધ્યાનમાં ન રાખે, ને તેણે એ વાત ધ્યાનમાં ન લેવી એમ હું પણ એકવાર કહું છું," સુશીલા બોલી: "પણ વિચાર કરનારા ને પોતે વિચાર કરનારા છે એમ કહેવડાવનારા લોકો તો એ વાત અવશ્ય ધ્યાનમાં રાખે જ."

"અપવાદ માનવા હું તૈયાર છું," બળવંતરાવ બોલ્યા: "પણ એકવાર અપવાદની પગથી મૂકશો તો એ જ પગથી વખત વીત્યે ઘસાયેલ પગરસ્તામાં ફેરવાઈ જશે અને થોડો વધારે વખત વીત્યા પછી એ હકનો સર્વસામાન્ય રાજમાર્ગ બની જશે! તેથી આવી બાબતમાં અપવાદ કરવા કે કેમ એ સવાલ જ છે. કેટલીક બાબતો એવી નાજુક છે કે તેમને માટે માણસે ન્યાયનિષ્ઠુર જ બનવું જોઈએ."

"ન્યાયનિષ્ઠુર ભલે બનો પણ અન્યાયનિષ્ઠુર ન બનશો, એટલું જ અમારું કહેવું છે," સુશીલા બોલી: "યોગ્ય વખતે યોગ્ય અપવાદ ન માનવા એય એક અન્યાય જ છે. નિયમ માનવા એ જેમ ન્યાયપ્રાપ્ત છે, તેમ યોગ્ય અપવાદ માનવા એય ન્યાયપ્રાપ્ત નથી શું?"

"કયો અપવાદ યોગ્ય અને કયો અયોગ્ય એ વિષય ઉપર જ ઝઘડો ઊભો થશે; અને એ ઝઘડાનો નિકાલ આણ્યા પછી 'યોગ્ય' ગણાયેલા અપવાદો માન્ય રાખવા ક્યારેય યોગ્ય જ મનાશે," સુનંદરાવ બોલ્યાઃ "ચર્ચાનો પારો ચઢવાની વિકૃતિ અટકી છે અને તે હવે ઊતરતો ઊતરતો કૃતિ ઉપર આવેલો છે. (એટલે 'નૉર્મલ' ઉપર આવ્યો છે, એનો મેં આમ તરજુમો કર્યો છે.) તેથી 'સામાન્યવાચક' સ્ત્રીપુરુષ એ શબ્દયોજના મૂકી દઈને અને બઈની ગણિતની ભાષા મૂકી દઈને હવે સુશીલા અને કાફને વિષે બોલવામાં કશો વાંધો નથી. તેથી, બાળુ, હું તને એમ સ્પષ્ટ રીતે પૂછું છું કે સુશીલાએ પાપાચરણ પહેલાં કર્યું છે, અથવા તે કહે છે તેમ તેનીય આગળ તેનું વર્તન ગયું છે, એમ તને લાગે છે?"

"ના, એમ નથી લાગતું," બાળુ બોલ્યોઃ "તેને વિષે મનમાં કોકકોક વાર કુશંકા આવે છે, એ હું કબૂલ કરું છું. અને તેને વિષેની રીસ કાંઈક કુશંકામૂલક અને કાંઈક અસૂયામૂલક છે, એય વસ્તુ હું હવે કબૂલ કરું છું. પણ એવા ભલતા ખ્યાલોને મેં મનમાં વધારે વાર સ્થાન આપ્યું નથી, એય મારે કહી દેવું જોઈએ."

"અરે, પારો નૉર્મલ ઉપર આવ્યો છે એટલું જ નહિ, પણ નૉર્મલનીય નીચે જવા લાગ્યો છે!" સુનંદરાવ હસતો હસતો બોલ્યોઃ "હવે તો માત્રા આપવી પડશે."

"હુંય કબૂલ કરું છું કે તે વખતનું મારું વર્તન થોડું તો ભૂલભરેલું જ હતું," સુશીલા બોલીઃ "પણ મહેચ્છાઓની સિદ્ધિ માટે નિરાશ થઈ પ્રાણત્યાગ કરવા નીકળેલા કાફ જેવા સીધા, સાદા, નિષ્પાપ માણસને અને લોનાવલાની મિશ્રશાળામાં ખૂબ નિકટ પરિચયમાં આવેલા શાળામિત્રને તેણે સાત્ત્વિક ભાવથી પોતાના હાથમાં મારો હાથ લીધો, તેથી ધૂતકારી કાઢવો એ મારે માટે તે સ્થિતિમાં લગભગ અશક્ય હતું. તેનાં

સંબંધીઓએ એને કેવો ફસાવ્યો છે, એના પાલકોએ એને કેવો ભિખારી બનાવ્યો છે, અને બીજે ઠેકાણે તેને એથીય વધારે કડવા અનુભવો કેવા કેવા થયા છે, એ બધું જો તમે જાણતા હોત, તો તમનેય તેને માટે મારા જેવી જ સહાનુભૂતિ ઉત્પન્ન થાત અને તમારું મન પણ મૃદુ બનત. તેની બૌદ્ધિક અને નૈતિક આકાંક્ષાઓને તમે કેવી રીતે જાણો? અમે એકબીજાએ ભેગાં બેસીને આ જગતને કેવા શાપ આપ્યા છે, અને એ જગતને સુધારવાની કેટલી યોજનાઓ ને કેવા નિશ્ચયો કર્યા છે, તે બધું તમે ક્યાંથી જાણો? પરમ દિવસના કરતાં વધારે મોહ ઉત્પન્ન કરે એવા સંજોગોમાંય જાતને સાચવી પવિત્રતા કેવી રીતે રક્ષી શકી છું, એની તમને ક્યાંથી ખબર હોય? અને કાકે જ્યારે મને કહ્યું: 'સુશીલા, પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કરી ચૂક્યો છું; માત્ર તમને મળવાની આખરી ઇચ્છા તૃપ્ત કરવા માટે અને મૃત્યુને ભેટતાં પહેલાં ઉચ્ચ વિચાર અને આનંદના વાતાવરણમાં રહી શકાય એટલા માટે હું અહીં સોનગામમાં આવ્યો છું.'— આમ જ્યારે તે બોલ્યો, ત્યારે મારા મનમાં શું થયું હશે, તેનો ખ્યાલ તમને ક્યાંથી હોય?"

"તારે વિષે મેં મનમાં કુશંકા આણી એ મારો મોટો અપરાધ થયો," બળવંતરાય બોલ્યા અને પોતાને હાથે સાચે જ મહાપાપ થયું હોય ને તેથી પોતે પશ્ચાત્તાપદગ્ધ થયો હોય, તેવા ભાવ એના ચહેરા ઉપર દેખાવા લાગ્યા. થોડા વખત લગી તો કોઈ કશું બોલ્યું નહિ. અને આ બેચાર મિનિટનું જે મૌન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયું હતું તેનો ભંગ કરવાની કોઈની હિંમત ચાલતી ન હતી. એટલો શાંત ક્ષોભ, એટલી નિખાલસતાની તાણ, એટલો આનંદગર્ભ મનસ્તાપ, તે વખતે ત્યાં ઉત્પન્ન થયો હતો! આખરે સુનંદરાવે કાંઈક બહાનું કાઢી "હું હવે જાઉં છું, મારે કામ છે," એમ કહ્યું, અને તે જતા રહ્યા.

સુશીલા અને બળવંતરાવ થોડી વાર તો બોલ્યાંજ નહિ. અને પછીથી તેમણે શી વાતો કરી અથવા તેમણે શું કર્યું તેનીય ચોક્કસ ખબર નથી. એટલી વાત ચોક્કસ કે પાછાં આવતી વખતે બળવંતરાવે સુશીલાને કહ્યું: "સ્ત્રીપુરુષ એકાંત ન સેવે એ જ વાત સાચી! જે વાત માટે મેં તને દોષ દીધો, તે જ—પણ હવે બોલવામાં કશો સાર નથી. સમાજે કરેલા નિયમો જ બરાબર છે."

"પણ યોગ્ય અપવાદ પણ ન કરવા જોઈએ?" સુશીલાએ પૂછ્યું: "દરેક વખતે જ ને કંઈ પાપ જ કરે છે?"

"પાપ કરતાં નહિ હોય, પણ જોખમ છે એ તો કબૂલ કર્યે જ છૂટકો."

"એ કબૂલ છે; જોખમ છે, એમાં તો શંકા છે જ નહિ!"

## [ ૩૮ ] સભામાં સવાલજવાબ

પાછલા પ્રકરણમાં વર્ણવેલા એકાંતપ્રસંગની પછી સુશીલાના મનમાં અને વર્તનમાં થોડીક ક્રાંતિ થઈ. પહેલાં તેને પોતાના સંયમ ઉપર વિશ્વાસ હતો. હવે તે રહ્યો ન હતો એમ નહિ, પણ તેને એમ લાગવા માંડ્યું હતું કે પોતેય કદાચ ઉચ્ચ ભૂમિકા ઉપરથી નીચે ગબડી પડત! પોતે ગબડી ન પડી, તેનું શ્રેય પોતાના સંયમને જેટલું ઘટે છે, તેટલું જ દૈવનેય ઘટે છે, એ તેણે પોતાના મન સાથે કબૂલ કર્યું. બળવંતરાવ પણ ચ્યુત ન થયા તેનું કારણ તેમનામાં રહેલું સૌજન્ય તો હતું જ, પણ એમાં દૈવનો હાથ હતો; તેવો વખત આવવાનો ન હતો, એ વાત પણ તદ્દન ખોટી ન હતી; એ વિચાર તેના મનમાં આવ્યા વિના કેમ રહે? અને બળવંતરાવે તેની પાસે એ વાત કબૂલ પણ કરી. પોતાની જો આવી સ્થિતિ છે, તો સામાન્ય માણસોની સ્થિતિ શી હશે? માનવસ્વભાવ જેટલો ખરાબ છે, એમ મનાય છે, તેટલો ખરાબ નહિ હોય, પણ જેટલો સારો આપણે માનતા હતા, તેટલો તે સારો છે કે કેમ એ વિષે તેને શંકા ઉત્પન્ન થઈ.

કામવિષયક સંબંધોમાં જ નહિ, પણ બીજા સંબંધોમાંય માનવ-સ્વભાવની સાત્ત્વિકતા વિષે તેનું મન હવે થોડુંઘણું શંકાશીલ થવા માંડ્યું હતું. મનુષ્ય સ્વાર્થતત્પર છે, પણ સમાજઘટનામાં ફેરફાર કરવામાં આવે, તો તે પરાર્થતત્પર થઈ શકશે, ઘણી જ સહેલાઈથી થઈ શકશે, એમ તે માનતી; પણ હવે તેને પૂરેપૂરું સમજાઈ ચૂક્યું કે મનુષ્ય ત્રિગુણાત્મક છે. તેનામાં સાત્ત્વિક, રાજસી અને તામસી વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ રહેલી છે. એટલે સમાજસુધારો પોતે જેટલો સહેલો માનતી હતી, તેટલો સહેલો નથી, એવી તેની ખાતરી થઈ, અને તેની વાત કરવાની રીતમાં પહેલાંની બેધડક વૃત્તિ, નિશ્ચયાત્મકતા, અને જહાલ ભાષા દૂર થઈ, ને તેને બદલે સૌમ્યતા, નિશ્ચયનું ડગુમગુપણું, અપવાદોની શક્યતા, અમુક સંજોગો હોય તો જ અમુક વિધાન સાચું છે, એ માન્ય કરવાની પ્રવૃત્તિ, એ ગુણ ડોકિયાં કરવા લાગ્યા, અને પછી દહાડે દિવસે વધારે ને વધારે બળવાન થવા માંડ્યા. પણ તત્ત્વદષ્ટિથી તેમાં ફેર પડ્યો નહિ, એટલું જ નહિ પણ ઉપર જણાવેલ સૌમ્યતા વગેરે ગુણો આવવાથી તેનાં વિધાનો વિચાર કરનારા માણસને વધારે સહેલાઈથી ગળે ઉતારી શકાય એવાં થયાં અને એવા સ્વરૂપમાં તો તે બરાબર છે, તેમની સામે બોલવું એ દુરાગ્રહભર્યું અને સંકુચિત વૃત્તિ દર્શાવનારું છે, એમ તેની સાથે નિખાલસતાથી બોલનારાઓને લાગવા માંડ્યું.

તેની પ્રાથમિક શાળાનું કામ સરસ ચાલતું હતું. માધ્યમિક શાળામાં એકબે છોકરાઓએ એકબે છોકરીઓને પત્રો વગેરે લખીને થોડુંક અયોગ્ય વર્તન કર્યું હતું. (અને એ વાત પણ કબૂલ કરવી જોઈએ કે એકબે છોકરીઓએ એવા જ પત્રો લખી અયોગ્ય વર્તન કર્યું હતું!) પણ તે વાતને વિશેષ મહત્ત્વ આપી તેની જાહેરાત કરવાથી તે છોકરાનું કે છોકરીનું, શાળાનું કે સમાજનું હિત થવા જેવું ન હતું. અને તેથી તે વ્યક્તિઓને યોગ્ય 'સમજણ' આપીને એ વાતો

જ્યાંની ત્યાં દબાવી દેવામાં આવી. અને તેથી સૌનું હિત જ થયું હતું. આ સાલ ત્રીજા ધોરણની સાથે ચોથું ધોરણ જોડવામાં આવ્યું હતું. સહશિક્ષણથી છોકરા અને છોકરીઓની ઉપર ખોટી અસરો થઈ હતી, એવો ચાલકોનો અને સામાન્ય જનતાનો અભિપ્રાય થયો હતો. (કેટલાક નિંદાપ્રિય અને ઠઠ્ઠાપ્રિય વાચાળ લોકોને મોઢાં ફાડી હસવાની અને ખોટી અફવા ફેલાવવાની અનેક તકો મળતી હતી, એ પણ શાળાનો એક આનુષંગિક લાભ જ હતો. કારણ આ અફવાઓથી કોઈનું કાયમનું નુકસાન થતું ન હતું, અને એ લોકોને ઘરબેઠાં મફતનો આનંદ મળતો હતો!)

'નવયુગ વિશ્વકુટુંબ' સંસ્થાનું કામ પણ ઠીકઠીક ચાલતું હતું. એ કામમાં સભાઓ ભરી લેખો વાંચવા, વ્યાખ્યાનો કરાવવાં અને તે પછી ચર્ચાઓ કરવી એ વાતોનો સમાવેશ થતો હતો. આ સભાના સભાસદો, ચાલકો અને માલિકો શરૂઆતથી તે અત્યાર લગી ત્રણ જ હતા. અને તે સુશીલા, બળવંતરાવ અને સુનંદરાવ એ હતાં. બાકીના બધા શ્રોતા, વક્તા, ઉપવક્તા અને પ્રશ્નપૃચ્છકો બનતા. સભા દર માસે ભરાતી. શ્રોતામંડળ પહેલાં નાનું હતું. પણ સુશીલાના વિચિત્ર દેખાતા વિચારો તેને જ મોઢે સાંભળવા અને બને તો વચ્ચે તાળીઓ પાડી કે બૂમો પાડી કે ખોંખારીને કે તેટલી અક્કલ હોય તો એકાદ સારીનરસી શંકા પૂછીને અથવા તેટલી સાહસિક વૃત્તિ હોય તો સામાન્ય લોકોને હાસ્યકારક અને સમજદાર લોકોને હાસ્યાસ્પદ લાગે એવો વિતંડાવાદયુક્ત પ્રશ્ન પૂછીને ઘડી બેઘડી આનંદમાં પસાર કરવા માટે આપણા સોનગામના સાઠસિત્તેર લોકો ત્યાં ભેગા થતા.

આવે એક વખતે સુશીલાનું એક ભાષણ "નાસ્તિક કોણ? તમે કે અમે?" એ વિષય ઉપર એક રવિવારે થયું. 'સુવર્ણવાર્તા',

'પારિજાતક', 'મરાઠામિત્ર' વગેરે સ્થાનિક છાપાંમાં પહેલાં જાહેર કરેલું હતું તે પ્રમાણે વ્યાખ્યાન પછી નિખાલસ રીતે ગમે તેને ગમે તે સવાલ પૂછવાની પૂરી છૂટ હતી. "લોકોને ન ગમે એવા વિચારોનું પ્રતિપાદન કરવાની છૂટ જો અમને છે, તો લોકોનેય તેને વિષે પ્રશ્નો કે શંકાઓ પૂછવાની છૂટ અમારે રાખવી જોઈએ, અને તેવી છૂટ રાખેલીય છે એટલું જ નહિ, પણ પ્રશ્નો અને શંકાઓ પૂછવામાં આવશે, તો અમને આનંદ જ થશે. કારણ એ જ રસ્તે સત્ય સમજાશે, ઠસશે અને ફેલાશે એવો અમારો કૃતનિશ્ચય છે," આમ વ્યાખ્યાનના જાહેર આમંત્રણની શરૂઆતમાં જ કહેલું હતું. એટલે હંમેશ કરતાં આજે વધારે ભીડ હતી. કેટલીક સ્ત્રીઓ પણ આવેલી હતી. નિશાળનાં કેટલાંક છોકરાછોકરીઓ આવતાં હતાં; પણ તેમને અંદર લેવામાં આવ્યાં નહિ. નિશાળમાં ન જનારા છટકેલ, વંઠેલ, તોફાની, રખડુ વગેરે બધા લોકો સ-મિત્ર, સ-મંત્ર, સાયુધ અને સ-સામગ્રી હાજર હતા! ગામના એક પ્રતિષ્ઠિત અને સજ્જન વકીલ પ્રમુખસ્થાને હતા. લોકોને મન આ એક મોટી આપત્તિ હતી. બળવંતરાવ પ્રમુખ હોત તો તેમની અને સુશીલાની એકીસાથે રેવડી ઉડાવવાની સરસ તક મળી હોત, તે આ યોજનાથી અશક્ય થઈ! વ્યાખ્યાન માટે સરકારી રિપોર્ટર હાજર રહેલા. વિશ્વકુટુંબ સંસ્થાને વિષે સરકારમાં ગેરસમજ થવાથી સદર સંસ્થાના ચાલકોને જેલમાં નાખવાનો વિચાર ચાલી રહ્યો છે, એવી ગામમાં અફવા ફેલાઈ હતી, તેથીય વ્યાખ્યાનમાં હંમેશ કરતાં વધારે ગિરદી હતી. અસ્તુ.

સુશીલાએ વ્યાખ્યાનની શરૂઆતમાં "લોકો અમને નાસ્તિક કહે છે, પણ ઘણાખરા લોકો જ ખરેખરા નાસ્તિક છે; અમે વિશ્વ-કુટુંબને ધ્યેય માનનારા અને તેને માટે પરિશ્રમ અને સ્વાર્થત્યાગ કરનારા ધ્યેયવાદી અને ધ્યેયપૂજક લોકો જ ખરેખરા આસ્તિક છીએ. ધ્યેય એ જ અમારો દેવ અને ધ્યેયપૂજા એ જ અમારી દેવપૂજા; દેવ જો

ભાવનો ભૂખ્યો હોય, અથવા જ્યાં ભાવ હોય ત્યાં દેવ એવી જ જો સાચી વસ્તુસ્થિતિ હોય, તો 'वसुधैव कुटुंबकम्' (પૃથ્વી એ જ કુટુંબ) એ સિદ્ધાંત ઉપર ભાવ રાખનારા અમો લોકોથી દેવ દૂર હોવા ન જોઈએ; પણ 'દેવ' છે એમ દંભપૂર્વક માનનારા અને ગમે તેમ વર્તનારા જે લોકો છે, તેમનાથી તો દેવ ઘણો દૂર છે. અને તેઓ જ ખરા નાસ્તિક છે," આ વિષે વિવેચન કર્યું. "સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વશક્તિમાન દેવ છે એવી શ્રદ્ધા હોય, તો પછી પાપ થાય કેવી રીતે? દેવ સર્વજ્ઞ અને સર્વત્ર છે એવી જો સાચી શ્રદ્ધા હોત, તો પાપ કરતી વખતે તે આપણને જોશે, એમ લાગત નહિ? અને તે સર્વશક્તિમાન છે એવો ખરો ભાવ હોય તો તેના સપાટામાંથી આપણે કદી પણ છૂટવાના નથી, એમ લાગે નહિ? અને એમ લાગે તો હાથે પાપ થાય ખરાં? અને જો પાપ થાય તો આવા પાપી લોકોની ઈશ્વર ઉપર સાચી શ્રદ્ધા નથી એમ ન કહેવું જોઈએ?" આવા સવાલો કરીને તેણે પ્રતિપક્ષ ઉપર હલ્લો કર્યો. પછી દેવના અસ્તિત્વની તરફેણનાં પ્રમાણો તરફ વળીને તે કેવાં અધૂરાં પડે છે, એ તેણે બતાવ્યું. દાખલા તરીકે, સર્વ જગતનું એક આદિકારણ કોઈ એકને માનવો જોઈએ અને તેને જ અમે દેવ કહીએ છીએ, એ દલીલનો જવાબ આપતાં તે બોલી: "કોઈએ ગમે તેને એટલે એક 'क्ष'ને આદિકારણ માન્યું એટલે એ 'क्ष' 'મંગલ' છે, 'શિવ' છે, 'સુખકર' છે, 'શંકર' છે એ શા ઉપરથી? સર્વશક્તિમાન શા ઉપરથી? ન્યાય અને નીતિની ચિંતા એને છે, એ શા ઉપરથી? જગતમાં જે વસ્તુઓ દેખાય છે, તે ઉપરથી તો એવું કહેવું પડશે, કે 'બળિયાના બે ભાગ' એ જ ન્યાય તેને પ્રિય છે. જગતનાં કલહો, ખૂન, રક્તપાત, મહાયુદ્ધો, ક્ષય, રક્તપિત્ત, વગેરે રોગો, દુકાળ, તીડોનાં ધાડાં વગેરે આપત્તિઓ, સર્પ, વ્યાઘ્ર વગેરે પશુઓની ક્રૂરતા, વગેરે બાબતો એ દેવને કાં તો પ્રિય હોવી જોઈએ, કાં તો દુર્નિવાર્ય હોવી જોઈએ. આ બાબતો તેને પ્રિય હોય તો તેની અભિરુચિ અજબ છે, એમ જ કહેવું પડશે! અને તે દુર્નિવાર્ય હોય,

તો પછી તે સર્વશક્તિમાન શાનો? તે આદિકારણ 'ક્ષ'ને માટે પ્રેમ, આદર કે પૂજ્યભાવ કેમ અને કેવી રીતે થાય? તે 'ક્ષ'નો 'અજ્ઞેય', 'અચિન્ત્ય', 'શબ્દાતીત', 'મનની પેલી પારનો' વગેરે શબ્દો વડે ઉલ્લેખ કરીએ, તો તેથી તે 'અજ્ઞેય' અને 'અજ્ઞાત' 'ક્ષ' પૂજનીય કેવી રીતે ઠરશે? એ 'ક્ષ'પૂજાને બદલે ધ્યેયપૂજા શી ખોટી છે?" "ધ્યેયને જ દેવ ગણીએ અને વ્યક્તિ તેટલી પ્રકૃતિ એ ન્યાયે ધ્યેયો વ્યક્તિગણતરી અનુસાર ભિન્ન હોવાથી દેવો વ્યક્તિ જેટલા ભિન્ન થશે," આ આક્ષેપનો સુશીલાએ કાંઈક વિનોદમાં જવાબ આપ્યો, કે "તેત્રીશ કોટી સંખ્યાવાળા હિંદુસ્તાનમાં હમણાં તેત્રીશ કરોડ દેવો તો છે જ. એટલે ધ્યેયને દેવ માનવાથી તેત્રીશ કોટી દેવ કે ધ્યેય ઉત્પન્ન થાય, તો આ દેવો જીવંત તાઝગીવાળા અને જાગતા થશે! વળી, આ દેવોનાં નામ વિષ્ણુ, શંકર, ગણપતિ વગેરે તો છે જ. અને આ બધાં નામો વડે ઓળખાતો દેવ એક જ હોય—'एकं सत् विप्रा बहुधा वदन्ति' (એક છે, છતાં અનેક રીતે ઓળખાય છે)—એ સિદ્ધાંત જો સાચો હોય તો 'ધ્યેય' એ એક નવું નામ તે દેવને આપીએ તો તેમાં વધારે શું બગડી જવાનું છે?" આવો અડધોક વિનોદ કર્યા પછી તેણે પોતાના વિશ્વકુટુંબાત્મક, પોતાના ધ્યેયસ્વરૂપ દેવનું કલ્પનારમ્ય સ્વરૂપવર્ણન કર્યું, અને એ દેવની કાયા, વાચા અને મન વડે સેવા, ભક્તિ અને પૂજા કરનારા અમે વિશ્વકુટુંબી લોકો આસ્તિક જ છીએ, એવો સિદ્ધાંત લોકોને ગળે ઉતારવાનો પ્રયત્ન કર્યો. પુરાણા વિચારના લોકો સાચે જ શ્રદ્ધાવાળા, સાત્ત્વિક, સૌજન્યવાળા, ઉદાત્ત અને ઉદાર છે; તેઓ તો આસ્તિક છે જ: પણ અમારા વિશ્વકુટુંબવાદી લોકોમાંય જેઓ સાત્ત્વિક અને સુજનતાવાળા હશે, તેઓય આસ્તિક છે, એમ કહી બધા પક્ષોના દાંભિક, ઢોંગી, ધર્મની માત્ર ધજા ફરકાવી તેના જોર ઉપર અનાચાર કરનારા બધા લોકોને નાસ્તિક શા માટે ન કહેવા, એવો આખરી સવાલ પૂછીને તેણે પોતાનું ભાષણ પૂરું કર્યું.

વ્યાખ્યાન થયા પછી 'સવાલ પૂછવા હોય તો ટૂંકામાં પૂછી શકાશે,' એવી સૂચના પ્રમુખ પાસેથી આવ્યા પછી એક ડાહ્યાએ એવો સવાલ પૂછ્યો કે 'સુશીલાબાઈનું ચારિત્ર્ય એટલું બધું શુદ્ધ છે કે તેઓ આસ્તિકતા જેવા વિષય ઉપર બેધડક રીતે બોલે?'

Fools rush in where angels fear to tread (જ્યાં દેવદૂતો ડગલાં ભરતાં ડરે, ત્યાં મૂર્ખાઓ ધસી જાય છે), એ વાક્યનું સ્મરણ તેણે શ્રોતાઓને કરાવી આપ્યું, અને આવો સવાલ પૂછવાની હિંમત બતાવવાને માટે તાળીઓ મેળવી! સુશીલાએ આ સવાલનો કશો જવાબ આપ્યો નહિ. બીજા એકે એવો સવાલ પૂછ્યો કે "પ્રો. વામન મલ્હાર જોશીએ 'રત્નાકર'માં લખેલા એક લેખનો વ્યાખ્યાનમાં કાંઈક અનુવાદ કરવામાં આવ્યો હતો; પણ મૂળ લેખકનો ઉલ્લેખ વક્તાએ કર્યો નહિ, એ તેમના વિશ્વકુટુંબી સિદ્ધાંતને અનુસરીને જ હતું એમ માનવું કે શું?" ને સંજોગો એવા બનેલા કે આ લેખક (એટલે હું—વા. મ. જોશી) તે જ સભામાં હાજર હતો. મેં તરત જ ઊઠીને કહ્યું: "સુશીલાબાઈના બધા વિચારો મને માન્ય છે, એમ નથી. છતાં એ વાત સાચી છે કે 'ધ્યેય એ જ દેવ' એ લેખ મેં લખેલો. પણ તેમાંના વિચારો મેં સુશીલાબાઈ પાસેથી કેટલેક અંશે લીધેલા હોવાથી તેમના જ વિચારોનો અનુવાદ તે લેખમાં ક્યાંક ક્યાંક થયો હશે.' આ સાંભળીને સોનગામવાસી લોકોને જે વીજળીનો આંચકો લાગ્યો હશે તેનું સ્મરણ તેમની સ્મૃતિમાંથી કદી નહિ જાય!

આ લેખકના ભાષણ પછી સુશીલા ઊઠી અને બોલી: "અનુવાદ કોણે, કોના વિચારોનો કર્યો છે, એ વિષે ઘણું કહેવા જેવું હોઈ શકે; પણ તે મુખ્ય સવાલ ન હોવાથી વિચારો બરાબર છે કે કેમ એને જ મુખ્ય સવાલ ગણવો જોઈએ." તે પછી સુનંદરાવે એવો પ્રશ્ન પૂછ્યો કે "દરેક સજીવ પ્રાણીમાં (organismમાં) કોઈ એક

પ્રેરક હેતુ હોય છે, એટલું જ નહિ પણ આખી સૃષ્ટિમાં કોઈ એક હેતુ છે, અને તેને સફળ કરવા તરફ આખી સૃષ્ટિની પ્રવૃત્તિ છે. એવું અત્યારના મોટામોટા શાસ્ત્રજ્ઞો ( Scientists ) કહે છે, તે ખરું છે? અને એ ખરું હોય, તો આ સહેતુક પ્રવર્તક કારણને ઈશ્વર કહીએ તો ભૂલ થશે ખરી?"

સુશીલાએ જવાબ દીધો: "કેટલાક (બધા નહિ) શાસ્ત્રજ્ઞો સજીવ સૃષ્ટિમાં સહેતુકતા માને છે, એ ખરી વાત, પણ એ હેતુ ક્યાં છે, તેનો નિશ્ચય થતો નથી. વળી શરીરશાસ્ત્ર ( Physiology ), જીવશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર વગેરે શાસ્ત્રો હજી બાલ્યાવસ્થામાં છે. તેથી આ બાબતમાં નિશ્ચિત અભિપ્રાય ઉચ્ચારવામાં જોખમ છે. આખી સૃષ્ટિમાં કશોક હેતુ છે, એવું માનવા માટે કારણો છે; પણ સૃષ્ટિ-વિષયક આજનું જ્ઞાન, જેના ઘણા અક્ષર ઘસાઈ ગયા હોય અને તેથી વાંચી શકાતા ન હોય, એવા જૂના શિલાલેખના જ્ઞાન જેવું છે! તે શિલાલેખમાંના વચલાવચલા કેટલાક અક્ષરો વાંચી શકાય છે, પણ પૂરું વાક્ય વાંચી શકાતું નથી. તો પછી આ શિલાલેખ કોણે, ક્યારે લખ્યા અને તેમાં આવેલું લખાણ ગદ્યાત્મક છે કે પદ્યાત્મક છે, એ કાંઈ સમજાતું નથી. આવી સ્થિતિમાં એ શિલાલેખમાં સારો શ્લોક છે કે તે આજ્ઞાપત્ર છે કે તેમાં મરાઠી ભાષામાંના એક જૂના શિલાલેખની માફક એકાદ ગ્રામ્ય ગાળ અથવા શાપ છે, એ વિષે ચર્ચા કરવાથી શો લાભ થવાનો છે? શિલાલેખ વાંચવાનો પ્રયત્ન કરવો, અને તે પૂરો વંચાઈ રહે ત્યાં લગી તેના મૂળને વિષે, સમયને વિષે, અને અર્થને વિષે વિચારવાન લોકો ઉત્સુકતાપૂર્ણ તટસ્થતા જાળવે એ શું યોગ્ય નથી?"

સુશીલાએ આવો જવાબ આપ્યા પછી શરીર ઉપર માત્ર એક બંડી, માથે મેલો ધોળો ( પહેલાં જે ધોળો હતો એવો ) ફેંટો, ખભે બેવડું વાળેલું એક ધોતિયું અને ઘૂંટણ લગી ઊંચે આવે એવું પંચિયું, એવા પોશાકની વિશિષ્ટતાવાળી એક સંસ્કૃત છતાં અસંસ્કૃત માનસ-

વાળી, દેખાવે બાઘી છતાં પાજીપણાના અર્કસમી એક વ્યક્તિ ઊભી થઈ. ટેબલ પાસે જઈ તે વ્યક્તિએ મુદ્દા વિનાનું, અસંબદ્ધ પ્રલાપોવાળું, ગમે તેવું થોડુંક બોલીને એવો પેચદાર પ્રશ્ન પૂછ્યો કે "સુશીલાએ વર્ણવેલી વિશ્વકુટુંબાત્મક સમાજવ્યવસ્થામાં સ્ત્રીઓને શું વિશ્વયોષિતા એટલે બધા લોકોની અખંડ સૌભાગ્યવતી સહચરી જ માનવી કે શું ? અને લગ્ન કર્યા વિના જુવાન મિત્રો સાથે ફરવા જનારાં આજનાં વક્તા વિશ્વકુટુંબાત્મક પદ્ધતિનાં સક્રિય ભક્ત હોવાથી તે પણ તે જ માલિકામાં ગૂંથાવા લાયક..." પણ આ વક્તાને પ્રમુખે આગળ બોલવા દીધો નહિ. પણ તે તો બોલે જ જાય. હાથ પગ ઉછાળે અને ટેબલ ઉપર હાથ પછાડે. તેથી ચારપાંચ મિનિટ લગી તો ત્યાં હોળીના કે થિયેટરના તોફાનનું સ્મરણ કરાવે એવું દૃશ્ય દેખાયું. ઘોંઘાટ વચ્ચે અને સાયુધ આવેલા રખડુઓના બટાટા ને કાંદાની ફેંકાફેંકને સરસ તક મળી. એક બટાટો સુશીલાને કપાળે બરાબર લાગ્યો અને કાંદાય એના શરીર પર પડ્યા. પણ તેથી ઈજા કશી થઈ નહિ. કાયમની ઈજા થઈ ખરી, પણ તે તો બંડી પંચિયાવાળા સંસ્કૃત પંડિત પરિપ્રશ્નકને જ ! કારણ કે એની એક આંખ દુખતી હતી; તેની જ ઉપર એક કાંદો આવીને પડ્યો અને એ દોઢ આંખવાળી દોઢડાહી વ્યક્તિ કાયમને માટે એકાક્ષ બની ગઈ ! પણ એ તો એકબે મહિના પછીનું પરિણામ હતું ! તે સભામાં અને તે વખતે તે વ્યક્તિની તે આંખમાંથી પાણી સતત વહેવા લાગ્યું, અને ત્યાંની એ ધમાલમાં તે વ્યક્તિની તપકીરની ડબી ગુમ થઈ, એ જ એક પરિણામ તાત્કાળિક રીતે દેખાયું. ચારપાંચ મિનિટ પછી પ્રમુખના અને બીજાં સ્ત્રીપુરુષોના પ્રયત્ન પછી—એ ઘોંઘાટ શમ્યા પછી સુશીલા જવાબ દેવા માટે ઊભી થઈ. (જવાબ આપવાની જરૂર નથી, એવું પ્રમુખે સૌજન્યને ખાતર કહ્યું; પણ તે ઊઠી જ.) તેણે કહ્યું: " વિવાહસંસ્થા વિષેના મારા વિચારો વ્યાખ્યાનમાં મેં જણાવ્યા છે. વધારે ખુલાસો ટૂંકમાં કરવો હોય તો હું એમ કહીશ, કે મારા વિચાર પ્રમાણે, જો સ્ત્રીપુરુષનાં મન

લગ્નને માટે અનુકૂળ હોય અને તે ઉંમર, રોગહીનતા, શિક્ષણ, અભિરુચિ વગેરે દૃષ્ટિથી તેઓ એકબીજાને અનુરૂપ હોય, તો પછી વિવાહ-વિધિ બાળકોના હિત માટે અને સમાજની વ્યવસ્થા માટે જાહેર રીતે આચરવાનો એક વિધિ છે. એકબીજાની અનુકૂળતા અને અનુરૂપતા જ્યાં લગી હોય ત્યાં લગી જ એ વિધિ પાવન અને બંધનકારક ગણી શકાય. બાળકોની જવાબદારી તો બન્ને ઉપર કાયમ માટે રહે. અનુરૂપતા અને અનુકૂળતા ન હોય, તો ત્યાં ગોરમહારાજો ગમે તેટલા મંગલાક્ષતો નાખે અથવા હોમાગ્નિથી થયેલા ધુમાડાને લીધે આંખો ગમે તેટલી રાતી થઈ ગઈ હોય અને સપ્તપદીને બદલે લક્ષપદી થઈ હોય, તોય તેને વિવાહ કહી શકાય નહિ; અગમ્યગમનને માટે કાયદેસર મેળવેલી એ પરવાનગી જ છે! પતિને ચાહતી ન હોય, તે નિંદ્ય લાગતો હોય, તે સુધરે એવી આશા ન હોય, તે છતાં તેને વળગી રહેવા ઇચ્છતી સ્ત્રી ભોળી અને બાધી છે, ધર્મ વિષે ખોટા ખ્યાલો સેવીને તે અગમ્યગમન કરે છે, અને પોતાનો, પોતાને થયેલાં અને થનારાં બાળકોનો અને સમાજનો નાશ કરે છે. પત્ની પ્રત્યે પ્રેમ ન હોવા છતાં, તે ત્યાજ્ય છે એમ મનમાં લાગતું હોય તે છતાં, તેની સાથે રહેનારો પતિ પણ ધર્મને વિષેની ખોટી ભ્રમણામાં ખોટી રીતે ભોગ ભોગવે છે, એવો જ મારો મત છે. આ દૃષ્ટિથી જોતાં અત્યારની વિવાહપદ્ધતિને લીધે આવા અધર્મ્ય સંબંધો સમાજમાં કેટલા છે તેની ગણતરી કરવી શોકજનક છે. હવે વિવાહ વિષેનો સામાન્ય પ્રશ્ન છોડી મારા વિવાહ વિષેનો વ્યક્તિગત પ્રશ્ન નીકળ્યો છે, તેને માટે હું મારી જાતને અભિનંદન આપું છું. કારણ મારા વિવાહને વિષે જનતામાં આટલી ઉત્સુકતા છે, તે જોઈને હું મારી જાતને ધન્ય માનું છું. ખાસ કરીને, હું અખંડ સૌભાગ્યવતી વિશ્વયોષિતા છું કે કેમ, તે જાણવાને કેટલાક સંસ્કૃતજ્ઞ વૃદ્ધ શાસ્ત્રીપંડિતોય આટલા બધા આતુર છે, એ જોઈને મને મારી જાતને ધન્યવાદ આપવાનું મન એટલા માટે થાય છે, કે મારે લીધે એ બેવડા ધોતિયાંદાસ શાસ્ત્રીઓનાં, તેમને આદરણીય થયેલા

અને તેમના પ્રશ્નને અનુમતિદર્શક સ્મિત વડે ટેકો આપનારા, શાલ ઓઢનારા શાસ્ત્રીઓનાં અને ધર્મમાર્તંડોનાં સાચાં માનસો આજે ખુલ્લાં થયાં છે; અને આજ લગી ગૂઢ રહેલી તેમની જિજ્ઞાસા જાહેર થઈ છે!"

સુશીલાના ભાષણમાંના આ છેલ્લાં વાગ્બાણ કેટલાક લોકોને ખૂબ ગમ્યાં અને તેમણે ઘણા વખત લગી તાળીઓનો ગડગડાટ કરી તેના ભાષણ પ્રત્યેની પોતાની પસંદગી દર્શાવી.

આ પછી બળવંતરાવે પ્રશ્ન પૂછ્યો: "વિશ્વકુટુંબી વ્યવસ્થામાં વ્યક્તિની સ્વતંત્રતા ઉપર ત્રાપ નહિ આવે? ખેતીવાડી, મિલો, કારખાનાં, રેલવે, આગબોટો, બધી જાતના ઉદ્યોગો, બધું જ જો સમાજની માલિકીનું, બધું જ જો સમાજ ચલાવે, એમ જો કહેશો, તો ખોટી હરીફાઈ, ખોટો લાભ, ખોટો અહંકાર આ બધાંમાંથી અને બીજી આપત્તિમાંથી સમાજનો છૂટકારો થશે એ વાત ખરી; પણ આવા મોટા સમાજનું આવું જબરજસ્ત કારખાનું ચલાવનારો કોઈ એક તો જોઈએ જ; તેના કોઈ ને કોઈ ગુમાસ્તાય જોઈએ જ; તેના કોઈ ને કોઈ મૅનેજર, ઍસિસ્ટન્ટ મૅનેજર, નોકર વગેરે જોઈએ જ. તેથી આ બધી સત્તા આ બધા નાનામોટા નોકર લોકોના હાથમાં જશે અને બીજા બધા લોકોને આ નાનામોટા લોકો કહે તેમ વર્તવું પડશે. આવી સ્થિતિમાં વ્યક્તિની સ્વતંત્રતા ક્યાં લગી રહેશે, અને આ નોકર-શાહીનો અમલ કેટલે અંશે હિતકારક થશે, એ એક સવાલ છે. રાજાની સત્તા ગયા પછી તેને બદલે લોકનિયુક્ત પ્રમુખની સત્તા આવે, તો-પણ એ પ્રમુખને લોકો પાસેથી જ બધાં કામ કરાવી લેવાં પડશે. એટલે બધા લોકો આ નોકરના તાબેદાર બનશે. આ સ્થિતિમાં એ બધાં કામ સારાં થશે ખરાં? ને કામ સારાં થાય તોય એ તાબેદારી સારી કહેવાય?" આવા આશયનો એ પ્રશ્ન હતો.

આ પ્રશ્ન સાંભળ્યા પછી બળવંતરાવે જ સુશીલાને બરાબર સપડાવી એ દેખાવ જોઈને લોકોને ખૂબ મઝા પડી. આ

પેચમાંથી તે કેવી રીતે છટકે છે, તે તરફ તેઓ હવે ધ્યાન દેવા લાગ્યા. સુશીલા એકાદ ક્ષણ થોભી રહી ને પછી સ્મિત કરી શાંતિથી તેણે કહ્યું: “ આ સવાલનો જવાબ હું આપી શકું તેમ છું. પણ મારા કરતાં વધારે કુશળતાથી જવાબ આપવાનું કામ પ્રશ્ન પૂછનારા વિદ્વાન ભાઈ કરી શકશે, એવી મારી ખાતરી હોવાથી અને આ સવાલનો જવાબ દેવામાં બહુ વખત જાય એમ હોવાથી આજે આનો જવાબ હું આપતી નથી. પણ તેમને મારી વિનંતિ છે કે થોડા જ વખત પછી તે આ વિષે ગમે ત્યારે વ્યાખ્યાન આપે. આ પ્રશ્નનો બધી બાજુએથી ઊહાપોહ થાય એ જ એમના પ્રશ્નનો હેતુ છે. તેથી લોકો પંદર દિવસ લગી આ પ્રશ્નનો વિચાર કરે, ચર્ચા કરે અને આ પછી આવતા રવિવારના બીજે રવિવારે અહીં આવીને એમનું વ્યાખ્યાન સાંભળે, અને તે વખતની ચર્ચામાં ભાગ લે એવી લોકોનેય મારી વિનંતિ છે.”

હવે વખત ઘણો થઈ ગયો હતો, છતાં એક ઉપવક્તા ઊભો થયો અને “ જેમનો આચાર શુદ્ધ અને આદર્શભૂત નથી એવી સ્ત્રીઓ અને પુરુષો શિક્ષક કે વ્યાખ્યાતા તરીકે લોકોની સામે આવે અને ભાષણો આડાવે એ યોગ્ય છે? વિશ્વકુટુંબી સમાજવ્યવસ્થામાં એવી જ વ્યવસ્થા થવાની છે કે શું?” આવો દોઢડાહ્યાને છાજે એવો પ્રશ્ન ( પ્રશ્નને છાજે એવા હાવભાવ સાથે મજાકપૂર્ણ સ્વરે) પૂછ્યો, અને વિજયસૂચક ચહેરો કરી તે નીચે બેઠો. આ સવાલનો જવાબ આપવાને માટે સુનંદરાવ અને સુશીલા બન્ને ઊભાં થયાં; પણ પ્રમુખે તે બન્નેને નીચે બેસાડી “ વખત ઘણો થયો છે તેથી આ સવાલનો જવાબ પણ આવતી સભામાં યોગ્ય લાગે તો આપવામાં આવશે,” એમ કહી પોતાનું ભાષણ બહુ જ ટૂંકાણમાં પણ માર્મિક રીતે આટોપી લીધું, અને વ્યાખ્યાતા વગેરેનો ઉપકાર માની સભા બરખાસ્ત કરી. સભામાં થયેલી ગમ્મતની વાતો કરવાને અને ઘરની સ્ત્રીઓની બીકે ઘેર જમવા જલદી જવાને આતુર થયેલા લોકોએ પ્રમુખે લાંબું ભાષણ કર્યું

નહિ તેથી તેમને ઘણા ધન્યવાદ આપ્યા! વ્યાખ્યાન થયા પછી વિનાયકરાવ વૃદ્ધ લોકો સાથે પાછા આવતા હતા. સુશીલા, બળવંતરાવ અને સુનંદરાવ એ ત્રણે આગળ ગયાં હતાં. પણ બળવંતરાવનો ચહેરો ચિંતાગ્રસ્ત દેખાવાથી કોઈ કશું બોલ્યું નહિ. ઘેર પહોંચ્યા પછી સુનંદરાવે સુશીલાને એક બાજુએ લઈ જઈ પૂછ્યું: " સુશીલા, હવે બાળુને કેટલા દિવસ લગી રખડાવવો છે? તું અત્યંત દુષ્ટ છે. 'હા' એ એક અક્ષર કહેવામાં તારું શું જાય છે?"

સુશીલા:—એક અક્ષર કેમ? હું બે અક્ષર કહું છું: ન–હિ!

સુનંદરાવ:—ભલે, પણ હવે એમાં વાંધો શો રહ્યો છે?

સુશીલા:—લગ્ન કરવાથી વિશ્વકુટુંબ સંસ્થાનું કામ નહિ થાય. વળી મારી એકવાર વિલાયત, અમેરિકા, અને રશિયા જઈને ત્યાંની પરિસ્થિતિ પ્રત્યક્ષ જોઈ આવવાની ઇચ્છા છે. પરણ્યા પછી એ નહિ બને?

સુનંદરાવ:—પરણ્યા પછી બન્ને જણ એ સફર કરવા જજો એટલે થયું. अधिकस्य अधिकं फलम्!

સુશીલા:—વિચાર સારો છે; પણ—

સુનંદરાવ:—પણ શું છે? સીતાની જેમ ધનુર્ભંગનું પણ છે કે શું?

સુશીલા:—તેવું 'પણ' નથી. પણ એ વિષે આપણે પછીથી વાત કરીશું. મારે લીધે એમના ચારિત્ર્ય ઉપર છાંટા ઊડે છે, એ વાત હું પહેલાં જાણતી હતી; પણ આજે એ વાત બરાબર જાણી. તે આજે છેવટે ખૂબ ઉદાસ થયા હતા.—પણ ધ્યેય આડે આવે છે.

સુનંદરાવ:—Nonsense, ફાવે તેમ બોલે છે; બીજું શું?

સુશીલા:—ભલે, આપણે ફરી કોઈ વાર આ વિષે વાત કરીશું.

## [ ૩૯ ] પરસ્પરને સ્વીકારી બન્ને સાચે જ પવિત્ર થયાં

નક્કી થયા પ્રમાણે બળવંતરાવે જે વ્યાખ્યાન આપ્યું તેમાં ( અને તે પછી સુશીલા અને બળવંતરાવનાં લગ્ન થયાં તે મંગલ-પ્રસંગે ) આ લેખક હાજર હતો. પણ જે એક મહત્ત્વના બનાવની માહિતી આ પ્રકરણમાં આપવી છે, તે માહિતી સુનંદરાવ પૂરી જાણતા નથી. અને બળવંતરાવને પૂછી, ત્યારે તેમની પાસેથી તે મળવાનો સંભવ દેખાયો નહિ; તેથી સુશીલાના નિકટ સ્નેહ અને સંબંધનો લાભ લઈ તેને જ તે વિષે પત્રદ્વારા પૂછ્યું. તે તે વખતે વિલાયતમાં બ્રાયટનમાં હતી. ત્યાંથી પત્રદ્વારા જે જવાબ આવ્યો, તે તેની રજા લઈને નીચે આપ્યો છેઃ

બ્રાયટન, × × ×

" સા. ન. વિ. વિ.

તમે વિવાહ કેવી રીતે અને ક્યારે નિશ્ચિત થયો, તે વિષેની માહિતી મારી પાસે માગો છો; અને તે માહિતી પ્રકટ કરવાની રજા માગો છો. પણ તે માહિતી આપવી કે કેમ એ સવાલ મારી સામે

આવે છે. તમારી વિનંતિ અમાન્ય કરવાનું ગમતું નથી. અને તમે નામઠામ બદલીને પ્રકટ કરવાના છો, એની ખબર હોવાથી હું એ હકીકત લખી મોકલું છું. ઔચિત્ય કે અનૌચિત્યની જવાબદારી તમારે માથે છે.

સુનંદરાવે પોતાના મિત્રનાં અને મારાં પણ સુખ ને હિતને માટે અનેક જાતની વિનંતિ, આજીજી, યુક્તિઓ અને દલીલો કરીને મારું મન વિવાહને માટે અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કર્યો. પણ મારું મન અનુકૂળ થતું ન હતું. એકબીજાના વિચારો ભિન્ન હતા, તે લગભગ સરખા થયા; અને બીજી મુશ્કેલીઓ પણ ઓછી થવા લાગી. પણ ‘ હા ’ કહેવી એ મારે માટે બહુ ભારે થઈ પડતું. મારી સાથે બળવંતરાવનો સંબંધ ઘણો નજીકનો હોવાથી તેમની ઉપર ખોટાખોટા આક્ષેપો આવે છે, એ હું જોઈ શકતી હતી. મને ચાહતા હોવાથી તે અવિવાહિત રહેવાના; તેથી તેમના જીવને બેચેની અને બૌદ્ધિક વિકાસને થોડુંઘણું નુકસાન થવાનાં, તેમજ તેમનો સત્કાર્ય વિષેનો ઉત્સાહ કાંઈક અંશે ઓછો થશે, અને તે કર્તવ્યનિષ્ઠ રહેશે, તોય તેમનું હૃદય પૂરી રીતે પ્રસન્ન ન હોવાથી તેમના કર્તવ્યમાં ખામી રહેશે, એ હું જોઈ શકતી હતી. અમારું બન્નેનું ધ્યેય એક હતું અને જીવનકાર્ય પણ એક હતું. એટલે અમારો વિચાર હિતકારક હતો. તે ધ્યેયવાદી હતા અને હું પણ તેવી જ હતી. પોતાના ધ્યેયને માટે તેમણે વકીલાત છોડી ન હતી; પણ તે વખતે તે સાચા કેસો જ ચલાવવાને માટે હાથમાં લેતા. તેમણે પોતાની બધી મિલકત મારી માફક વિશ્વકુટુંબી સંસ્થા માટે વાપરવાનું નક્કી કર્યું હતું; અને એ વિષેના કાગળપત્રો પણ થઈ ચૂક્યા હતા. મારા મનમાં તેમને વિષે માન હતું, આદર હતો અને પ્રેમ પણ હતો. પણ એમ લાગ્યા કરતું કે વિવાહસુખની પાછળ પડી, પોતાની સ્વતંત્રતા શા માટે ગુમાવવી ? વળી વિવાહ કર્યા પછી વિલાયતમાં જઈ ત્યાં એકબે વર્ષ રહેવાની ઇચ્છા છોડી દેવી પડે; પણ સુનંદરાવે ‘ તમે બન્ને જઈ શકો છો, ’

એમ સૂચવ્યા પછી એ અડચણ પણ રહી ન હતી. પરસ્પર પ્રેમ અને આદર હોવાથી એકબીજા પ્રત્યે આકર્ષણ હતું ને તેમાંય વળી યૌવનસુલભ મોહ પણ હતો! વાતોચીતો હંમેશાં ચાલતી. અચલેશ્વરીની બાજુએ કેટલીય વાર બન્ને ફરવા જતાં! ખોટાખોટા આરોપ અમારી સામે આવીને એકબીજા પ્રત્યેનું આકર્ષણ વધારતા! સુનંદરાવનો આગ્રહ ચાલુ હતો. પણ મારે મોઢે 'હા' કોઈ રીતે નીકળે નહિ! એક વાર તે શબ્દ ઉચ્ચારી નાખવો, અને તેમનું અને મારું જીવન વધારે સુખી, ઉત્સાહપૂર્ણ, અન્યોન્યસહાયક, કાર્યક્ષમ અને કાવ્યમય બનાવવું એમ મન થઈ જતું. તેમનું વિરહાવસ્થાનું દુઃખ જોઈને અને મારે લીધે એ દુઃખ કાયમ રહે છે એ વિચારને લીધે મારું મન મૃદુ થતું, અને પોતાને જરૂર લાગતી ન હોય તોપણ આ મહાન આત્માને સારું લાગે એટલા માટે તેમની ઉપર દયા આણીને એમ કહો—પોતાની જાતને વિવાહપાશમાં બદ્ધ કરવી એવો વિચાર આવી જતો. મનની સ્થિતિ જ્યારે આ પ્રકારની હતી ત્યારે, ખુલ્લી સભામાં તેમની અને મારી સામે કરવામાં આવેલા આરોપો અમારાં મનને ખૂબ લાગી ગયા. કર્તવ્ય કરતી વખતે તે નિરુત્સાહિત રહેતા નહિ; પણ બધાં કામ કેવળ કર્તવ્યને માટે કરતા. તેમાં કર્તવ્ય કર્યાનો સંતોષ મળતો હોય તોપણ એ સંતોષ રુક્ષ—ગદ્ય જેવો હતો. તેમાં કાવ્યાનંદની છટા ન હતી. તેમને આમ શાથી થાય છે, તે હું સમજતી; એટલે 'હા' કહી દેવાની ઇચ્છા વધારે ને વધારે પ્રબળ થવા લાગી. છતાં નિશ્ચય થઈ શક્યો નહિ.

પણ તેમનું જે દિવસે પોતે કરેલા આક્ષેપોનો જવાબ આપવાને માટે જે વ્યાખ્યાન થયું, તે દિવસે તે વ્યાખ્યાન સાંભળતી વખતે મારું મન પૂરેપૂરું તેમના કબજામાં ગયું! તે વખતે તેમની બુદ્ધિની કુશાગ્રતા, સ્વભાવની સરળતા, વિનય, સત્યપ્રિયતા અને પ્રતિપક્ષીના કથનને મચડી ન નાખવાની તેમનામાં રહેલી સાચી

તત્પરતા, નિરાશાની છટાવાળું સૌંદર્ય, બૌદ્ધિક ઉચ્ચતા, નૈતિક આશાવાદ અને ઉત્સાહ, આ બધાનાં દર્શન થવાથી હું તેમને વશ થઈ ગઈ!

આવા મહાન પુરુષનો સહકાર સાધી તેનું કર્તૃત્વ વધારવું, એ પોતાનું કર્તવ્ય છે, એટલું જ નહિ પણ જો એ કર્તવ્ય હું બજાવી શકું, તો એ મારાં ભાગ્ય જ ગણાય, એમ મને થવા લાગ્યું. તેમનું 'સૌંદર્ય' એમ મેં ઉપર કહ્યું, એ મારો તે વખતનો ભ્રમ હશે. પણ તે વખતે તે મને સાચે જ સુંદર દેખાયા. વક્તૃત્વ વિષે જે કહ્યું છે તેય મોહમૂલક હશે; પણ જે મનને લાગ્યું તે લખ્યું છે. તમે જે હેતુથી આ માહિતી પ્રકટ કરવા માગો છો, તે હેતુ સિદ્ધ થાય એટલા માટે જે મને લાગ્યું અને જેમ બધું બન્યું તે તેમ વર્ણવવું જોઈએ એમ માનીને આ બધું લખ્યું છે. તેમના કરતાં વધારે વક્તૃત્વ મારામાં છે, એમ લોકો કહે છે, પણ હું સ્ત્રી હોવાથી મારાં વખાણ થતાં હોવાં જોઈએ અને સ્ત્રીઓમાં સામાન્ય રીતે ન દેખાતી તડ ને ફડ કરીને એકદમ વાત રજૂ કરવાની મારી રીત, પ્રતિપક્ષી ઉપર સીધો હલ્લો કરી તેને ચૂપ કરવાની મારી પ્રવૃત્તિ, મારી સ્પષ્ટવક્તૃતા, સીધેસીધું કહી સામાવાળાને ચૂપ કરવાની મારી પદ્ધતિ, આ બધી બાબતોને લીધે લોકો મારાં ભાષણમાં વધારે આવે છે, ને મારાં ભાષણની અવાસ્તવિક રીતે સ્તુતિ કરે છે, એ વાત મારા ખ્યાલમાં હતી જ.

લોકોનું મનરંજન થાય, તેમના મનને ગલીપચી થાય, તેમને ગમ્મત પડે ને પ્રતિપક્ષને ઝણઝણાટી ચઢાવે એ પ્રકારનું વક્તૃત્વ સહેલું છે, એ મારા જેવીને થોડુંઘણું સમજાતું હતું. પણ પ્રતિપક્ષીનેય પોતાનો પક્ષ સમજાવવાનું ન સૂઝે એટલી સુંદર રીતે તેને તોડવો, પ્રતિપક્ષીની સામે નકામા આક્ષેપો કરવામાં આવે છે તેમને દૂર કરવા, અને તે પછી પ્રતિપક્ષીની તરફેણમાં બોલી શકાય તેટલું બધું અનુકૂળ બોલી, તેની સામે શાંતિથી યોગ્ય હોય એવા અને યોગ્ય મર્યાદામાં રહીને આક્ષેપ કરવા, શબ્દો અત્યંત સૌમ્ય વાપરવા, છતાં તત્ત્વની

બાબતમાં ન્યાયનિષ્ઠુર રહેવું એ સરળ યુક્તિવાદની પકડ લગીરે ન છૂટે એ જોવું, પણ વક્રતાથી પ્રતિપક્ષીને પકડવો નહિ; વચ્ચે વિનોદ કરવો પણ તેય કોઈને ડંખે નહિ એવો જ હોય, વગેરે બાબતો મારાથી ધીમેધીમે વખત વીત્યે જો બને તો જ સાધી શકાશે, આમના જેવાની સોબતમાં રહીશ તો જ સધાશે, નહિ તો નહિ, એમ મારી મનોદેવતા તે વખતે મને કહેવા લાગી. અને તે વસ્તુ મને સાચી લાગવા માંડી.

વ્યાખ્યાનનો સાર હું આપતી નથી; કારણ તમે તે વખતે ત્યાં હતા. તેમનું વ્યાખ્યાન પૂરું થયા પછી લોકોની સાથે મેંય તાળીઓ પાડેલી. તેમણે મેળવેલા તાળીઓના ગડગડાટથી મનેય આનંદ થયો! મારી સંસ્થાનું કે નવપંથનું એ જયચિહ્ન જ છે એવી માન્યતાથી મને આનંદ થયો હશે; પણ બળવંતરાવનો જય એ મારો જ જય, ને એમની મહત્તા એ મારી જ મહત્તા, એમ પણ મને લાગ્યું એટલા તે મને મારા લાગવા માંડ્યા!

આભારપ્રદર્શન વગેરે પૂરું થયું તે પછી તમે, સુનંદરાવ, તે અને હું એમ ચાર જણાં સભાગૃહમાંથી બહાર નીકળ્યાં. પણ સુનંદરાવ અને તમે 'વ્યાખ્યાન બહુ સરસ થયું' વગેરે વાતો કરીને થોડી વારે તમારા પેલા સોનગામનિવાસી મિત્ર સાથે તેને ઘેર જવા ઊપડ્યા અને 'અચલેશ્વરીની બાજુએ જો ફરવા જવું હોય, તો અમેય અમારું કામ પૂરું થયે એ બાજુએ આવીએ છીએ,' એમ કહી તમે વિખૂટા થયા. લોકોનાં અભિનંદન વગેરે સાંભળીને અમે બન્ને અચલેશ્વરી તરફ ફરવા ગયાં.

'આજનું વ્યાખ્યાન સાચે જ સરસ થયું,' મેં કહ્યું.

'થયું હશે,' તે બોલ્યા: 'પણ વ્યાખ્યાન સરસ થયું કે નીરસ થયું એ ગૌણ પ્રશ્ન છે. તેમાંના મુદ્દા બરાબર હતા કે નહિ એ મહત્ત્વનો પ્રશ્ન છે.'

'હવે આ નકામો ઢોંગ કરો છો, હંકે !' મેં હસીને કહ્યું: 'વક્તા તરીકે પંકાવાની નાનપણથી તમને હોંશ છે, એ હું બરાબર જાણું છું. એટલે નકામો ડોળ રહેવા દો.'

'એ સવાલ નથી,' તે બોલ્યા: 'વક્તા ગણાવાની મને હોંશ હતી, હોય ખરી. મારે કીર્તિ જોઈએ છે, માન જોઈએ છે, બધુંય જોઈએ છે. પણ હવે એ ઇચ્છા એટલી બધી તીવ્ર રહી નથી. મારી કીર્તિ થવાથી જેને આનંદ થયો હોત, તે મા હવે નથી, બાપા નથી, પત્ની નથી, કોઈ જ નથી ! કોને માટે હું કીર્તિ મેળવું ? લોકો મને સારો કહે એ ગમે છે; આપણા કાર્યને આવી કીર્તિથી વેગ મળે છે, એ વાત સાચી છે. પણ મને કીર્તિ મળે તેથી સાચો આનંદ કોને થશે ? સુનંદરાવ, જોશી વગેરે મિત્રો છે તેમને આનંદ થશે; તનેય આનંદ થશે; પણ, પણ—માબાપને અને પત્નીને થતો આનંદ જુદો અને મિત્રોને થતો આનંદ જુદો !' આમ બોલી નિઃશ્વાસ મૂકચો ને પછી બોલ્યા: 'પણ જે છે, તે ઠીક જ છે. જેના નસીબમાં જે હોય તે જ તેને મળે છે. પાસે હોય તેમાં જ માણસે સંતોષ માનવો, એમાં જ ડહાપણ છે.'

'પણ તમારા અવાજ ઉપરથી એમ લાગે છે કે તમને સંતોષ થતો નથી,' મેં કહ્યું.

'એ વાત હવે રહેવા દે. આપણે બીજી વાતો કરીએ,' તેમણે કહ્યું. અને પોતાના વિચારમાં મગ્ન થઈ તે બેચાર મિનિટ લગી કશું બોલ્યા નહિ. મનમાં ને મનમાં વિચાર કરતા વચ્ચેવચ્ચે નિસાસા નાખતા તે ચાલતા હતા. હું કોઈ સવાલ પૂછું તો ટૂંકાણમાં જવાબ આપતા. પાંચછ મિનિટ લગી ચાલીને તે બોલ્યા: 'હવે આપણે પાછાં ફરીએ. સૂર્યાસ્ત થવા આવ્યો છે. હવે અચલેશ્વરીએ નથી જવું.'

'કેમ, તેનો ડર લાગે છે કે શું ?' મેં સસ્મિત પૂછ્યું.

'તેનો ડર નથી લાગતો; તારો ડર લાગે છે ! પણ—રહેવા દે, એ

વાતો જવા દે. આપણે એ વાતો ટાળવી જ જોઈએ, આપણે હવે પાછાં જ વળીએ.'

'જરાક આગળ જઈને પાછાં ફરીશું,' મેં કહ્યું, ને હું આગળ ચાલવા લાગી. પાછળ તે પણ આવ્યા.

પછી મેં પૂછ્યું: 'એક સવાલ પૂછવો છે; ખરો જવાબ આપવો પડશે.'

'કયો સવાલ છે? તારી સાથે હું કદી જૂઠું બોલ્યો છું ખરો?'

'તમારા વ્યાખ્યાનના વખતનો તે આશાવાદ અને તે ઉત્સાહ, તે કલ્પનારમ્ય સમાજચિત્રો અને——'

'એ તો વ્યાખ્યાનના વખતનો આવેશ. તે તો કેવળ નાટકી હોય છે. તે કેટલેક અંશે સાચો હોય છે; પણ વિષય સાથે તન્મય થઈ ગયા પછી તે ઉત્પન્ન થતો હોય છે. પણ છેક હૃદયના અંતઃકોશમાંથી આવેલો નથી હોતો. મારા સાચા જીવનનો સાચો આવેશ, સાચો ઉત્સાહ, સાચો આનંદ કેટલેક અંશે હવે ઓછો થઈ ગયો છે. એટલે તે પ્રમાણમાં થોડોઘણો અસંતોષ તો રહેવાનો જ. Life is only a duty to me (જીવન મારે મને કેવળ એક કર્તવ્ય છે). કર્તવ્ય પીડા આપનારું થતું નથી, અને તેમાં મારું મન રમે છે, એ વળી એમાં સારી વાત છે.'

'Duty (કર્તવ્ય) ઉપરાંત તમારે બીજું શું જોઈએ છે?'

'શું જોઈએ છે?—શું કહું? મારે અનેક વસ્તુઓ જોઈએ છે. સમાજવ્યવસ્થા સુધરવી જોઈએ; બૌદ્ધિક અને નૈતિક પ્રશ્નોનો ઉકેલ આવવો જોઈએ; બધાં લોકોને ઉચ્ચ શિક્ષણ મળવું જોઈએ, આરોગ્ય જોઈએ, કલાકૌશલ્ય જોઈએ, સૌંદર્ય જોઈએ, ને બીજી કેટલીય વસ્તુઓ જોઈએ. પણ જોઈએ છે એટલે કંઈ મળી થોડી જ જાય છે?'

'તેમાંની એકાદ મળે, તો તેનો હૃદયપૂર્વક સ્વીકાર કરો ખરા?'

'અવશ્ય!'

'મને સ્વીકારી શકાય એટલું એ હૃદય મોટું છે ખરું?...

...હું સાચું કહું છું, આટલા દિવસ લગી મારી વૃત્તિ એવી હતી કે મારા 'હા' કહેવાથી તમારી ઉપર ઉપકાર થાય. આજે મારી વૃત્તિ બદલાઈ છે. તમે જો મને સ્વીકારશો તો મારી ઉપર ઉપકાર થશે.'

મારા આ શબ્દો સાંભળીને તે ચકિત થઈ ગયા. થોડી વાર સ્તબ્ધ રહીને પછી બોલ્યા:

'આમ બોલવામાં શો અર્થ છે? નકામી અતિશયોક્તિ કરીશ નહિ. જૂના વિચારો આપણે છોડ્યા, જૂના રિવાજોય છોડ્યા, હવે જૂની ભાષાનું શું કામ છે? અને આવે પ્રસંગે જૂની ઔપચારિક ભાષાનું શું કામ છે? સાચી વાત તો એ છે કે મારી ઉપર તારા અનંત ઉપકારો છે. મારો તને ઉપયોગ થશે, પણ તે થોડો. સુનંદરાવે વર્ણવેલી મારી અવસ્થા વારંવાર સાંભળીને તને મારી દયા આવે છે, ને તેથી તું મને પરણવા તૈયાર થઈ છે, એ હું સમજું છું.'

'કેટલાક દિવસ પહેલાં જો મેં 'હા' કહી હોત તો એમ થાત ખરું. 'હા' કે 'ના' કહેવું એ આજ લગી મારા હાથમાં હતું. પણ હવે તો મારી જાતની ઉન્નતિ કરવાને માટે મારો સ્વીકાર તમે કરો એવી હું વિનંતિ કરું છું! આ ભાષા તદ્દન ખરી છે; પણ તમે નહિ માનો.'

'કોઈએ કોઈનો સ્વીકાર કરવાની જરૂર નથી. આપણે અરસપરસ એકબીજાને સ્વીકારીએ, સાચવીએ, ઉન્નતિને રસ્તે જઈએ, એ ખરી વાત છે. પાછલી બધી જૂની વાતો સાચી; પણ આ વાત સૌથી વધારે સાચી છે.'

'કબૂલ છે. અપનાવી લેવાની ભાષા થોડીઘણી સાચી હોય તોય છોડવા હું તૈયાર છું. બન્ને એકબીજાને સ્વીકારે, સાચવે અને ઉન્નતિને પંથે જાય, એ જ અંતઃકરણના ખૂણામાંની વાત છે. બીજી બધી વાતો ઉપરનાં પડોમાંથી નીકળે છે. એ ભાષા છોડીને અંતઃકરણની ગુફામાંનું સત્ય કહેવું હોય, તો તમે જે શબ્દો વાપર્યા તે જ

સાચા હતા અને તે જ મને માન્ય છે. કારણ સત્ય એ જ આપણો ધર્મ અને એ જ આપણો દેવ.'

'સત્યની સાથે સૌજન્ય અને સૌંદર્ય એ બે દેવોને મૂકવા જોઈએ.'

'ઉચ્ચતમ સત્યમાં એ સમાઈ જાય છે જ. સત્ય એ જૂના પરમેશ્વરની જેમ વસ્તુતઃ એક જ છે; પણ ભક્તોને ત્રિમૂર્તિક દેખાય છે.'

'આ સત્યદેવને વિષે આવી ભાષા વાપરવી એ જ ભૂલ છે. આપણે પહેલાં લક્ષણાયુક્ત ભાષાનો ઉપયોગ કરીએ છીએ. પણ એ લાક્ષણિક ભાષા પાછળથી લોકોને જ નહિ પણ આપણનેય છેતરે છે. તેથી આપણે તેને ટાળીએ. આ બધું જોકે એક રીતે સાચું હોય, તોપણ આ પળે હું એટલું તો કહેવાનો જ કે તું જ મારું સત્ય છે, તું જ સૌજન્ય અને તું જ સૌંદર્ય છે!'

'મારનારાનો હાથ પકડી શકાય, પણ બોલનારાનું મોઢું થોડું જ પકડી શકાય છે?'

કેટલીય વાર અમે વાતો કરતાં કરતાં આગળ ગયાં. પણ વધારે વાર થાય તેથી વાતો ઘણી બાકી રહી હતી, તોય પાછાં ફર્યાં. આવતાં સુનંદરાવ અને તમે મળ્યા. ને પછી તમે મને "હા જેવો નાનો શો શબ્દ ઉચ્ચારવામાં કેટલી ખેંચતાણ કરે છે? કહી દેને એકવાર 'હા' અને કરને બળવંતરાવને સુખી," એમ કહ્યું. તે પછી આવી ઠઠ્ઠામશ્કરીની વાતો ચાલતી હતી, તે દરમિયાન તમને અમારા વાઙ્-નિશ્ચયની ખબર પડી. સુનંદરાવની પાસેથી તેમનાં પત્નીએ, તેની પાસેથી પડોશણે અને એવી રીતે આખા ગામે એ સમાચાર બીજે દિવસે દશ વાગતાં વહેલાં જાણ્યા. આ બધી હકીકત તો તમે જાણો જ છો, તેથી લખતી નથી.

તમારી સ્નેહાંકિત
સુશીલા."

## [ ૪૦ ] અમે હવે સ્વતંત્ર થયાં !

ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવને બીજે દિવસે જ બળવંતરાવ અને સુશીલાનું ઇંગ્લંડ, અમેરિકા અને રશિયા વગેરે દેશોમાં જવાનું નક્કી થયું. પહેલા જ શુભ મુહૂર્તને દિવસે વિવાહવિધિ આટોપી લેવો અને તે પહેલાં જ ફોટા વગેરે કઢાવી પાસપોર્ટ (પરવાનો) મેળવી લેવાનો પ્રયત્ન કરવો, એવું નક્કી થયું. કયે દિવસે કઈ બોટ પકડવી, ક્યા વર્ગમાં પ્રવાસ કરવો, સાથે શું શું લેવું વગેરે વાતો હવે શરૂ થઈ. સોનગામની શાળા અને વિશ્વકુટુંબી સંસ્થાની વ્યવસ્થા પણ સુનંદરાવને સોંપવામાં આવી. આ સંસ્થાનાં એક, બે ને ત્રણ સભ્યોમાંથી બે બહાર જાય એટલે પાછળ રહેલા એક સભાસદથી સંસ્થાનો કારભાર 'એક'મતે અને 'એક'સૂત્રે ચાલશે, એ વિષે કોઈને જ શંકા ન હતી !

વિલાયતગમનને વિષે વાતો થયા પછી પહેલાંને દિવસે થયેલા વ્યાખ્યાન તરફ—જે વ્યાખ્યાન એકદમ એક જાતની કૌટુંબિક ક્રાંતિ આણવામાં કારણરૂપ થયું હતું, કાંઈ નહિ તો નિમિત્તરૂપ થયું હતું, તે વ્યાખ્યાન તરફ વાતચીતનો પ્રવાહ વળ્યો. વિનાયકરાવે સ્પષ્ટ રીતે પોતાનો મત દર્શાવ્યો કે "વ્યાખ્યાન સારું થયું, એ વાત સાચી હોય, તોપણ મારી શંકાનિવૃત્તિ પૂરેપૂરી થઈ નથી. તમારો આ વિશ્વકુટુંબી

પ્રયોગ આજકાલમાં થવાનો નથી. તે સોબસો વરસ પછીના યુગમાં શરૂ થવાનો છે, એ વળી એમાંય સંતોષકારક બીના છે! તે આપણી હયાતીમાં શરૂ નથી થવાનો એ તો ઘણા આનંદની વાત છે. નહિ તો તમારા ગાંધીનો કોઈ ખદ્દર–બહાદર ગુમાસ્તો અમારા જેવાને 'આમ કરજો ને આમ ન કરશો,' એમ કહેશે, અને સાબરમતીથી નીકળેલા ફરમાન પ્રમાણે, હડતાળ, અપવાસ કે મૌનવ્રત પાળવાની ફરજ પાડશે.!"

"લોકોને આજે વળી કયાં મોટી સ્વતંત્રતા છે, કે આનાથી આટલું બધું બીવું જોઈએ?" સુશીલા બોલી: "આજે આખું જગત આર્થિક, સામાજિક ને રાજકીય ગુલામગીરીમાં છે. પોતાને ગમતું કયું કામ કોઈ હોંશથી કરી શકે છે? પરિસ્થિતિના જુલમ વિષે કોણ ફરિયાદ નથી કરતું? આજની સ્વતંત્રતા કેવળ નામની છે. સ્વતંત્રતા હોય તો તે કેટલીક વ્યક્તિ પૂરતી જ છે. તેવી સ્વતંત્રતા તો ભવિષ્ય-કાળનાં કુટુંબોમાંય થોડીઘણી વ્યક્તિઓને મળી રહેશે."

બળવંતરાવે 'મારું નાક નકટું છે; પણ તારું તો મોટું છે,' એના જેવી આ ચર્ચાનું સ્વરૂપ ફેરવી ઉચ્ચ ભૂમિકા ઉપર જઈને કહ્યું: "અને સાચું જ કહેવું હોય તો રેલવે, રસ્તા, પોસ્ટઑફિસ વગેરે બાબતોની આજે સરકાર વ્યવસ્થા કરે છે, એથી શું આપણી ઉપર જુલમ થાય છે? જી. આઈ. પી. રેલવે ખાનગી કંપનીના તાબામાં હતી. સરકારે તેને પૈસા આપીને તે પોતાના તાબામાં લઈ લીધી ને? અને તેમાં નુકસાન શું થયું છે? એકેએક રેલવે કંપનીને આપણે આવી જ રીતે ખાનગી માલિકીમાંથી સરકારી માલિકી નીચે આણવા માગીએ છીએ ને? રેલવેની માફક એક પછી એક મિલો પૈસા આપીને સરકાર તાબામાં લે, તો તેમાં ખોટું શું છે? મજૂરોને તો આજેય બીજાના હાથ નીચે કામ કરવું પડે છે. વિશ્વકુટુંબમાં પણ એવું જ કરવું પડશે. મૅનેજરને આજે એકાદ શેઠિયો નીમે છે,

તેને બદલે કાલે કોઈક મિસ્ટર ફાયનેન્સ મેમ્બર અથવા ઈન્ડસ્ટ્રી મેમ્બર નીમશે. આ સરકારી અમલદારો કોક વાર ભૂલો કરી બેસશે; કેટલાક ખરાબ અને લુચ્ચાય હશે. પણ અત્યારના મિલમાલિક શેઠિયા ને ભાટિયા શું બધા જ સારા છે? તેઓ કદી ભૂલો કરતા નથી? તેમને તેમની લુચ્ચાઈને કારણે જેલમાં નથી જવું પડતું? ખરી વાત તો એ છે કે બધો કારભાર ધીમેધીમે ક્રમેક્રમે સરકારના એટલે લોકોના તાબામાં જશે. આમાં 'ધીમેધીમે' અને 'ક્રમેક્રમે' એ શબ્દો મહત્ત્વના છે તો વિશેષ નુકસાન થવાનો સંભવ નથી. થાય તો ફાયદો થવાનો જ સંભવ છે."

"બીજી વાત એવી છે કે મજૂરોનો અને મૂડીદાર લોકોનો, નોકરોનો અને માલિકોનો આજે જે સાપ અને નોળિયા જેવો શાશ્વત વિરોધ છે, તે તમારી પદ્ધતિમાં કદીય મટવાનો નથી. અમારા વિશ્વકુટુંબમાં એ મટશે જ એવું જોકે કહી શકાતું નથી, તોપણ મટવાનો સંભવ વધારે છે, એ વાત ચોક્કસ. તમારી આજની સમાજ-વ્યવસ્થામાં પૈસો ઓછો હોવાથી કજિયા થાય છે, એમ નથી. સોનાનો એકાદ મેરુ પર્વત તમને વિનામૂલ્યે મળી જાય, તોય તમારા આ કજિયા ચાલુ રહેવાના છે. કારણ આ મેરુ પર્વતને લૂંટી લેનારા લોકો ઓછાવત્તા શક્તિમાન અને યુક્તિમાન હોવાના જ; એટલે આ વિષમતા કાયમ રહેવાની. તેથી મજૂરોને આજે ત્રીશચાળીશ રૂપિયા દર મહિને મળે છે તેને બદલે ત્રીશચાળીશ કરોડ રૂપિયા દર મહિને મળે તોય તેમને સંતોષ નહિ થાય. કારણ તે ત્રીશચાળીશ કરોડ રૂપિયાની કિંમત તે વખતે ત્રીશચાળીશ રૂપિયા જેટલી જ હશે. લંકાની સોનાની ઈંટોની જે વાત થાય છે, તેની જ પુનરાવૃત્તિ થશે ને ઘડીભર એમ માનીએ કે મજૂરો અને નોકરોને ખરેખર હજારો-ગણી સુખસગવડ મળે, તોય તેમને સંતોષ થવાનો નથી. કારણ આર્થિક વિષમતાને કારણે મનમાં જે વિષમતા રહે છે, તે તો કાયમ જ

રહેવાની. મૂડીદાર લોકો ચાલો વગેરે બાંધી આપે, અને બીજી બધી સગવડો કરી આપે, એટલે આ કલહ મટશે એમ ઘણા માને છે. પણ તે ભૂલભરેલું છે. આ સવાલ માત્ર પૈસાનો નથી; પણ તે માનનો છે. તે કેવળ માનનો પણ નથી; કારણ નોકર અને શેઠનો દરજ્જો ભલે સરખો હોય, તોપણ સત્તા શેઠની અને નોકર માત્ર મળેલા હુકમ પાળનારો, એવી સ્થિતિ જ્યાં લગી રહેશે, ત્યાં લગી સમાજમાં અસંતોષ રહેવાનો જ. આ અસંતોષ ક્યારે દૂર થશે? આ સવાલનો જવાબ એવો છે કે અમુક શેઠ, ને અમુક સત્તાધારી એવું કાંઈ નહિ; પણ સમાજ જ એક માલિક, બધાં કામ સમાજનાં, બધા જ સમાજના નોકર! અથવા એમ કહો કે સમાજ અને વ્યક્તિમાં રહેલું દ્વૈત નષ્ટ થયા પછી, જ્યારે શેઠ અને નોકરની વચ્ચે મારું કામ ને તારું કામ એવો ભેદ જ્યારે નહિ રહે, બધાં કામ આપણાં, જે કાંઈ થાય છે તે આપણું, એવું દરેક જણને જ્યારે લાગવા માંડશે અને દરેક જણ જે કામ આવે તે મારું જ કામ છે એમ સમજીને તે ઉત્તમ રીતે, સુંદર રીતે કરશે (આનંદથી ને હોંશથી કરશે), ત્યારે સમાજના બધા વિરોધ, કલહો, હડતાળો, મારામારી, યુદ્ધો ને મહાયુદ્ધો અટકશે."

"આ બધું ખરું," વિનાયકરાવ બોલ્યાઃ "પણ સ્વાર્થની પ્રેરણા વિના તમારા વિશ્વકુટુંબમાં કામ કોણ કરશે? તેં ગઈ કાલે અને આજે આપેલો જવાબ મને પૂરેપૂરો સંતોષકારક દેખાતો નથી. તારી એ વાત મને માન્ય છે કે માણસ કાંઈ પૂરેપૂરો સ્વાર્થી નથી. તારી એ વાત પણ હું કબૂલ કરું છું કે જે વાતની માણસને હોંશ હોય છે, જેનો તેને મદ હોય છે, તે કામ તે વખત ન મળતો હોય તોપણ ગમે તેમ કરી મેળવીને, રાતદિવસ મહેનત કરીને, ખરા હૃદયથી પૂરું કરે છે. એ વાત પણ મને મંજૂર છે કે આ રીતે થયેલું કામ જ સારું હોય છે! મજૂરીથી કરાવેલા કામમાં કશો અર્થ નથી. જગતનાં બધાં સારાં કામ હોંશીલા ને આવા નાદવાળા માણસોએ જ કરેલાં

છે. કવિ, ગ્રંથકાર, કલાવિદની ઉત્તમોત્તમ કલાકૃતિ પૈસાની આશાથી થતી નથી. ગમે તેટલા પૈસા ખરચો તોય માતાનો પ્રેમ બજારમાં મળવાનો નથી. એવી જ વાત પત્નીપ્રેમની. આ બધી વાતો ખરી. મનગમતું ને હોંશથી થાય એવું કામ હોય તો માણસો કામથી નાસતા નથી; એવું કામ કરતાં થાકતા નથી; 'હીરો ઘોઘે જઈ આવ્યો' જેવું કરતા નથી; સાચા દિલના ઉમળકાથી કામ કરે છે, આ બધું તું કહે છે, તે પ્રમાણે મને બરાબર અક્ષરશઃ માન્ય છે. દરેક જણને આવું મનગમતું કામ મળે તો આજના કરતાં હજારગણું કામ તે કરશે; સમાજની સંપત્તિ હજારગણી વધશે; અસંતોષ સાવ ઘટી જશે; એ બધું કબૂલ. પણ...પણ...એ થશે કેવી રીતે? બધાંને મનગમતાં કામ મળશે કેવી રીતે? તમારા વિશ્વકુટુંબમાં બધાને કામ વહેંચી આપનારો કોઈ વ્યવસ્થાપક તો હશે જ ને? તે બધાને ગમે તેવાં ભલતાં કામ નહિ જ આપે, એની શી ખાતરી?"

"તમારો આક્ષેપ કબૂલ છે," બળવંતરાવ બોલ્યાઃ "પણ તે ઠેકાણે રહેનારી જનતાનો દાબ હોય તો વ્યવસ્થાપક પણ તદ્દન ભલતી રીતે વર્તી શકશે નહિ. બીજી વાત એમ છે, બધી જનતાને શિક્ષણ વગેરે આપીને બૌદ્ધિક અને નૈતિક દૃષ્ટિથી સુધારો એટલે વ્યવસ્થાપકો પણ સુધરશે. અને અન્યાય કરવાનું મુખ્ય કારણ જે લોભ છે, તે જ અશક્ય થયા પછી એ પ્રમાણમાં અન્યાય પણ ઓછો થશે. અહંકાર, અધિકાર, લાલસા વગેરે અન્યાયનાં બીજાં કારણો છે. પણ તેમને ધીમેધીમે દૂર કરવા માટે શિક્ષણ વગેરે ઉપાયો યોજો એટલે એમાં થોડીઘણી સફળતા મળશે, ને પૂરી સફળતા ન મળે, તોપણ આજના કરતાં સમાજ વધારે સુખી થશે, એવી અમને તો આશા છે. આધિભૌતિક ક્ષેત્રમાં બળદગાડીથી માંડીને વિમાનો લગી પ્રગતિ થઈ છે, તેવી બૌદ્ધિક અને નૈતિક બાબતમાં નહિ થાય, એ મને કબૂલ છે. પણ ધીમેધીમે પ્રગતિ કરવી એ શક્ય છે. શિક્ષણ સારું

આપીએ, લોભને મૂળમાંથી કાપીએ, છોકરાઓ સામે સારાંસારાં દૃષ્ટાંતો મૂકીએ, તો આવતી પેઢીના લોકો અત્યારના કરતાં સારા નીપજશે. અને પછી તો આ સુધારાનો વેગ ગણિતશ્રેઢીથી નહિ પણ ભૂમિતિશ્રેઢીથી વધશે, એવી મારી માન્યતા છે. કદાચ એ કલ્પના-સામ્રાજ્યમાં જ હશે, તોપણ આ વાત હું નિઃસંશય માનું છું કે ધીમેધીમે સમાજની બૌદ્ધિક અને નૈતિક સુધારણા કરવી એ શક્ય છે. અમે વિશ્વકુટુંબવાદી લોકો માનવસ્વભાવને વિષે આશાવાદી છીએ. તમે લોકો નિરાશાવાદી હોવાથી જ ઈશ્વર ઉપર વિશ્વાસ રાખો છો! મનુષ્ય શ્રેષ્ઠ ને ઉચ્ચતમ વસ્તુઓ કરી શકવાનો નથી; ઈશ્વર તે તેને માટે કરશે, અથવા તેની પાસે કરાવશે, આ તમારું તત્ત્વજ્ઞાન! અમે માનવપ્રયત્ન ઉપર વિશ્વાસ રાખીએ છીએ. મનુષ્ય સ્વભાવે નીચ છે, કેવળ સ્વાર્થી છે, એમ અમે માનતા નથી. અમારી માન્યતા તર્ક કે અનુભવને છોડીને બંધાઈ નથી. મનુષ્ય કેવળ સ્વાર્થૈકતત્પર બુદ્ધિયુક્ત પશુ છે એમ તમને લાગે છે. તેનામાં પશુત્વનો અંશ છે, છતાં તે દેવ થઈ શકશે, નરનો નારાયણ પણ બની શકશે, એવું અમે માનીએ છીએ. માણસ પહેલાં સત્યયુગમાં દેવસમો હતો, દેવોમાં બોલતોચાલતો હતો; એમ તમે માનો છો. અમારા મત પ્રમાણે સત્યયુગ હજી આવવાનો છે. ને તે આવશે એટલે મનુષ્ય દેવ જેવો જ થશે. તે સમયના આદર્શ લોક એ અમારા દેવ. એ દેવ હજી ઉત્પન્ન થવાના છે. તેમનો અવતાર અમારે પેટે થવાનો છે. તમે માનો છો કે દેવ આપણને ઉત્પન્ન કરે છે. અમે એમ કહેનારા કે દેવોને અમે જન્મ આપીશું. કાંઈ નહિ તો અમારી ઇચ્છા તો એવી છે જ. અમારું કથન તર્ક કે અનુભવને અનુસરતું જ છે. તેથી આ દિશાએ પ્રયત્ન કરી જોવો એવું અમે કહીએ છીએ. એમાં ભૂલ ક્યાં છે?"

"ખરી ભૂલ તો ત્યાં છે," વિનાયકરાવે કહ્યુંઃ "કે પહેલાં આવા ઘેલા પ્રયત્નો નિષ્ફળ થયા છે, એ તમે ભૂલી જાઓ છો. ઇતિહાસને

તમે લગીરે માનતા નથી. તમને ઇતિહાસની જાણે ખબરે નથી; એવી રીતે તમે વર્તો છો! એ ડાહ્યા માણસોનો રસ્તો નથી."

"પહેલાં આવા પ્રયત્નો નિષ્ફળ થયા તેનાં ઘણાં કારણો છે," બળવંતરાવ બોલ્યા: "પહેલાંની ભૂલો દૂર કરીને વર્તવું એ જ ઇતિહાસનો ખરો ઉપયોગ. એક વાર દૂધનો દાઝેલો માણુસ છાશ ફૂંકીને પીએ, એ ઇતિહાસનો ઉપયોગ નથી."

"પણ દૂધ કયું ને છાશ કઈ એ તો જોવું જોઈએને?" સુનંદરાવ કેવળ વિવાદ માટે બોલ્યો.

"તેથી તો લોકોએ ચર્ચા કરવી જોઈએ" બળવંતરાવે જવાબ આપ્યો: "ચર્ચા કરીને, સાધકબાધક વિચાર કરીને, બધાં પ્રમાણો જોઈને, સિદ્ધાંત નક્કી કરવાનો અને લોકોને ગળે તે ઉતારવાનો માર્ગ સ્વીકારવો એ જ સામાજિક દૂધ-છાશ ઓળખવાનો સાચો માર્ગ છેને?" લોકોને એકાદ વાત સમજાવીને ઠસાવવી અને પછી તેને અમલમાં આણુવાનો તેમની સંમતિ અને મદદથી પ્રયત્ન કરવો. આ રસ્તે કોનું કેવી રીતે અહિત થશે?"

"મારો સામાન્ય જનતા—બહુસંખ્યક લોકો ઉપર વિશ્વાસ નથી. જે કેટલાક થોડા ડાહ્યા માણસો હોય, તેમના વિચારો અને પ્રયત્નોને હું માન્ય ગણનારો છું."

"આ જુદી વાત થઈ," બળવંતરાવે કહ્યું: "તમારા કથનમાં સત્યાંશ છે. પણ આપણે એ વિષે ઘણો વિચાર કર્યો છે અને ઘણી વાર એ વિષે બોલ્યા છીએ. પણ હવે એ ચર્ચાની જરૂર નથી. પણ હમણાં માત્ર મને એક વાત નક્કી લાગે છે, કે સમાજે વિચાર કરવો જોઈએ. જે વાત ઇષ્ટ હોય, તે સુધારો આચારમાં આણુવાનો પ્રયત્ન કરવો જોઈએ. સુધારો પોતાની મેળે થશે અથવા ઈશ્વર સુધારો આણુશે, એ કહેવામાં કશો અર્થ નથી. મનુષ્ય એ જ દેવ છે. 'नर करणी करे तो नारायण हो जाय'—આ કહેવત પહેલાંના અર્થમાં નહિ,

પણ બીજા અર્થમાં તો સાચી છે. પૂર્વના યુગમાં દેવોનો અમલ માનવો ઉપર હતો. હવે તો માનવો દેવ થવા માંડયા છે! અમે હવે અમારી જાત સિવાય બીજાને દેવ માનતા નથી. તરીશું તો અમે જ પોતાની જાતને તારીશું, અને મરીશું તો અમારાં કામને લીધે જ મરીશું; આ અમારો સિદ્ધાંત. અને માનવજાતિ ધારે, તો શું નહિ કરી શકે?"

"મનુષ્યના દેવ થવાના નથી," વિનાયકરાવ એકદમ બોલી ઊઠયા.

"કબૂલ," બળવંતરાવ સ્મિત કરીને બોલ્યા: "પણ અમે માનવો માનવ તરીકે જ રહીએ એવી અમારી સાચી ઇચ્છા છે. પહેલાંના ક્ષીરસાગરમાં ઊંઘી રહેનારા કે ભોળપણમાં ભલતાં જ વરદાન આપનારા, આળસું, ભોળા, ઠગારા, પક્ષપાતી દેવોની અમને કશી જરૂર જ નથી! એવા દેવોની મદદ અમારે ન જોઈએ. અમારો ઉદ્ધાર અમે જ કરવાના. 'आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः।' (આત્મા જ પોતાનો મિત્ર છે; ને તે જ પોતાનો શત્રુ છે.) અમે હવે દેવોની ગુલામી છોડી. અમે દેવોના દાસ થવાના નથી; તેમ અમારી સ્ત્રીઓ પણ 'દેવદાસી' થવા ઇચ્છતી નથી. અમે હવે દેવોની ગુલામીમાંથી મુક્ત થયા છીએ. અમે હવે સ્વતંત્ર થયા છીએ. લોકોનેય અમે સ્વતંત્ર બનાવવાના!"

બળવંતરાવે આ વાકચ ભાગ્યે જ પૂરું કર્યું હશે, ત્યાં તો તેમને એક પોલીસ ઇન્સ્પેકટરે બહાર બોલાવ્યા અને તેમને ત્રણ વૉરંટ બતાવ્યાં. સુશીલા અને સુનંદરાવને તેમણે બહાર બોલાવ્યા પછી તે ત્રણેને પોલીસ ઇન્સ્પેકટરે પોલીસોના કબજામાં સોંપ્યાં. તે પછી એ ત્રણેનાં ઘરોની ઝડતી લેવામાં તે મગ્ન થયો. સૌથી પહેલાં સુશીલાના ઘરની ઝડતી થઈ. ત્યાં અને બીજે ઠેકાણે પોલીસોને શું મળ્યું તે તો તેઓ જ જાણે!

## [૪૧] મારે દલીલ કરવી નથી; માત્ર તાકીદ આપવી છે

કાગળપત્ર વગેરેમાં પોલીસોને દોષપાત્ર એવું કશુંય મળ્યું નહિ. કશું હતું જ નહિ, પછી ક્યાંથી મળે? પણ સરકાર ઘણી શંકાશીલ હોય છે. તેને બધે લાલ રંગ જોવાનો રોગ થયો હોવાથી, જ્યાં જુએ ત્યાં લાલલાલ દેખાય છે. અને 'જૉન બૂલ'ને લાલ ચીંથરું દેખાય કે તરત જ એ ચીંથરું કાલ્પનિક હોય તોપણ તેનું માથું ભમવા માંડે છે ને તે વખતે તે ગમે તે કરી બેસે છે. પણ જૉન બૂલમાં એટલો ગુણ છે, કે તે દીર્ઘદ્વેષી નથી. ભૂલ દેખાય કે તરત જ તેને સુધારવામાં તેને શરમ લાગતી નથી. રાજ્યવ્યવસ્થામાંના એક ચક્ર તરીકે તે ગમે તેવો હોય, તોપણ વ્યક્તિ તરીકે તે તદ્દન સીધો અને ન્યાયપ્રિય હોય છે.

સોનગામનિવાસી મિત્રોને ચાર માસ લગી પૂનામુંબઈ અટકમાં રાખીને આમતેમ ફેરવ્યાં અને જુદાજુદા મોટામોટા પોલીસ અમલદારોએ તેમને અલગ રાખીને દમદાટી, ધમકી, દબાણ

વગેરે પ્રયોગો તેમની ઉપર કર્યા. સુશીલાને જાતજાતની લાલચો આપવામાં આવી ને ધમકીય બતાવવામાં આવી. હસ્તસ્પર્શ થયો નહિ, પણ લખાય નહિ એવા ગલીચ અપશબ્દો સાંભળવા પડયા. આખરે આ બધા મિત્રો તદ્દન નિર્દોષ છે, એવી નીચેથી ઉપર લગી સૌની ખાતરી થઈ. જિલ્લાના કલેકટરસાહેબે (તેમનું નામ 'રાઈટ'-સાહેબ હતું) તેમને એક દિવસ બોલાવીને, બેસવા માટે ખુરશીઓ આપી, અને "તમે આવાંઆવાં રાજદ્રોહી ભાષણો કરો છો, આવા-આવા રાજદ્રોહી લેખો લખો છો, તો હવે પછી એવું ન કરશો. આ વખતે માત્ર તાકીદ આપીને તમને છોડી મૂકવાનો ઉપરથી હુકમ આવ્યો છે, તેથી હું તમને છૂટા કરું છું," એમ કહ્યું.

બળવંતરાવે ત્રણેના વતી 'રાઈટ' સાહેબનો ઔપચારિક ઉપકાર માન્યો; અને છેવટે એવી ઇચ્છા દર્શાવી કે ભાષણોમાં, લખાણોમાં કે સભાના કાર્યક્રમમાં વાંધો લઈ શકાય એવો ભાગ કયો છે, તે ચોક્કસ રીતે બતાવવામાં આવે તો સારુ થાય. કલેકટરસાહેબની પાસે ભાષણોની, રિપોર્ટોની ફાઈલ વગેરે બધું હતું જ. તેમણે તેમાંથી રાતી પેનસિલ વડે નિશાની કરેલા ભાગ વાંચી બતાવ્યા અને આવા વિચારોનો પ્રચાર કરવો એ ભૂલ છે, એમ કહ્યું. સુશીલા ચર્ચા કરીને પોતાના વિચારો બરાબર અને ન્યાય્ય છે એ બતાવી તે વાત સિદ્ધ કરવા લાગી. 'રાઈટ'સાહેબ વિવાદમાં હટવા લાગ્યો; કારણ તે સીધો અને ન્યાયપ્રિય હતો. તે વિતંડાવાદ કે ખોટી ચર્ચા કરી શકે એમ હતું જ નહિ. બીજો કોઈ ગોરો હોત તો કદાચ તેણે शेषं कोपेन पूरयेत् । (બાકી ગુસ્સો કરીને પૂરું કરવું) એ આખરી શસ્ત્રનો ઉપયોગ કર્યો હોત. પણ આ તો સજ્જન હોવાથી शेषं हासेन पूरयेत् । એવી એની યુક્તિ હતી. એ યુક્તિનો આશ્રય લઈ તે બોલ્યો: "Well, I cannot argue with you. Women are always right. They will always have the last word. Young ladies, especially, are difficult to argue

with. (સ્ત્રીઓ સાથે—ખાસ કરીને યુવતીઓ સાથે—ચર્ચા કરીને પુરુષો કદીય વિજયી થવાના નથી. આખરનો શબ્દ તેમનો જ હોવાનો અને તેથી તે કહે તે જ સાચું માનવું પડવાનું!)" આ પ્રમાણે સ્મિત-પૂર્વક બોલીને તે બળવંતરાવ તરફ વળ્યો અને બોલ્યોઃ "બળવંત-રાવ, આમાંની સાચી વાત એ છે કે મને ઉપરથી હુકમ મળ્યો છે, તે પ્રમાણે હું વર્તું છું. કલેક્ટર મિસ્ટર રાઈટ, અને સદ્ગૃહસ્થ મિસ્ટર રાઈટ એ બન્ને વચ્ચેનો ફેર તમારા જેવા સમજી શકશે. અંગત રીતે તમારે—તમો ત્રણેના વિષે મને અતિશય—પણ જવા દો એ વાત. હું શું કહેવા માગું છું તે તમે સમજ્યા છો. ગુડબાય—" આમ કહી તેણે એ ત્રણેની સાથે અત્યંત સભ્યતાપૂર્વક હાથ મેળવ્યા, અને ફરીથી એક વાર 'ગુડબાય' કહી પોતાના ઑફિસના કામમાં મગ્ન થયો.

સુશીલા અને બળવંતરાવ પાસપોર્ટ મેળવવો, વિલાયતની ટિકિટો કઢાવવી, સામાન વગેરે ખરીદ કરવો, વગેરે તૈયારી માટે મુંબઈમાં ક્યારનાંય આવ્યાં હતાં. બધી વ્યવસ્થા થઈ ગઈ હતી અને બે દિવસ પછી તે બન્ને જવાનાં હોવાથી તેમને સફળ સફર ઇચ્છવા માટે સુનંદરાવ, વિનાયકરાવ, તેમનાં પત્ની, ઉષા, આ પુસ્તકનો લેખક વગેરે મંડળ ભેગું થયું હતું. બીજું કાંઈ ખાસ કામ હતું નહિ, તેથી વખત પસાર કરવા માટે કોટમાં આવેલા પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ ( વસ્તુસંગ્રહ ) જોવાને બધાં ગયાં હતાં. સુશીલા અને બળવંતરાવની શાળાની સાંપત્તિક વ્યવસ્થા વિષે, શાળાની નીતિ વિષે વાતચીત પૂરી થયા પછી તેમનું ધ્યાન સંગ્રહાલયની વસ્તુઓ તરફ ગયું, ત્યાં લગી તો તેઓ કેવળ શરીરથી તે ઓરડામાં ફરતાં હતાં!

ત્યાં એક ખંડમાં અનેક દેવદેવીઓની, બુદ્ધ વગેરેની પ્રતિમાઓ મૂકેલી હતી. તેમની પડખે જાતજાતની માછલીઓનાં અને બીજાં પ્રાણીઓનાં હાડપિંજર મૂકવામાં આવેલાં હતાં. ત્યાં ગયા પછી સુશીલાએ મશ્કરી કરવાના અવાજે કહ્યું: "હવે મરવા પડેલા

સર્વજ્ઞ, સર્વશક્તિમાન ઈશ્વરનું હાડપિંજરે સો કે બસો વરસ પછી અહીંના એક કબાટમાં મૂકવામાં આવશે, એમ લાગે છે! જીર્ણ થઈ ગયેલા 'ધર્મ'ના હાડપિંજર માટે બીજું એક કબાટ મૂકવું પડશે."

"સ્ત્રીઓ ખરાબ હોય છે, અથવા તો કોમળ હોય છે. સ્ત્રીઓને પડદામાં પૂરી રાખવી જોઈએ અથવા સ્ત્રીઓ એટલે 'ગૃહદેવતાઓ' છે, એ ખ્યાલોનાં હાડપિંજર માટે ત્રીજું એક કબાટ મૂકવું પડશે," બળવંતરાવે કહ્યું.

"યુરોપિયન સ્ત્રીઓમાં નીતિમત્તા બિલકુલ નથી. અમારી હિંદી સ્ત્રીઓ ઘણી નીતિવાળી હોય છે. એક જાતિ નીચી અને બીજી ઊંચી, એ ખ્યાલોને માટે ચોથું કબાટ મૂકવું પડશે," સુનંદરાવ બોલ્યા.

"અને વિશ્વકુટુંબવાદને માટે પાંચમું કબાટ જોઈશે!" આ લેખકે કહ્યું.

"ના, તેને માટે અત્યારે કબાટની જરૂર નહિ પડે," વિનાયકરાવે કહ્યું: "આ વાદ હજી બાલ્યાવસ્થામાં છે. હજી એ વધવાનો છે. તેને હાથે સારાં કામ થવાનાં છે. એ થયા પછી, તેને ઘડપણ આવ્યા પછી, તેને દેહ છોડવો પડશે અને તે પછી ઇતિહાસ-સંશોધકોને, તત્ત્વવેત્તાઓને (કે બૈરાંછોકરાંને!) લહેરથી જોવા માટે તેનું હાડપિંજર અહીં આણવામાં આવશે!"

મકાનમાંના ઘણા ખંડ જોયા પછી આખું મંડળ બગીચામાં આમતેમ જોતું ફરવા લાગ્યું. ક્યાંક બાજુએ જાતજાતનાં પીળાં, રાતાં, નારંગી રંગનાં ફૂલોથી લચી રહેલા છોડ, તો ક્યાંક જાત-જાતનાં રાતાં, ગુલાબી કે પીળાં ગુલાબ, ક્યાંક સ્વદેશી બટમોગરો, જાઈ વગેરે સુવાસિક પુષ્પો, તો ક્યાંક પરદેશી ડેઝી, જર્બેરા, ફ્લૉક્સ, પિંક, કૉસ્મૉસ, નૅસ્ટરશૅમ વગેરે ફૂલો: ક્યાંક લીલુંછમ,

સીધી દોરીમાં કપાયેલું કુમળું ઘાસ, તો ક્યાંક નાનાંનાનાં રંગ-બેરંગી ફૂલોથી ભરાયેલા ક્યારા, ક્યાંક ગુલમોરનાં લાલ ફૂલવાળાં ઝાડ, તો ક્યાંક વગર ફૂલનાં જાતજાતનાં ફર્ન્સ; આવી જાતનો ત્યાં નાનો શો, પણ સુંદર રચનાવાળો, વ્યવસ્થિત અને મનને આહ્લાદ આપે એવો બગીચો જોયા પછી એ મંડળ એક બાજુએ હરિયાળી ઉપર બેઠું.

"પહેલાં આ ઠેકાણે ઘણો કાદવ હતો એમ મનાય છે," આ લેખકે કહ્યું.

"અહીં એટલી ગંદકી હતી, ડાંસ, મચ્છર વગેરે એટલા બધા હતા કે જે માણસ અહીં રહે, તે ટાઢિયા તાવથી મરી જ જાય, એવું વર્ણન છે," સુનંદરાવ બોલ્યા.

"હમણાં અહીં જે બગીચો થયો છે અને જે સ્વચ્છતા અને શોભા આવ્યાં છે, તે એની મેળે આવ્યાં નથી," બળવંતરાવ બોલ્યા: "લોકોએ મહેનત કરી અને પૈસા ખરચ કર્યા ત્યારે આ વાત થઈ."

"પહેલાંનાં ઝાડ ને ઝાડીઓ, મોટાંમોટાં વૃક્ષો પણ કાઢી નાખવાં પડ્યાં છે. 'જૂનાં' હતાં એટલા માટે જ તેમને વિષે અણુછાજતો આદર બતાવવામાં આવ્યો હોત, તો કાંઈ આવી વાતો થાત નહિ," સુશીલા બોલી.

"આ વાતોય ટકશે, એવી ખાતરી છે ખરી?" આ લેખકે પૂછ્યું: "આ આખો બગીચો મિલિટરી ખાતાના તાબામાં જવાનો છે, એમ કહેવાય છે. એ વાત જો સાચી હોય, તો આ ઇમારતમાં જૂનીપુરાણી વસ્તુઓને બદલે કદાચ શસ્ત્ર ને અસ્ત્રો મુકાશે. આપણે બેઠાં છીએ તે જગ્યાએ કદાચ પાંચસો હજાર વરસ પછી aero-drome (વિમાન સ્ટેશન) થશે! કોણ કહી શકે કે શું થવાનું છે?"

"તે પણ એક વ્યવસ્થા જ છે ને?" બળવંતરાવે જવા
દીધોઃ "દરેક વ્યક્તિએ, સમાજે, પેઢીએ પોતાને યોગ્ય લાગે તે
વ્યવસ્થા સ્થાપવી અને ભવિષ્યની વાતો 'કાલ'ની ઉપર સોંપવ
મારો સુધારો અને મારી વ્યવસ્થા ત્રિકાલાબાધિત રહેવી જ જોઈએ
એ આગ્રહ નકામો છે. મરણ દરેકને વળગેલું જ છે. દેવનું અ
ધર્મનું મરણ પણ આવવા માંડયું છે! પણ તેથી આપણે જીવવું
નહિ કે શું?"

"દેવ કે ધર્મના મૃત્યુના આગમન વિષે મારી ખાતરી નથી,
આ લેખકે કહ્યુંઃ "ખરો દેવ અને ખરો ધર્મ નિત્ય છે, સનાતન
તેમનાં સ્વરૂપો બદલાય એટલું જ."

"તેમનું સ્વરૂપ બદલાય એટલે તેનું જૂનું સ્વરૂપ ગયું, મરી ગ
એમ અમે સ્પષ્ટ રીતે કહીએ છીએ. તમને એ કહેવાનું મન થ
નથી, એ જ તમારી અમારી વચ્ચેનો ફેર," સુશીલા બોલી.

"એ ફેર નથી; હજી વધારે ફેર છે," આ લેખકે જવા
આપ્યોઃ "મા મરવાની છે એ જાણતો હોઉં તે છતાં અને તે
બેહાલ સ્થિતિ જોયા પછી મરણ જલદી આવીને તેને લઈ જાય
સારું, એવું એક રીતે મને લાગતું હોય તે છતાં, તેને મારી નાખવા
ઇચ્છા મને હજી થતી નથી. તેના મૃત્યુથી મને આનંદ પણ થ
નથી. સૃષ્ટિક્રમ પ્રમાણે મરણ તો દરેકને વળગેલું જ છે, અને એ
રીતે એ સારી વાત છે. એક પેઢીના મૃત્યુ પછી બીજી પેઢી આવે
એક રિવાજની પાછળ બીજો રિવાજ આવે છે; એક યુગધર્મ ગ
પછી બીજો યુગધર્મ આવે છે; એક સત્યની પછી બીજું સત્ય એ
ગાદીનું વારસ બને છે; આ બધું મારી બુદ્ધિને ઠસતું હોવા છ
મારા હૃદયને પીડે છે. જૂનાના મૃત્યુથી હું સૂતક પાળતો નથી; પ
મન દિલગીર તો થાય જ છે. નવું જન્મે તો તે નવબાળકને

પ્રેમથી રમાડીશ; પણ એ બાળક ભવિષ્યમાં કેવું નીકળશે, એ વિચાર મારા મનમાં આવ્યા વિના રહેતો નથી. તમારું એવું નથી."

"એ તમારો ભ્રમ છે," સુનંદરાવ બોલ્યો: "સુશીલા, બાળુ કે હું કોક વાર કાંઈક વિનોદમાં ગમે તેમ બોલી જઈએ છીએ, એ વાત સાચી; પણ જૂનાને વિષે અમારાં મનમાં આદર નથી, અને નવાનાં અમે અંધભક્તો છીએ, એમ પણ નથી."

"નવું બાળક પણ ભવિષ્યમાં કોક વાર મરવાનું છે, એ અમે જાણીએ છીએ," સુશીલાએ કહ્યું: "પણ ભવિષ્યમાં મરવાનું છે તેથી આજથી જ સૂતક પાળવાની જરૂર નથી. નવું જે આજે જીવતું છે, કુમળું, સુંદર અને રમતિયાળ છે, બોલેચાલે છે, હસેરમે છે, તેનું લાલનપાલન અમે કેમ ન કરીએ ? તેને સારી રીતભાત કાં ન શીખવીએ ? આ ઉષા તરફ જુઓ ! તે આજે નાની છે, પણ તે ભવિષ્યમાં એકવાર મરવાની એ વાત ચોક્કસ. પણ ભવિષ્યમાં મરશે તેથી તેને આજ પણ અમે ન રમાડીએ ? આજે એને જગત ન બતાવીએ ? જગતમાં તેને બોલવાચાલવા ન દેવી ? ઉષાની વાત રહેવા દો. તમેય એકવાર તો મરવાના જ છો ને ? તો પછી શા માટે આટલી બધી ખટપટ અને ધમાલ કરી રહ્યા છો ? મારું ચરિત્ર લખી રહ્યા છો તે શા માટે ? અને તે લખતી વખતે પોતાનો સંબંધ જ્યાં જ્યાં પ્રમુખપણે આવ્યો, ત્યાં ત્યાં તમે એનો ઉલ્લેખ કેમ નથી કર્યો ?"

"વ્યક્તિગત વાતો જવા દઈએ," બળવંતરાવ બોલ્યા: "તમે, અમે તો શું, પણ આખું જગત ભવિષ્યમાં બરફની જેમ ઠંડું પડી જવાનું છે,—જગતમાં એક પણ જીવ રહેવાનો નથી. વાયુ પણ નહિ વાય. આખું જગત હિમાલયની જેમ બરફ વડે ઢંકાઈ જવાનું છે, એવું કેટલાક શાસ્ત્રજ્ઞો માને છે. એ વાત સાચી હોય, તોપણ આપણે પ્રાણત્યાગ કરીએ છીએ ખરાં ? પોતપોતાના ગુણધર્માનુસાર અને અભિરુચિને અનુસરીને જાતજાતનાં કામો તો કરીએ જ છીએને ?

દરેક માણસે પોતાનો પ્રકૃતિધર્મ સમજી લઈને આસક્તિ વિના અને અહંકારનો ત્યાગ કરીને સ્વકર્તવ્ય કર્યે જવું અને આખું ભવિષ્ય ભવિષ્યકાળના હાથમાં સોંપી દેવું. ગીતાનો આ સંદેશ સાચે જ સુંદર છે, અને તેને જ અનુસરીને માણસે વર્તવું જોઈએ."

"તમારાં આ તત્ત્વજ્ઞાન અને વૃત્તિમાં ઉત્સાહ ઉત્પન્ન કરવાની શક્તિ નથી. ધર્મ વિના—"

"For Heaven's sake don't bring in your religion now. We had had enough of it (ભગવાનને ખાતર હવે એ ધર્મને વચ્ચે ન આણશો. એનો હવે કંટાળો આવ્યો)," સુશીલા બોલી.

"ગાળ દેવાને માટેય તમે 'દેવ'ને વચ્ચે આણ્યો, એ સદ્‌ભાગ્યની વાત છે," આ લેખકે કહ્યું: "બાકી, તમે ગમે તેટલાં ના પાડો તોય તમારે પેટે એક દેવ, નહિ તો એક દેવી છસાત મહિના પછી અવતરવાની છે, એવી ખબર એક ગુપ્ત જાસૂસે મને આપી છે. દુઃખ કેવળ આ વાતનું જ છે કે એ બાલદેવ હિંદુસ્તાનની બહાર જન્મશે!"

"તે બાલદેવ આખા જગતને પોતાનું ઘર માનશે. તે કૃત્રિમ દેશમર્યાદાઓને નહિ માને. તે આંતરરાષ્ટ્રીય થવાનો છે," બળવંતરાવ બોલ્યા.

"સુશીલાને કેડે બેઠેલા એ બાલદેવને જોવાની ઇચ્છા છે; પણ એ તો ભવિષ્યની વાતો છે. હમણાં તો આગબોટ ઉપર જઈને કઈ કૅબિન મળી છે, ને તે કેવી છે, તે આપણે એકવાર જોઈ લઈએ."

